# નિવેદન

ગુજરાત વિદ્યાસભા(ગુ.વ.સો.)એ ગુજરાતી ભાષા દ્વારા ઉચ્ચ અભ્યાસ અને સંશોધન ખીલવવા કેટલાક સમયથી પ્રવૃત્તિ આદરી, એને અંગે કેટલાક વિદ્વાનોને ગ્રંથો લખવાનું કામ પણ સોંપ્યું હતું. ૧૯૩૯ના માર્ચમાં દેણગી આપતાં મુંબઈ સરકારે નીચે જણાવેલી યોજના મંજૂર કરી આપી હતી :

### ભાષા અને સાહિત્ય (Language and Literature)

૧. ગુજરાતી ભાષાનો ઇતિહાસ, એનો ઉગમ, અને ક્રમિક કક્ષાઓમાં વિકાસ.

૨. ગુજરાતી છંદઃશાસ્ત્રનો અધ્યયનાત્મક નિબંધ.

૩. જૂની ગુજરાતીના શિષ્ટ ગ્રંથોનું સંપાદન (ગુ. વિ. સ.ના હાથપ્રતસંગ્રહ તથા બીજાની હાથપ્રતોને આધારે).

### ૨. ઇતિહાસ (History)

૧. ઇતિહાસ-સાધન ગ્રંથો.

૨. ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ (સચિત્ર).

### ૩. સમાજ-શાસ્ત્ર (Sociology)

# પટ્ટસૂચિ

# શુદ્ધિ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૪૦ | ૮ | તામ્રપત્ર પર | તામ્રપત્ર |
| ૩૬૯ | ૬ | क्षपत्र | क्षत्रप |
| ૩૭૭ | ૨૨ | पुरपोत्तमः | पुरुपोत्तम. |
| ૩૮૧ | ૧૯ | અધ્યાય | અધ્યાય ૧૪ |
| ૩૮૭ | ૧૨ | દદ્દા | દુદ્દા |
| ૩૮૯ | ૧૨ | બુદ્ધનર્વાણ | બુદ્ધનિર્વાણ |
| ૩૯૯ | ૪ | ગોત્રકાર | ગોત્રકારના |
| ૪૦૭ | ૨૧ | વસ્તે | વાસ્તે |
| ૪૧૧ | ૨૦ | निशेध | निरोध |
| ૪૧૫ | ૧૫ | માહેશ્વરની | મહેશ્વરની |
| ૪૧૬ | ૭ | જિમૂતવાહન | જીમૂતવાહન |
| ૪૨૫ | ૮ | બૌદ્ધે | બૌદ્ધો |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૪૭ | ૨૧ | પર્વતની | પર્વતના |
| ૫૫૭ | ૭ | બહત્સહિતા | બૃહત્સંહિતા |
| ૫૬૦ | ૧૦ | નિવાહનો | નિવાસનો |
| ૫૬૩ | ૨૪ | ६-७ | ૪-૫ |
| | ૨૭ | चोस्सर | चोस्सरी |
| ૫૭૮ | ૧૫ | सूर्यांवरागे | सूर्योवरागे |
| ૫૯૦ | ૨૩ | ०दुत्तरेंके | ०दुत्तरके |
| ૬૦૬ | ૧૪ | नामेने | नामोने |
| ૬૨૩ | ૧૩ | ૨૦ | ૨૦૪ |
| ૬૪૧ | ૧૪ | સન્મુખ | સંમુખ |
| ૬૪૩ | ૧૯ | ,, | ,, |
| ૬૪૪ | ૧૩ | ,, | ,, |
| ૬૪૭ | ૧૬ | આસપસાની | આસપાસની |
| ૬૫૦ | ૩ | એલોરોના | એલોરાનાં |
| ૬૫૪ | ૮ | ભાત ને | ભાતને |
| | ૧૯ | મુખના આ | મુખના |
| ૬૬૩ | ૧૪ | જમણુ | જમણા |
| ૬૭૩ | ૨૩ | થઈ | થયો |
| ૬૮૧ | ૧૦ | ગોઠવેલો | ગોઠવેલા |
| ૫૬ ૧૭ | | કૌચરી | કૌમારી |


आनदपुर
दशपुर
सूर्यापुर
खेटक
शिवभागपुर
सगमखेटक
भरुकच्छ
नादीपुरी
अक्रूरेश्वर
धराय
कन्तारग्राम
नवसारिका
मैत्रककालीन गुजरात

## ૧૦. ધાર્મિક સ્થિતિ

૧૯૯ મૈત્રકકાલીન લેખોનો મુખ્ય વિષય દાનશાસનોનો છે ને એ શાસનોમા જણાવેલા દાન ધાર્મિક હેતુ ના છે દાનશાસનોમા આ પ્રકાર

**ધર્મદાય** ના દાનને ધર્મદાય કે ધર્મદેય (ધર્મ અંગેનુ દાન) કહેવામા આવે છે ધર્મશાસ્ત્રમા દાનનો ઘણો મહિમા ગાવામા આવ્યો છે ધર્મનુ પરમ અંગ કલિયુગમા દાન છે, ગૃહસ્થોનો પરમ ધર્મ દાન છે ઇત્યાદિ[1] મહાભારત ને પુરાણોમા દાનને લગતા અનેક અધ્યાય આવે છે,[2] એટલુ જ નહિ, દાનના વિષય પર દાનખણ્ડ, દાનમયૂખ, દાનસાગર ને દાનપ્રકાશ જેવા અનેક વિશિષ્ટ પ્રબધ લખાયા છે[3] સ્મૃતિવિહિત ધર્મમા યાગ ને હોમના અધિકાર મર્યાદિત હતા, પરતુ દાનનો અધિકાર સર્વસામાન્ય હતો[4] દાન દેવાના વિવિધ દ્રવ્યોમા અમુક દ્રવ્યોનુ દાન ઉત્તમ કોટિનુ–મહાદાન ગણાતુ, જેમકે સુવર્ણ, ધેનુ, અશ્વ, હસ્તી, ભૂમિ, કન્યા ઇત્યાદિ[5] ધેનુ ભૂમિ ને વિદ્યાનુ દાન

---

૧ કાણે હિસ્ટરી ઑફ ધર્મશાસ્ત્ર પુ ૨ પૃ ૮૩૭

तप पर कृतयुग त्रेतायां ज्ञानमुच्यते।
द्वापरे यज्ञमेवाहुर्दानमेकं कलौ युगे॥ (શાન્તિપર્વ ૨૩૨ ૨૮)
यतीना तु शमो धर्मस्त्वनाहारो वनौकसाम्।
दानमेव गृहस्थाना शुश्रूषा ब्रह्मचारिणाम्॥ (હેમાદ્રિ, દાનખણ્ડ, પૃ ૬)

૨ જેમકે अनुशासनपर्व (અ૦ ૧–૭૨) अग्निपुराण (અ૦ ૨૦૮ ૨૧૫, ૨૧૭) मत्स्यपुराण (અ૦ ૮૨–૯૧, ૨૭૪–૨૮૯), वराहपुराण (અ૦ ૯૯ ૧૧૧)

૩ કાણે સદર, પૃ ૮૪૧

૪ સદર, પૃ ૮૪૫ , ૬ ૧૯)

૫ अन्न दधि मधु त्राण गोभूरुक्माश्वहस्तिन ।
दानान्युत्तमदानानि उत्तमद्रव्यदानत

અત્યુત્તમ કોટિનુ–અતિદાન મનાતુ[6] ને એમા કેટલીકવાર ભૂમિદાનને સર્વોત્તમ કોટિનું ગણવામા આવતુ[7] સુવર્ણ, ધેનુ, અન્ન ઇત્યાદિ જગમ પદાર્થોનુ દાન કરવાનો અધિકાર સર્વસામાન્ય હોઈ બહુ વર્ગના લોકોએ એ પ્રકારનાં અનેક દાન દીધા હશે, પરતુ એ પ્રકારના દાનોને અગે કઈ લખત લખાવવાની ભાગ્યેજ જરૂર રહેતી ને એનુ ખત લખાવ્યુ હોય ત્યારે પણ, એ પદાર્થોનો ઉપયોગ અનિત્ય હોઈ, એને તામ્રપત્ર પર જેવા અક્ષય પદાર્થ પર ભાગ્યેજ કોતરાવવામા આવતુ. પરતુ સ્થાવર ભૂમિનુ દાન શાશ્વત હોઈ ભૂમિદાનને અગે હમેશા ખત લખવામા આવતુ ને એ ખતને તામ્રપત્રો પર કોતરવામા આવતુ તામ્રપત્રો પર કોતરેલા દાનશાસનોને લીધે મૈત્રકકાલ જેટલા પ્રાચીન કાલનાં અનેક ભૂમિદાનોની માહિતી મોજૂદ રહી છે. આ દાન શાસનોનાં દાતા તરીકે સામાન્યત. રાજાનુ જ નામ જોવામા આવે છે. મૈત્રક વશના દાનશાસનોમા દાતા તરીકે રાજકુળના અન્ય કોઈ માણસનુ યે નામ દેખા દેતુ નથી[8] દક્ષિણ ગુજરાતના ગુર્જરનૃપતિવશના દાનશાસનોમાં એક દાનના દાતા તરીકે રાજાના અનુજનુ[9] ને ચાલુ-

કુલ વંશના દાનશાસનોમાં તો દાનના દાતા તરીકે યુવરાજનું[૧૦] નામ આવે છે પરંતુ મૈત્રકકાલના જે સ્વામો ઉપરાંત દાનશાસન મળ્યાં છે તેમાં દાતા તરીકે રાજકુળ સિવાયના કોઈ અન્ય કુળના માણસનું નામ ક્યાંય આવતું નથી[૧૧] આથી ભૂમિદાન દેવાનો અધિકાર રાજકુળ પૂરતો મર્યાદિત હોય એવો મત ઉપસ્થિત થાય છે છતાં આ કારણે ધાર્મિક માણસો કે સંસ્થાઓને ભૂમિદાનનો લાભ રહ્યો ઓછો મળતો એવું નથી, કેમકે રાજાઓમાં પોતાના માતાપિતાના તેમજ પોતાના પુણ્ય ને યશની અભિવૃદ્ધિ અર્થે ધાર્મિક હેતુના ભૂમિદાન દેવાની ઉત્કટ ભાવના રહેલી હતી મૈત્રકકાલીન રાજવંશોની સત્તા સ્થિર થયા પછી એનો લગભગ દરેક રાજા ભૂમિના ધર્મદાય કરતો હતો ને ભૂમિમાં ઘણી વાર ક્ષેત્રવાપીકૂપ ઇત્યાદિનું ને કોઈ વાર આખા ગામનું યે દાન દેતો હતો ધર્મદાયનો પ્રતિગ્રહ કરનારને એ ભૂમિની ઊપજના સર્વ અધિકાર આપતો ને એ અધિકાર એની પેઢીઓ ને પેઢીઓ લગી ચાલુ રહે એ રીતે શાશ્વત કાલ માટે સુપ્રત કરતો લગભગ દરેક રાજાનું આવાં ઓછામાં ઓછું એકાદ દાનશાસન મળ્યું

ગ્રહીતાને જળ આપ્યાના મુખ્ય વિધિનો[22] ઉલ્લેખ કરવામાં આવતો. આ વિધિ થયા પછી એ દેય પરનો અધિકાર ગ્રહીતાને પ્રાપ્ત થતો. પછી રાજા સ્વમુખે[23] કે કોઈ જવાબદાર વ્યક્તિ[24] મારફતે સંદેશો મોકલીને કોઈ ઉચ્ચ અધિકારી પાસે આ ધર્મદાયના શાસનનો લેખ તૈયાર કરાવતો. લેખ ઘડવાનું કામ મોટે ભાગે સન્ધિવિગ્રહાધિકૃતને સોંપવામાં આવતુ, જે ઘણીવાર દિવિરપતિનો અધિકાર પણ ધરાવતો.[25] સન્ધિવિગ્રહાધિકૃતની જગ્યાએ આ અધિકાર કેટલીક વાર બલાધિકૃતને આપવામાં આવતો.[26] દાનશાસનના લેખમાં એ શાસન-સ્થાન, દાતાના પૂર્વજો, દાતા, ગ્રહીતા, દેય, પ્રયોજન, દૂતક, લેખક, મિતિ ઇત્યાદિને લગતી તમામ જરૂરી વિગતો નોંધતો, ને લેખને અંતે રાજાના સ્વહસ્ત (દસ્કત) પણ આપતો. આ શાસન સામાન્ય રીતે લાગતાવળગતા અધિકારીઓને કે લાગતાવળગતા સ્થાનના નિવાસી-ઓને કે સર્વ લોકોને સંબોધવામાં આવતું,[27] ને એમાં એમને ગ્રહી-તાને થયેલા ભૂમિદાનની ખબર આપવા ઉપરાંત એના એ પરના અધિ-કાર ભોગવવામાં એને કોઈએ કંઈ રુકાવટ ન કરવાની આજ્ઞા કરવામાં

---

૨૨ उदकातिसर्गेण निसृष्टः है अतिसृष्ट है प्रतिपादितः

૨૩ स्वमुखाज्ञा

૨૪ રાજાના શાસનનો સંદેશો એ શાસનનો લેખ તૈયાર કરનાર અધિકારીને પહોંચાડનાર જવાબદાર વ્યક્તિને દૂતક કહેતા. આ અધિકાર સામાન્યતઃ સામન્ત, રાજપુત્ર કે કોઈ ઉચ્ચ અધિકારીને આપવામાં આવતો.

૨૫-૨૬ જુઓ પરિશિષ્ટ ૨.

૨૭ सर्व्वानेव स्वानायुक्तकविनियुक्तकचाटभटद्राङ्गिकमहत्तरध्रुवाधिकरणिकदण्डपाशिकचोरोद्धरणिकविषयपतिराजस्थानीयोपरिककुमारामात्यादीनन्यांश्च यथासम्बद्ध्यमानकान् અથવા अमुकस्थलवासिनः અથવા सर्व्वानेव यथासंबद्ध्यमानकान् અથવા सर्व्वानेव

આવતી.[૨૮] દાન દેનાર રાજા પોતે આપેલા ધર્મદાયને લગતું પોતાનું શાસન આણી જિંદગી પાળે એ સ્વાભાવિક છે, પરંતુ એની પછીના રાજાઓ એને અનુમોદન આપે ને એનું અનુપાલન કરે એ અનિશ્ચિત રહેતું. ને એ ભાવી રાજાઓ પર દાન દેનાર રાજાનો અધિકાર પણ શો! આથી એને તો એ આગામી 'ભલા' રાજાઓને—પોતાના વંશના તેમજ અન્ય વંશના રાજાઓને—ઐશ્વર્યો અનિત્ય છે, માનુષ્ય અસ્થિર છે ને ભૂમિદાનનું ફળ સર્વ (રાજાઓનું) સામાન્ય છે એનો ખ્યાલ કરીને પોતાના એ દાયનું અનુમોદન તેમજ અનુપાલન કરવા અંગે નૈતિક અનુરોધ કરવો પડતો[૨૯] ને એ અનુરોધમાં એ કેટલીક વાર પોતાના દાનશાસનનો ભંગ કરનારને કે કરવા દેનારને પંચ મહાપાતકો ને ઉપપાતકો લાગશે એવો ભય પણ દર્શાવતો.[૩૦]

૨૦૧. આ અંગે દાનશાસનમાં દાનથી ને દાનના અનુપાલનથી પ્રાપ્ત થતા પુણ્યને લગતા તેમજ આપેલા દાનનો ભંગ કરનારને લાગતા પાપને લગતા બેત્રણ કે એથી ઓછાવત્તા શ્લોક ટાંકવામાં આવતા. મૈત્રક વંશનાં દાનશાસનોમાં એકંદરે નીચેના સાત શ્લોક નજરે પડે છે:

षष्टिं वर्षसहस्राणि स्वर्गे मोदति भूमिदः।
आच्छेत्ता चानुमन्ता च तान्येव नरके वसत्॥

---

२८ अस्तु वस्संविदितं यथा मया...अमुकस्मै...अमुकः...धर्म्मदायोऽतिसृष्टः। यतोऽस्योचितया धर्म्मदेयस्थित्या भुञ्जतः कृषतः कर्षयतः प्रदिशतो वा न कैश्चिद् व्यासेधे वर्तितव्यम्

२९ आगामिभद्रनृपतिभिरस्मद्वंशजैरन्यैर्वानित्यान्यैश्वर्याण्यस्थिरं मानुष्यं सामान्यञ्च भूमिदानफलमवगच्छद्भिरयमस्मद्दायोऽनुमन्तव्यः परिपालनीयश्च।

३० यश्चैनमाच्छिन्द्यादाच्छिद्यमानं वानुमोदेत स पञ्चभिर्महापातकैस्सोपपातकैश्च संयुक्तस्स्यात्।

ભૂમિદાતા વસે સ્વર્ગે વર્ષો સાઠ હજાર ને
છેદે કે છેદવા દે તે એટલાં નરકે વસે.

स्वदत्तां परदत्तां वा यो हरेत वसुन्धराम्।
गवां शतसहस्रस्य हन्तुः प्राप्नोति किल्बिषम्॥

પોતે કે પારકે દીધી ભૂમિને જે હરે નર,
લાખ ગાય હણ્યા કેરું લાગે પાતક તેહને.

बहुभिर्व्वसुधा भुक्ता राजभिस्सगरादिभिः।
यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलम्॥

સગરાદિ ઘણા રાજા ભૂમિને ભોગવી ગયા;
જેની જેની યદા ભૂમિ તેનું તેનું તદા ફલ.

पूर्व्वदत्तां द्विजातिभ्यो यत्नाद्रक्ष युधिष्ठिर।
महीं महिमतां श्रेष्ठ दानाच्छ्रेयोऽनुपालनम्॥

દ્વિજોને દાન દીધેલી, યત્ને પાળ, યુધિષ્ઠિર,
ભૂમિને, શ્રેષ્ઠ ભૂપાલ, દાનથી શ્રેય પાલન.

यानीह दारिद्र्यभयान्नरेन्द्रैर्द्धनानि धर्म्मायतनीकृतानि।
[31]निर्भुक्तमाल्यप्रतिमानि तानि को नाम साधुः पुनराददीत॥

ધર્માશ્રયે દાન કરેલ ભૂપે છે દ્રવ્ય નિર્માલ્ય સમાન તે તે
દરિદ્રતાના ભયથી ખરે એ પાછાં લઈ સજ્જન કોણ લે રે?

विन्ध्याटवीष्वतोयासु शुष्ककोटरवासिनः।
कृष्णाहयो हि जायन्ते [32]भूमिदायं हरन्ति ये॥

ભૂમિદાય હરે છે જે જન્મે છે કૃષ્ણ સર્પ તે
વસે શુષ્ક બખોલોમાં વિંધ્ય-નિર્જલ-કાનને

---

૩૧ પાઠાંતર: निर्म्माल्यवान्त°

૩૨ પાઠાંતર: पूर्व्वदायं°, भूमिदायहरा नराः, ब्रह्मदेयापहारकाः

लक्ष्मीनिकेतं यदपाश्रयेण प्राप्तोऽसि[33] [ह्ये]कोऽभिमतं नृपाथम्।
तान्येव पुण्यानि विवर्द्धयेथा न [34]हापनीयो ह्युपकारिपक्षः ॥

જેના થકી ઈપ્સિત અર્થ પામ્યો લક્ષ્મીતણો આશ્રય [એ]ક ભૂપ!
પુણ્યો જ્યા એ જ વધારવાના, ગુમાવવો ના ઉપકારિપક્ષ

દરેક દાનશાસનમા શરૂઆતમા આમાના ગમે તે બેત્રણ કે એથી ઓછાવત્તા શ્લોક ટાકવામા આવતા,[35] પરતુ આગળ જતા આમાથી बहुभि०, पूर्वदत्ता० ને षष्टि० એ ત્રણ શ્લોકો જ એ ક્રમે ટાકવાનુ નિયત થયુ જણાય છે ગારુલકો ને મૈત્રકો ॥ દાનશાસનોમા षष्टि०, यानीह० ને बहुभि० શ્લોક આપવામા આવે છે[36] દક્ષિણ ગુજરાતના સમકાલીન રાજ્યોના દાનશાસનોમા षष्टि०, पूर्वदत्ता०, बहुभि०, विन्ध्याटवी०, यानीह० ને स्वदत्ता० એ છ શ્લોકોમાના શ્લોક ટાકવામા આવે છે ગુર્જરનૃપતિવંશ, ચાહમાન વશ ને રાષ્ટ્રકૂટ વંશના દાનશાસનોમા આ ઉપરાત એક એક અધિક શ્લોક જોવામા આવે છે

33 આ શ્લોક માત્ર બે દાનશાસનોમા જ મળે છે ને એમાય એના કેટલાક અક્ષર અવાચ્ય છે બને લેખના વાચ્ય અક્ષરો મેળવતા ને આ એક અક્ષર ખૂટે છે આ શબ્દ [ह्ये]कौ હોવો જોઈએ એ ધારણાએ અનુવાદમા 'એક' શબ્દ ઉમેર્યો છે સહુમા તુ એક (એકલો) અભિમત અર્થ પામ્યો છે એવો ભાવ અભિપ્રેત લાગે છે આ શ્લોક પુરાણોમા મળ્યો નથી, નહિતો એના આ ખૂટતા અક્ષરનો ચોક્કસ પત્તો લાગત

34 પાઠાતર वर्शनीया

35 ઘણીવાર ત્રણ કેટલીકવાર બે ને કોઈ વાર એક ચાર પાચ કે છ શ્લોક આપવામા આવ્યા છે

36 મૈત્રક દાનશાસનમા આ ઉપરાત એક અધિક શ્લોક આપેલો છે

मयि राज्ञि व्यतिक्रान्ते योऽन्यो राजा भविष्यति।
तस्याहं करलग्नोऽस्मि शासनं न व्यतिक्रमेत्॥

હુ આ રાજા જતા ચાલી થશે જે અન્ય રાજવી,
તેને હુ હાથ જોડુ છુ, કરે શાસન લોપ ના

अग्नेरपत्यं प्रथमं सुवर्णं भूर्वैष्णवी सूर्य्यसुताश्च गावः।
लोकत्रयं तेन भवेत्तु दत्तं यः काञ्चनं गां च महीं च दद्यात्॥

સુવર્ણનો ઉદ્ભવ અગ્નિમાથી, ભૂ વિષ્ણુની, ગૌ રવિની સુતા છે;
કે સ્વર્ણ ગૌ ને મહિ દાનમા જે દાતા પ્રમાણે ત્રણ લોકનો તે.

सर्व्वानेतान्भाविन. पार्थिवेन्द्रान् भूयोभूयो याचते भर्तृवड्ढः।[37]
सामान्योऽयं धर्मसेतुर्नृपाणां स्वे स्वे काले पालनीयो भवद्भिः॥

સર્વે ભાવી રાજવીની સમક્ષ વારે વારે યાચનો ભર્તૃવડ્ઢ:
આ ભૂપોનો સર્વનો ધર્મસેતુ, સ્વે સ્વે કાલે પાળવો એક આપે.

शंखः सिंहासनं छत्रं वाजिवारणं योषितः।
भूमिदानस्य महतः सर्व्वमेतद् विचेष्टितम्॥

સિંહાસન અને છત્ર શંખ સ્ત્રી અશ્વ ને ગજ,
ભૂમિનું જે મહાદાન તેનું છે સર્વ એ ફળ.

દાનશાસનોમા આ શ્લોક 'ભગવાન વેદવ્યાસ વ્યાસે' ગ્યેલા જણાવવામા આવ્યા છે.[38] વેદવ્યાસ તરીકે વિખ્યાત થયેલા કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ મહાભારતના મૂળભાગ ને મહાપુરાણોના કર્તા ગણાય છે. આ દાનશાસનોમા એમાની કોઈ કૃતિનો વિશિષ્ટ નિર્દેશ કરવામાં આવ્યો નથી.[39] પરતુ આમાના ઘણા ખરા શ્લોક કોઈ ને કોઈ પુરાણોમા મળી આવે છે, તેથી એ પુરાણોમાથી લેવામાં આવ્યા હશે. 'હિસ્ટરી ઓફ ધર્મશાસ્ત્ર'ના પરિશિષ્ટમા[40] પાં. વા. કાણેએ ભારતીય

૩૭ પુરાણોક્ત શ્લોકમાં અહીં 'રામભદ્ર' શબ્દ હોય છે તેની જગ્યાએ આ શાસન-લેખમાં ઉપર પ્રમાણે પ્રાસંગિક ફેરફાર કરવામાં આવ્યો છે.

૩૮ उक्तश्च भगवता वेदव्यासेन व्यासेन અથવા अपि चात्र व्यासगीताः श्लोका भवन्ति

૩૯ મધ્ય ભારતમા આવેલા ઉચ્છકલ્પના રાજવશના દાનશાસનોમા તો મહાભારત-નો નિર્દેશ કર્યો છે, પરતુ એ પુરાણો જેટલું બધ બેસતુ નથી.

૪૦ પુ. ૨, પૃ. ૧૨૭૧-૭૭

દાનશાસનોમાં આવતા ૪૦ શ્લોક એકત્ર કરીને એમાંના ઘણા શ્લોકો ધર્મશાસ્ત્રના જુદાજુદા પુસ્તકોમાં શોધી આપ્યા છે એ યાદીમાં મૈત્રક કાલીન ગુજરાતના દાનશાસનોમાં આવતા ઉપર જણાવેલા દસ શ્લોકો માંના નવ શ્લોકોનો સમાવેશ થયો છે ને એ નવમાંથી ૭ શ્લોકો મૂળ પુરાણોમાં શોધી આપવામાં આવ્યા છે[41] પુરાણોમાં વધુ તપાસ કરતાં બાકીના શ્લોકોનો પણ પત્તો લાગે છે, એટલું જ નહિ, પેલા શ્લોકો મૂળ એમાં જણાવેલાં પુરાણો ઉપરાંત બીજાં પુરાણોમાં પણ મળી આવે છે[42] આમ ભૂમિના ધર્મદાયને લગતા રાજશાસનના અંતમાં પુરાણગત પ્રશસ્તિઓનો પડઘો પડે છે

---

૪૧ એની વિગતો આ પ્રમાણે છે —

षष्टिं वर्षसहस्राणि०—विष्णुधर्मोत्तर पुराण, —

स्वदत्तां परदत्तां वा —

बहुभिर्वसुधा भुक्ता०—भविष्यपुराण ४ १६४ २२, पद्मपुराण ६ ३३ २६ २७

पूर्वदत्तां द्विजातिभ्यो०—भविष्यपुराण ४ १६४ ३८

यानीह दारिद्र्यभयान्नरेन्द्रैः०—

विन्ध्याटवीष्वतोयासु०—भविष्यपुराण ४ १६४ ३

अग्नेरपत्यं प्रथमं सुवर्णं०—पद्मपुराण ६ ३३ ३२ (वनपर्व २०० १२८)

सर्वानेतान्भाविनः पार्थिवेन्द्रान्०—

शंख सिंहासन छत्र०—पद्मपुराण ६ ३३ ११

४२ षष्टिं वर्ष०—स्कन्द पुराण ३ ३४ २६, पद्मपुराण ६ ३ २ ३०

वि ध पु २ ३०५ ३१-२

स्वदत्ता०—पद्मपुराण ६ ३३ २७

बहुभि०—स्कन्द पुराण ३ ३४ २५

यानीह०—स्कन्द पुराण ३ ३४ ३९

विन्ध्या०—स्कन्द पुराण ३ ३४ ३४

सर्वानेतान्०—स्कन्द पुराण ३ ३४ ४०

૨૦૨ લેખ ઘડનાર પછી લખાણને અંતે પોતાને શાસનનો સંદેશો આપનાર દૂતકનું તેમજ પોતાનું નામ અને દાનની મિતિ જણાવીને ખત પૂરું કરતો ને એના પર રાજાના દસ્કત કરાવી એ આખો શાસન-લેખ તામ્રપત્રો પર કોતરાવતો. એને તામ્રશાસન કહેતા. તામ્રશાસનની આ પ્રત ગ્રહીતાની પાસે રહેતી, જે લેખનદ્રવ્યના લાંબા ટકાઉપણાને લીધે[43] એને ને એના વંશજોને દેય પરના પોતાના અધિકારના પ્રમાણલેખ તરીકે હંમેશ માટે કામ લાગતી. ભૂમિદાયના શાશ્વત અધિકારને કારણે કોઈ વાર કોઈ ભૂતપૂર્વ રાજાને નામે પાછળથી બનાવટી દાનશાસન ઘડીને એને તામ્રપત્રો પર કોતરાવી અમુક ભૂમિ પરના પોતાના અધિકાર-લેખ (title-deed) તરીકે રજૂ કરવામાં આવતું. પરંતુ એમાં થઈ જતી કોઈ ને કોઈ ભૂલ પરથી એ દાન-શાસનની બનાવટ ભાગ્યેજ છુપાઈ રહે છે. મૈત્રક, ગુર્જરનૃપતિ, ચાલુક્ય ને સૈન્ધવ વંશના અમુક રાજાઓને નામે ઘડાયેલાં બનાવટી દાન-શાસનોના કેટલાક નમૂના મળ્યા છે.[44] બાકીના ઘણાંખરાં દાનશાસનોમાં લેખને અંતે આપેલા રાજાના દસ્કતનું તેમજ એનાં તામ્રપત્રોની કડીના સાંધા પર લગાવેલી રાજમુદ્રાની છાપનું પ્રમાણ રહેલું હોય છે. આથી સામાન્યતઃ આ દાનશાસનોનું દાતાના વંશજો ને અનુગામીઓ અનુ-પાલન કરતા એવું ધ્વનિત થાય છે. મૈત્રક નરેશ ધરસેન ૨ જાની પ્રશસ્તિ-માં એ અગાઉના રાજાઓએ આપેલા ધર્મદાયોનું અનુપાલન કરતો હોવાનો તેમજ ખરગ્રહ ૨ જાની પ્રશસ્તિમાં એ અગાઉના રાજાઓએ તૃષ્ણાના લેશ લોભથી હરી લીધેલાં દેવદેયો ને બ્રહ્મદેયોના ઉત્મકલન ને અનુમોદન કરતો હોવાનો ખાસ ઉલ્લેખ આવે છે.[45] મૈત્રકવંશમાં

૪૩ प्रत्यक्षं दृश्यते पुत्र द्विजशासनमक्षयम्।
अविनाशो हि ताम्रस्य कारणं तत्र विद्यते॥ (स्कन्द पुराण २, ३४. ७)

૪૪ લેખ ૧૦૦-૧૦૧ ( ૨ ૫૨), ૧૩૫-૧૩૭ ( ૬ ૧૭૬), ૧૩૮ ( ૩ ૧૯૨)

૪૫ જુઓ § ૫૧ ને ૮૫.

મહારાજા દ્રોણસિંહે આપેલું ને વચગાળામાં લુપ્ત થયેલું એક દેવદેય ધ્રુવસેન ૨ જાએ ફરી આપ્યાનો દાખલો આવે છે.[46] દ્રોણસિંહ ને ધ્રુવસેન વચ્ચે સાત રાજા થઈ ગયા હતા, પરંતુ એમાંના કોઈ રાજાએ પોતાના જ વંશના પુરોગામીઓએ આપેલું ધર્મદાય લોભવૃત્તિથી પાછું લઈ લીધું હોવાનું ભાગ્યેજ મળે છે. એમાં જણાવેલું દ્રોણસિંહે તામ્રશાસન પર લખી આપેલું ધર્મદાય દેવાલયના સેવકો પાસેથી ગમે તે કારણે ગુમ થયું હોવાથી જ એનો અધિકાર લાંબે ગાળે લુપ્ત થયો લાગે છે. જે રાજાઓ પોતે ભૂમિના શાશ્વત ધર્મદાય દેતા તે પોતાના પુરોગામીઓએ આપેલા ધર્મદાયોના આચ્છેદથી લાગતા દોષથી દૂર રહી એના અનુપાલનનું પુણ્ય પામતા રહેવામાં જ પરાયણ રહે એ સ્વાભાવિક છે.

૨૦૩ દેવાલય, વાપી, કૂપ, તડાગ ઇત્યાદિ લોકોપયોગી બાંધકામ કરાવવા તેમજ અન્નદાન ઇત્યાદિ ધર્મદાય(ધર્માદા)ની સંસ્થાઓ ચલાવવી એ પરમાર્થ ધર્મને ધર્મશાસ્ત્રમાં પૂર્તધર્મ કહે છે.[47]

**પૂર્તધર્મ** ભૂમિદાનનો અધિકાર રાજકુળ પૂરતો મર્યાદિત હતો, જ્યારે પૂર્તદાન કરવાનો અધિકાર સમાજના સર્વ વર્ગને મળતો.[48] ભૂમિદાનનો લાભ દેવાલયો, વિહારો ને બ્રાહ્મણોને જ મળતો, જ્યારે પૂર્તદાનનો લાભ સાર્વજનિક હતો.[49] આથી ધર્મશાસ્ત્રમાં પૂર્તદાનનો ઘણો મહિમા જણાવવામાં આવ્યો છે.[50] મૈત્રકકાલીન રાજાઓની પ્રશસ્તિમાં એમની દાનશીલતાનો ઉલ્લેખ વારંવાર આવે છે ને એમાં

---

૪૬ જુઓ § ૬૭

૪૭ वापीकूपतडागानि देवतायतनानि च।
अन्नप्रदानमाराम पूर्तमित्यभिधीयते ॥ (અપરાર્ક, પૃ ૨૪)

૪૮ કાણે, હિસ્ટરી ઑફ ધર્મશાસ્ત્ર, ગ્રં ૨, પૃ ૧૫૭, પા ટી ૩૭૦

૪૯ કાણે, સદર, પૃ ૮૯૩

૫૦ इष्टापूर्तौ स्मृतौ धर्मौ.... भुक्तिमुक्तिप्रदं पूर्तमिष्टं भोगार्थसाधनम्।
(કાણે, સદર, પૃ ૮૯૦, પા ટી ૨૦૭૦)

દેવો ને દ્વિજો ઉપરાંત સાધુઓ ગુરુઓ ને વિદ્વાનોને, સ્વજનો ને સુહૃદોને તેમજ આશ્રિતો ને શરણાગતોને અને દીનો આતુરો(રુગ્ણો) અનાથો ને યાચકોને સતત વિપુલ દાન આપતા રહેવાનો નિર્દેશ આવે છે.[૫૧] આમાં ભૂમિદાન ઉપરાંત દ્રવ્યદાન, અન્નદાન ઇત્યાદિ જંગમ દાનોનો સમાવેશ થતો હોઈ એમા પૂર્તધર્મના અમુક અંશનો સમાવેશ થતો જણાય છે જ્યારે પૂર્તધર્મનો વિશિષ્ટ નિર્દેશ ગારુલક વરાહદાસ ૨ જાની પ્રશસ્તિમાં આવે છે, જેમા એને 'અનેક દેવાલય, આરામ (ઉદ્યાન), સભાગૃહ, વિહાર (મઠ), અવસથ (આશ્રમ), સત્ર (ધર્મશાળા) ને પ્રપા (કૂપ) બંધાવનાર' કહેવામા આવ્યો છે.[૫૨] પૂર્તધર્મના આવાં કાર્ય તો રાજકુળ ઉપરાંત બીજા અનેક કુળના ભાવિક જનો કરતા હોવા જોઈએ મૈત્રકકાલીન દાનશાસનોમા કેટલાક દેવાલયો ને વિહારોને લગતી વિગતોમા એ બંધાવનાર જનોનો ઉલ્લેખ આવે છે, જેમાં રાજાઓ, આચાર્યો, અધિકારીઓ, વેપારીઓ ને ઇતર જનોનો સમાવેશ થાય છે[૫૩] આ તો માત્ર દેવાલયો ને વિહારોને લગતા કેટલાક ઉલ્લેખ છે. આ ઉપરાંત આશ્રમો, ધર્મશાળાઓ ને જળાશયો બાંધવામા કેટલાયે માણસોએ ફાળો આપ્યો હશે ધર્મશાસ્ત્રમાં દેવ-પ્રતિષ્ઠાની જેમ આ પૂર્તકાર્ય (જેને ધર્મશાસ્ત્રમા ઉત્સર્ગ કહે છે)નો પણ ઘણો મહિમા દર્શાવવામા આવ્યો છે[૫૪] દાનમાં દાતા પોતાનો

---

૫૧ જુઓ § ૩૨, ૪૧, ૪૭, ૫૧, ૮૪, ૧૪૨, ૧૬૧ ઇત્યાદિ

૫૨ જુઓ પ્રકરણ ૮, પાદટીપ ૩૭ પ્રપાનો પ્રસિદ્ધ અર્થ 'પરબ' છે, પરંતુ એનો મૂળ અર્થ જળ પીવાની જોગવાઈવાળું કૂપાદિ સ્થાન એવો થાય છે. રાજા જેવા સાધનસંપન્ન માણસ માટે પરબ મંડાવવાના પૂર્તકાર્ય કરતાં કૂવો કરાવવાના પૂર્તકાર્યનો અર્થ વધારે બંધ બેસે છે.

૫૩ વિગતો માટે જુઓ § ૨૧૧ ને ૨૧૯

૫૪ કાણે, સદર, પૃ ૮૮૯ ૮૯૦ भुक्तिमुक्तिप्रदं पूर्तमिष्टं भोगार्थसाधनम् । (इष्ट અર્થાત્ યજન માત્ર ભુક્તિ આપનારું છે, જ્યારે પૂર્ત ભુક્તિ તેમજ મુક્તિ યે આપે છે.)—પા ટી. ૨૦૭૦

અધિકાર અન્યને સોંપી દે છે, જ્યારે ઉત્સર્ગમાં એ એનો અધિકાર સર્વભૂતોને અર્પણ કરી દે છે.[૫૫] ઉત્સર્ગકાર્યોમાં જળાશયો મુખ્ય સ્થાન ધરાવે છે ને જળાશયોમાં કૂપ, વાપી, પુષ્કરિણી ને તડાગ એ ચાર પ્રકાર જણાવવામાં આવે છે.[૫૬] મૈત્રકકાલીન દાનશાસનોમાં જણાવેલી દેયભૂમિમાં કેટલાક કૂપોનો ને અનેકાનેક વાપીઓનો ઉલ્લેખ આવ્યા કરે છે.[૫૭] આ ઉપરાંત એનાં આઘાટનો(ખૂંટ)માં સરોવર, તડાક, તડાગિકા ને કૂપિકાના ય કેટલાક ઉલ્લેખ આવે છે. ધર્મશાસ્ત્રમાં કૂપની સરખામણીએ વાપીનો મહિમા દસગણો ગણવામાં આવ્યો છે[૫૮] ને ગુજરાત–સૌરાષ્ટ્રનાં જૂનાં જળાશયોમાં વાવ ઘણું મહત્ત્વનું સ્થાન ધરાવે છે. દાનશાસનોમાં ક્વચિત પુષ્પવાટિકા ને આશ્રમોનો ય ઉલ્લેખ આવે છે. એ કાલમાં સમસ્ત ગુજરાતમાં આવાં તો અનેક જળાશયો ને ઇતર પ્રકારનાં પૂર્તકાર્યો બંધાયાં હશે, પરંતુ એટલા પ્રાચીન કાલનાં એ પૂર્તકાર્યોના અવશેષ હાલ નજરે પડતા નથી તેમ એના બાંધકામને કે જીર્ણોદ્ધારને લગતા કોઈ લેખ હાથ લાગતા નથી.[૫૯] છતાં દાનશાસનોમાં જણાવેલાં દેવાલયો ને જળાશયો કરતાં અનેકગણાં પૂર્તકાર્યો એ કાલમાં બંધાયાં હશે એ નિઃશંક છે.

વગેરેએ રચેલી સ્મૃતિઓમાં વિહિત કરેલા ધર્મના પાલનના, વર્ણાશ્રમ આચારના વ્યવસ્થાપનના ને જગતના ઉદ્ધરણના અનેક ઉલ્લેખ આવે છે. રાજાઓ પરા વિદ્યા, તથા વેદો ને સકલ શાસ્ત્રોના અભ્યાસ દ્વારા વિમલ મતિ ને સુચરિત કેળવતા અને ધર્મરાજ યુધિષ્ઠિરની જેમ વિનય ને વ્યવસ્થા સ્થાપી પ્રજાના ચિત્તને પ્રસન્ન કરી રાજા નામ સાર્થક કરતા એવી યે પ્રશસ્તિ આવે છે. વળી એઓ પોતાની રાજ્યશ્રી દાનમાં વાપરતા, એમના હસ્ત હમેશાં દાનના સલિલથી ભીંજાયલા રહેતા, દાન દેતી વખતે એ ભૂમિને તૃણવત્ લેખતા, સ્નેહીઓ ને યાચકોને કલ્પતરુની જેમ માગ્યા કે ધાર્યા કરતાં યે વધુ ફળ આપતા, ને પોતાનાં દાનો દ્વારા ધર્મને શ્રેયસ્ અર્થે સાધતા એવા યે ઉલ્લેખ આવે છે.[૬૦] રાજપ્રશસ્તિમાં રહેલી અતિશયોક્તિ બાદ કરીએ તો પણ આ પરથી એ કાલની પ્રચલિત ધર્મભાવના વિશે ઊંડી છાપ પડે છે. બ્રાહ્મણોના અધ્યયન ને અનુષ્ઠાનમાં દેવાલયોમાં થતી દેવ પૂજા ને આરાધનામાં, બૌદ્ધ વિહારોમાં વસતા ભિક્ષુઓની ઉપાસના ને ધર્મશીલતામાં અને જૈનોની આગમસાહિત્ય ને તીર્થોદ્ધારની પ્રવૃત્તિઓમાં પ્રવર્તતી આ ધર્મભાવનાનું વિશેષ દર્શન થાય છે. મૈત્રકકુલના એ પરાક્રમી રાજાઓએ ધારણ કરેલા ધર્માદિત્ય અપરનામમાં પણ આ ધર્મભાવનાનો પડઘો પડે છે. સ્વર્ગ, નરક, પુણ્ય, પાપ, કૃતયુગ, કલિ

ધર્મદેયોને લગતા લેખો પરથી મૈત્રકકાલની ધર્મભાવના વિશે ઘણી પ્રતીતિ થાય છે.

૨૦૫. સમાજના ધાર્મિક જીવનમાં બ્રાહ્મણો મુખ્ય ભાગ ભજવતા. મૈત્રકકાલીન લેખોમાંના ઘણા લેખ બ્રહ્મદેયને લગતાં દાનશાસનોના હોઈ એ કાલના બ્રાહ્મણો વિશે ઠીક માહિતી મળે છે. એમાંના બ્રાહ્મણો દરેક લેખમાં દાન લેનાર બ્રાહ્મણનું નામ, એના પિતાનુ નામ, એનુ ગોત્ર, એની વેદશાખા, એનું નિવાસસ્થાન ને જરૂર હોય ત્યાં એનું મૂળસ્થાન જણાવવામાં આવે છે.[૬૧] એમના નામ મુખ્યત: ઈશ્વર, દેવ, શિવ, કુમાર, વિષ્ણુ, અદિતિ, આદિત્ય, અગ્નિ, ઇન્દ્ર, વાયુ, સોમ, પ્રજાપતિ ઇત્યાદિ દેવતાઓનાં નામ પરથી પાડવામાં આવતાં ને એ નામોને અન્તે શર્મા, મિત્ર, દત્ત, ત્રાત, ભૂતિ, ઈશ્વર, યશસ્, સ્વામી, દેવ, વસુ ઇત્યાદિ ઉપપદ લગાડવામાં આવતાં. એમની વસ્તી વિશેષતઃ વલભી, સિંહપુર, હસ્તવપ્ર, ગિરિનગર, ખેટક, નગરક, કાશહ્રદ, આનન્દપુર, દશપુર, જંબૂસર, ભરુકચ્છ ને નવસારિકા જેવા નગરોમાં હતી. ઘણા બ્રાહ્મણો આનન્દપુર, દશપુર, ગિરિનગર ઉદુમ્બરગહ્વર, ને જમ્બૂસર જેવાં દૂરનાં નગરોમાંથી વિનિર્ગત થઈ વલભી, ખેટક ને સિંહપુર જેવાં નજીકનાં નગરોના અથવા અગસ્તિકા અયાનક, ને શ્રીદ્દિકા જેવા અગ્રહારોના વાસ્તવ્ય (રહેવાસી) બનતા હતા મૈત્રક રાજ્યનાં ઉત્તરકાલીન દાનશાસનોમાં દાન લેનાર બ્રાહ્મણને અમુક સ્થાનનો ચાતુર્વિદ્યસામાન્ય કે ત્રૈવિદ્યસામાન્ય કહેવામાં આવે છે. આ પદોનો અર્થ સામાન્યતઃ ચાર વેદોનો જાણનાર ને ત્રણ વેદોનો જાણનાર એવો કરવામાં આવે છે, પરંતુ એમાં સામાન્ય નો અર્થ સ્પષ્ટ થતો નથી. આમાં ચતુર્વિદ્યા થી ચાર વેદોનો ને ત્રિવિદ્યા થી ત્રણ વેદોનો અર્થ અભિપ્રેત છે એ નિ:સંશય છે. પરંતુ ચાતુર્વિદ્ય ને ત્રૈવિદ્ય ને

---

૬૧ જુઓ પરિશિષ્ટ ૩.

વાર આવે છે કેટલાક બ્રાહ્મણ અધ્વર્યુ કે દીક્ષિત તરીકે ઓળખાતા હતા. ક્વચિત્ અધ્યાપક ને ગણક (જ્યોતિષી) ઉપનામ પણ જોવામા આવે છે આ પરથી એ બ્રાહ્મણોને વગના મુખ્ય ધંધાઓનો કેટલોક ખ્યાલ મળે છે

૨૦૬ દાન લેનાર બ્રાહ્મણોના ગોત્રોની વિગતો પરથી મૈત્રકકાલીન ગુજરાતના બ્રાહ્મણોના ચાળીસેક ગોત્રોના નામ જાણવા મળે છે. આત્રેય,
આલભાયન, ઉપમન્યુ, ઔપમન્યવ, કણ્વ, કણ્વ-વત્સ, કપિષ્ઠ,
ગોત્રો કશ્યપ, કૃષ્ણાત્રેય, કૈગતિ, કૌણ્ડિન્ય, કૌત્સ, કૌશિક, ગાગાયન,
ગાર્ગ્ય, ગાલવ, ગૌતમ, ચૌલિ, છન્દોગિ, જનગાન, માઠર, માનવ,
લાક્ષ્મણેય, લોહાયન, વૌક્ષિ-રૌગાક્ષિ, વત્સ, વસિષ્ઠ, શાણ્ડિલ્ય, શાર્ક્ષ,
રાક્ષિ, શુનક, હારિત ઇત્યાદિ.[63] બૌધાયન કહે છે તેમ બધા ગોત્રોની સંખ્યા તો ગણી ગણાય નહિ એટલી મોટી છે.[64] પરંતુ એમા અમુક ગોત્રોને મૂળ ગોત્રો ગણી બાકીના ગોત્રોને એની અંદર વર્ગીકૃત કરવામા આવે છે મહાભારત મૂળ ગોત્રો ચાર ગણાવે છે—ભૃગુ, અંગિરસ, કશ્યપ ને વસિષ્ઠ,[65] જ્યારે બૌધાયન એને બદલે આઠ ઋષિઓને મૂળ ગોત્રકાર તરીકે ગણાવે છે વિશ્વામિત્ર, જમદગ્નિ, ભરદ્વાજ, ગૌતમ, અત્રિ, વસિષ્ઠ ને કશ્યપ એ સપ્તર્ષિઓ ને આઠમા, અગસ્ત્ય[66] ગોત્ર-

૬૩ જુઓ પરિશિષ્ટ ૩
૬૪ गोत्राणां तु सहस्राणि प्रयुतान्यर्बुदानि च। (बौ. श्रौ , प्रवराध्याय, ५४)
૬૫ मूलगोत्राणि चत्वारि समुत्पन्नानि पार्थिव।
अङ्गिरा कश्यपश्चैव वसिष्ठो भृगुरेव च॥ (शान्तिपर्व, २९६, १७)
૬૬ विश्वामित्रो जमदग्निर्भरद्वाजोऽथ गौतम ।
अत्रिर्वसिष्ठ कश्यप इत्येते सप्त ऋषय ।
तेषां सप्तर्षीणामगस्त्याष्टमानां यदपत्य तद् गोत्रमुच्यते।
(बौ श्रौ , प्रवराध्याय, ५४)

અહીં ચાર વેદો રૂપી ચતુષ્ટયી વિદ્યાઓનો ને ત્રણ વેદો રૂપી ત્રયી વિદ્યાઓનો જાણનાર એવો સામાન્ય અર્થ કરવાને બદલે, યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ અનુસાર[૧૨], તે તે વિદ્યાઓ જાણનારાઓની પર્ષદ્ (પરિષદ) એવો અર્થ ઘટાવવો જોઈએ, જેથી ચાતુર્વિદ્યસામાન્ય નો અર્થ ચતુષ્ટયી વિદ્યાઓ જાણનારાઓની પર્ષદનો સભ્ય ને ત્રૈવિદ્યસામાન્ય નો અર્થ ત્રયી વિદ્યાઓ જાણનારાઓની પર્ષદનો સભ્ય એમ બંધ બેસાડી શકાય. આ અર્થ અનુસાર વલભી, આનંદપુર, દશપુર, ઉદુમ્બરગહ્વર, સિંહપુર, દ્વીપ, વશકટ ને જંબૂસર જેવાં સ્થાનોમાં ચાતુર્વિદ્ય (ચતુર્વેદી) બ્રાહ્મણોની અને/અથવા ત્રૈવિદ્ય (ત્રિવેદી) બ્રાહ્મણોની પર્ષદ્ હોવાનું જાણવા મળે છે. આ બ્રાહ્મણો ચાર કે ત્રણ વેદોનું સામાન્ય જ્ઞાન ધરાવતા હશે, પરંતુ એમાંના દરેકને પોતપોતાની અમુક વેદશાખાનું વિશિષ્ટ જ્ઞાન હતું એમ એના સ્વાધ્યાયની વિગત પરથી માલૂમ પડે છે. એક જ વેદશાખાનો અધ્યાય(અભ્યાસ) કરનાર એ શાખાનો સબ્રહ્મચારી કહેવાતો, કેમકે બ્રહ્મચારી નો અર્થ અહીં વેદશાખાનો અધ્યાયી એવો થાય છે. મૈત્રકકાલીન લેખોમાં ઋગ્વેદની બહ્વૃચ શાખાનો, કૃષ્ણ યજુર્વેદની મૈત્રાયણીય (-માનવક) ને તૈત્તિરીય શાખાનો, શુક્લ યજુર્વેદની વાજસનેયી (ઘણી વાર માધ્યન્દિન-વાજસનેયી ને કોઈ વાર કાણ્વ-વાજસનેયી) શાખાનો, સામવેદની છન્દોગ (-કૌથુમ) શાખાનો ને અથર્વ-

યાગ આવે કે કેટલાક બ્રાહ્મણ અધ્વર્યુ કે દીક્ષિત તરીકે ઓળખાતા હતા કવચિત્ અધ્યાપક ને ગણક (જ્યોતિષી) ઉપનામ પણ જોવામા આવે છે આ પરથી એ બ્રાહ્મણોને નગના મુખ્ય ધધાઓનો કેટલોક ખ્યાલ મળે છે

૧૦૬ દાન લેનાર બ્રાહ્મણોના ગોત્રોની વિગતો પરથી મૈત્રકકાલીન ગુજરાતના બ્રાહ્મણોના ચાળીસેક ગોત્રોના નામ જાણવા મળે છે આત્રેય આનભાયન, ઉપમન્યુ, ઔપસ્વસ્થ, કણ્વ, કણ્વ–વત્સ, કપિષ્ઠ ગોત્રો કશ્યપ, કૃષ્ણાત્રેય, કૈગતિ, કૌણ્ડિન્ય, કૌત્સ કૌશિક, ગાગાયન ગાર્ગ્ય, ગાલવ, ગૌતમ, ચૌલિ, છન્દોગિ, જાબાલ, માઠાર, માનવ લાક્ષ્મણેય, લોહાયન, લૌકાક્ષિ–લૌગાક્ષિ, વત્સ, વસિષ્ઠ, શાણ્ડિલ્ય, શાર્કરાક્ષિ, શુનક, હારિત ઇત્યાદિ[૬૩] બૌધાયન કહે છે તેમ બધા ગોત્રોની સખ્યા તો ગણી ગણાય નહિ એટલી મોટી છે.[૬૪] પરતુ એમા અમુક ગોત્રોને મૂળ ગોત્રો ગણી બાકીના ગોત્રોને એની અદર વર્ગીકૃત કરવામા આવે છે મહાભારત મૂળ ગોત્રો ચાર ગણાવે છે—ભૃગુ અગિરસ કશ્યપ ને વસિષ્ઠ,[૬૫] જ્યારે બૌધાયન એને બદલે આઠ ઋષિઓને મૂળ ગોત્રકાર તરીકે ગણાવે છે વિશ્વામિત્ર, જમદગ્નિ, ભરદ્વાજ, ગૌતમ અત્રિ, વસિષ્ઠ ને કશ્યપ એ સપ્તર્ષિઓ ને આઠમા, અગસ્ત્ય.[૬૬] ગોત્ર

---

૬૩ જુઓ પરિશિષ્ટ ૩

૬૪ गोत्राणां तु सहस्राणि प्रयुतान्यर्बुदानि च। (बौ श्रौ , प्रवराध्याय, ५४)

૬૫ मूलगोत्राणि चत्वारि समुत्पन्नानि पार्थिव।
अङ्गिरा कश्यपश्चैव वसिष्ठो भृगुरेव च॥ (शान्तिपर्व, २९७, १७)

विश्वामित्रो जमदग्निर्भरद्वाजोऽथ गौतम।
अत्रिर्वसिष्ठ कश्यप इत्येते सप्त ऋषय।
तेषा सप्तर्षीणामगस्त्याष्टमाना यदपत्य तद् गोत्रमुच्यते।
(बौ श्रौ , प्रवराध्याय, ५४)

પ્રવર પરના પુસ્તકોમા સર્વ ગોત્રોને ચાર મૂળ ગોત્રોમા વર્ગીકૃત કરવામાં આવે છે ને એમાં જમદગ્નિને ભૃગુના કુળમા, ગૌતમ ને ભરદ્વાજને અંગિરસના કુળમા, વસિષ્ઠ ને અગસ્ત્યને કશ્યપના કુળમાં અને વિશ્વામિત્રને અત્રિના કુળમાં મૂકવામા આવે છે. આ પદ્ધતિ પ્રમાણે ઉપર જણાવેલાં મૈત્રકકાલીન ગોત્રોને નીચે પ્રમાણે વર્ગીકૃત કરી શકાય.[૬૭] આ વર્ગીકરણ પરથી એ ગોત્રોમા સહુથી વધુ સંખ્યા વસિષ્ઠ કુળના ગોત્રોની હોવાનુ માલૂમ પડે છે.




કશ્યપ
અવત્સાર
અસિત
વિવસ્વાન્
મિત્રાવરુણ
શણ્ડિલ
મનુ
વસિષ્ઠ
અગસ્ત્ય
ધૂમ્રાયણ
ભાગુરિ
મઠર
લૌકાક્ષિ-લૌગાક્ષિ
ગાંગાયન
આલમ્ભાયન
ઉપમન્યુ
ઔપસ્વસ્થ
કપિષ્ઠલ
કાણ્વ-વત્સ
ચૌલિ
તપ
પરાશર
લાક્ષ્મણેય
લૌહાયન


અત્રિ
અર્ચનાનસ
ગોમ
કૃષ્ણાત્રેય
છન્દોગિ
કુશિક
વિશ્વામિત્ર
ગાલવ
જાબાલ

ને પચ મહાયજ્ઞો મહત્ત્વનુ સ્થાન ધરાવે છે. અગ્નિહોત્રની ક્રિયા દરેક ગૃહસ્થે દરરોજ સવારસાજ કરવાની હોય છે. એ ક્રિયામા અગ્નિને (અને ત્યાસુધી વિવાહવિધિના અગ્નિમાંથી ચાલુ રહેલા ગૃહ્ય અગ્નિને કે નહિનો પચનકાર્યમા વપરાતા લૌકિક અગ્નિને) યવાદિ હવિષ્યનું હોત્ર (હોમ) આપવાનુ હોય છે.[૬૯] આ હોત્ર પછી સાવિત્રી મંત્રનો કે બીજા કોઈ મંત્રનો જપ કરીને પચ મહાયજ્ઞોની ક્રિયા શરૂ થાય છે. આ પચ મહાયજ્ઞોના નામ બ્રહ્મયજ્ઞ, દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, મનુષ્યયજ્ઞ ને ભૂતયજ્ઞ છે. એમા અનુક્રમે બ્રહ્મ, દેવો, પિતૃઓ, મનુષ્યો ને ભૂતો તરફનો આદરભાવ વ્યક્ત કરવાની ભાવના રહેલી છે. મોટા મોટા શ્રૌત યાગ કરાવવામા અનેક ઋત્વિજોની ને વિપુલ દ્રવ્યની જરૂર પડે છે, જ્યારે આ પચ મહાયજ્ઞ તો દરેક ગૃહસ્થ પોતાની શક્તિ પ્રમાણે પોતાની મેળે કરી શકે છે.[૭૦] બ્રહ્મયજ્ઞમાં વેદનો યથાશક્તિ સ્વાધ્યાય કરવાનો હોય છે, ને આહ્નિક બ્રહ્મયજ્ઞમાં એક ઋચ્, એક યજુસ્ કે એક સામનો પાઠ કરે તોપણ ચાલે.[૭૧] દેવયજ્ઞનો મૂળ અર્થ દેવોને અગ્નિમા અપાતી અન્ન કે સમિધની આહુતિ એવો થતો હતો.[૭૨] અર્વાચીન યુગમા હોમની જગ્યાએ દેવપૂજનને દેવયજ્ઞ ગણવામાં આવે છે, પરંતુ મધ્ય યુગમા એની જગ્યાએ વૈશ્વદેવને દેવયજ્ઞનું સ્થાન આપવામાં આવ્યું હતુ.[૭૩] દેવયજ્ઞના હોમમાં પોતપોતાના કુલાચાર પ્રમાણે અમુક દેવોને જ આહુતિ આપવામા આવતી, જ્યારે વૈશ્વદેવમા તો વિશ્વે

---

૬૯ જુઓ કાણે, સદર, પૃ. ૬૭૮-૬૮૫. અગ્નિહોત્રમા અનેક પ્રકારના પદાર્થ હોમાય છે, જેમકે યવ, વ્રીહિ કે તડુલ, માષ, કોદ્રવ, ગૌર, તૈલ, યવાગૂ, દધિ, પયસ્, સર્પિષ્, ઉદક ઇત્યાદિ (પાદટીપ ૧૬૨૪-૧૬૨૫).

૭૦ કાણે, સદર, પૃ. ૬૯૭-૬૯૮

૭૧ સદર, પૃ. ૬૯૯ યત્સ્વાધ્યાયमधीयीतैकामप्यृच यजु साम वा तद् ब्रह्मयज्ञ. सतिष्ठते (तै. आ , २, १०)

૭૨-૭૩ સદર, પૃ. ૭૦૫

(સર્વે) દેવોને આહુતિ આપવામા આવે છે આ આહુતિ સામાન્યત નૈવેના અન્નની ને એના અભાવે ફ્લ, શાક કે જળની કે સમિધની એ અપાય[૭૪] મૈત્રકકાલીન દાનશાસનોમા પચ મહાયજ્ઞોના સબધમા આવતો વૈશ્વદેવ નો ઉલ્લેખ દેવયજ્ઞને લાગુ પડતો હોઈ દેવયજ્ઞનુ એ કાલનુ સ્વરૂપ નક્કી કરવામા ઘણો ઉપયોગી નીવડે છે પિતૃયજ્ઞના ચોક્કસ સ્વરૂપ વિશે નણુ ભિન્નભિન્ન મત પ્રવર્તે છે. કેટલાક સ્નાનવિધિ સમાપ્ત થતા દેવો ને ઋષિઓની સાથે પિતૃઓને અપાતા જલના અર્ધ્ય વડે કરવામા આવતા પિતૃતર્પણને પિતૃયજ્ઞ માને છે, કેટલાક દેવો ને ભૂતોની સાથે પિતૃઓને થતા બલિહરણને પિતૃયજ્ઞ ગણે છે, તો વળી કેટલાક પિતૃઓને ઉદ્દેશીને થતી આહ્નિક શ્રાદ્ધક્રિયાને પિતૃયજ્ઞ માને છે[૭૫] દાનશાસનોમા આ સ્થળે આવતા ચરુ ના ઉલ્લેખ પરથી મૈત્રક કાલમા થતો પિતયજ્ઞ શ્રાદ્ધક્રિયાના સ્વરૂપનો હોવાન ફલિત થાય છે

નહિ તેને અતિથિ ગણવામાં આવતો.[78] અતિથિઓમાં સ્વાભાવિક રીતે બ્રાહ્મણની ને બ્રાહ્મણોમાં શ્રોત્રિયની પસંદગી કરવામાં આવતી.[79] ભોજનની આશાએ આવેલો અતિથિ ગૃહસ્થને ઘેરથી ભોજન વિના પાછો ફરે તો એ ગૃહસ્થના પુણ્ય પરવારી જતાં એમ મનાતું.[80] અતિથિસત્કારના આ મહાયજ્ઞમાં મનુષ્યે પોતપોતાની શક્તિ પ્રમાણે ઓછુંવત્તું ખર્ચ થતું. ભૂતયજ્ઞમાં ગૃહસ્થની ભાવના ભૂતમાત્ર સુધી પ્રસરે છે. એની ક્રિયાને બલિહરણ કહે છે, જેનો ઉલ્લેખ દાનશાસનોમાં આવતા બલિ શબ્દમાં અભિપ્રેત છે. એમાં વૈશ્વદેવ વખતે કાઢી રાખેલો અન્નનો બલિ ભૂમિ પર મૂકીને દેવો, પિતૃઓ, રાક્ષસો, ચાંડાલો, પતિતો, રોગીઓ, કૂતરાં, કાગડા, જીવજંતુઓ ઇત્યાદિ સર્વવિધ ભૂતમાત્રને અર્પણ કરવામાં આવે છે.[81] આ પંચ મહાયજ્ઞોની ક્રિયાઓના ઉલ્લેખની સાથે દાનશાસનોમાં બલિ, ચરુ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર ને અતિથિ એ પાંચ વિષયોનો ઉલ્લેખ કરવામાં આવે છે.[82] એમાં ઉપર જણાવ્યા મુજબ બલિ એ ભૂતયજ્ઞનો, ચરુ એ પિતૃયજ્ઞનો, વૈશ્વદેવ એ દેવયજ્ઞનો ને અતિથિ એ મનુષ્યયજ્ઞનો દ્યોતક છે, પરંતુ એ રીતે અગ્નિહોત્ર બાકી રહેતા બ્રહ્મયજ્ઞના દ્યોતક હોવાનું કહી શકાય એમ નથી. સ્વાધ્યાયમાં અર્થવ્યયનો પ્રશ્ન રહેતો ન હોવાથી પંચ મહાયજ્ઞોના ખર્ચના વિષયોમાં એનો સમાવેશ કરવો અસ્થાને છે, જ્યારે પંચ મહાયજ્ઞો ઉપરાંત નિત્ય કરવાની અગ્નિહોત્રની આહ્નિક ક્રિયામાં અર્થવ્યય થતો હોઈ અર્થવ્યય અંગેના વિષયોમાં એનો સમાવેશ થવો આવશ્યક છે. આ ઉલ્લેખો પરથી મૈત્રકકાલીન બ્રાહ્મણો પંચ મહાયજ્ઞોની તેમજ અગ્નિહોત્રની આહ્નિક ક્રિયાઓ કરવાના વિધિનું પાલન કરતા હતા એવું સ્પષ્ટ થાય છે. આ ધાર્મિક ક્રિયાઓના

૭૮-૭૯ કાણે, સદર, પૃ. ૭૫૧
૮૦ સદર, પૃ. ૭૫૩-૫૪
૮૧ સદર, પૃ. ૭૪૫-૪૭
૮૨ बलिचरुवैश्वदेवाग्निहोत्रातिथिपञ्चमहायाज्ञिकानां क्रियाणां समुत्सर्पणार्थम्

પાનન અર્થ એટલે ભાવિક રાજાઓ તરફથી ભૂમિના ધર્મદેય અર્પણ કરવામા આવતા એમા કેટલીક વાર ક્ષેત્ર, વાપી કે કૂપ કે ને કેટલીક વાર આખા ગામની યે ભૂમિ શાશ્વતકાલ માટે લખી આપવામા આવતી બ્રહ્મદેયમા અપાયેલા ગામ અગ્રહાર તરીકે ઓળખાતા આ ઉપરાત વિદ્વાન, અધ્યાપક, દીક્ષિત કે ગણક (જ્યોતિષી) તરીકે પણ બ્રાહ્મણોને ઘણા દાન મળતા હતા, જેમા મુખ્યત્વે ધનધાન્યાદિ દ્રવ્યોનો સમાવેશ થતો હશે દાન એ સર્વ વર્ણોનો સામાન્ય ધર્મ હતો જ્યારે પ્રતિગ્રહ એ બ્રાહ્મણોનો વિશિષ્ટ ધર્મ હતો[૮૩]

૧૦૮ દેવદેય તરીકે અપાતા ધર્મદાય દેવાલયોને અર્પણ કરવામા આવતા દેવાલય માટે દાનશાસનોમા દેવકુલ શબ્દ વપરાયો છે તેમા કુલ નો અર્થ આયતન, આલય ગૃહ એવો થાય છે દેવાલયો મૈત્રક રાજાઓ માહેશ્વર હતા ને વલભીના ખંડેરોમા શિવ લિંગ ને નન્દીની અનેક મોટી ભવ્ય પ્રતિમાઓ મળી છે, પરતુ મૈત્રકોના દાનશાસનોમા શિવાલયોને અપાયેલા ધર્મદાયોનો એક જ ઉલ્લેખ આવે છે એ ઘણુ અનપેક્ષિત લાગે છે દેવીના મદિરોમા પણ એ જ મદિરોને અપાયેલા ભૂમિદાનોની માહિતી મળે છે જેમાનુ એક મદિર બૌદ્ધ કે જૈન જણાય છે ભાગવત ધર્મના દેવાલયો લગતુ એકેય દાનશાસન ઉપલબ્ધ નથી, ને આદિત્યભક્તના દેવાલયોમા એક દેવાલયો અપાયેલા ભૂમિદાનનો ઉલ્લેખ આવે છે દક્ષિણ ગુજરાતના દાનશાસનોમા યે ચાર એક આશ્રમની અન્તર્ગત રહેલા દેવાલયનો ઉલ્લેખ મળ્યો છે જેમા એ દેવાલયના દેવનુ નામ જણાવવામા આવ્યુ નથી બૌદ્ધ સઘના વિહારોને લગતા જે અનેક દાનશાસન ઉપલબ્ધ છે તેમા હમેશા ભગવાન બુદ્ધ કે બુદ્ધોની પ્રતિમાઓનો

૮૩ द्विजातीनामध्ययनमिज्या दानम्। ब्राह्मणस्याधिकाः प्रवचनयाजनप्रतिग्रहाः। (गौतम धर्मसूत्र, १० १ ३)

ઉલ્લેખ આવે છે તે પરથી એ વિહારોની અન્તર્ગત રહેલા બૌદ્ધ ચૈત્યગૃહોની માહિતી મળે છે. મૈત્રક રાજ્યના તેમજ દક્ષિણ ગુજરાતના સમકાલીન રાજ્યોના વિસ્તૃત સ્થળસમયની સંખ્યાબંધ અભિલેખોમાં શૈવ, ભાગવત ને સૌર ધર્મના દેવાલયોના આટલા ઉલ્લેખ ઘણા ઓછા ગણાય વળી જૈન પ્રબંધોમા ને શત્રુંજય માહાત્મ્યમા આવતા જૈન તીર્થોના અનેક ઉલ્લેખ છતા દાનશાસનોમા ક્યાય જૈન ધર્મના દેવાશ્રયનો એકેય ઉલ્લેખ આવતો નથી એ પણ નોંધપાત્ર છે. દાનશાસનોમા દેવદેય તરીકે અપાયેલા ભૂમિદાનના અનેક પ્રયોજન જણાવવામા આવ્યા છે એમા દેવસેવા કરનાર પૂજારીની આજીવિકાનુ ને દેવાલયના સમાર કામનુ પ્રયોજન જણાવવામા આવ્યુ છે [૮૪] પૂજારીને માટે પાદમૂલ શબ્દ વાપરવામા આવ્યો છે, જેનો અર્થ 'સેવક' જેવો થાય છે. એનો જીવનનિર્વાહ દેવાલયની આવક પર અવલંબતો હોય એ સ્વાભાવિક છે દેવાલયને બંધાવી એમા દેવપ્રતિમાની પ્રતિષ્ઠા કરવામા આવે એ ગમે તેટલુ વિપુલ છતા નૈમિત્તિક વ્યય છે, જ્યારે એનો કોઈ ભાગ ભાગેતૂટે એને સમરાવતા રહેવુ એ નિત્યવ્યય જેવુ છે. આથી નવા મંદિરના બાંધકામ જેટલુ કે એથી યે વધુ મહત્ત્વ જીર્ણોદ્ધારને આપવામા આવે છે

૨૦૯. દેવદેયના પ્રયોજનોમા પ્રથમ પ્રયોજન દેવપ્રતિમાની વિધિસર પૂજાને લગતા ખર્ચ માટેની જોગવાઈ કરવાનુ ગણાતુ. દેવદેવપૂજા પૂજાની વિધિના જે અનેક અંગ હોય છે તેને ઉપચાર કહે છે દેવપૂજા પંચોપચાર, દશોપચાર કે ષોડશોપચારથી કરવામા આવે છે પંચોપચાર પૂજા ગન્ધ, પુષ્પ, ધૂપ, દીપ ને નૈવેદ્યથી કરવામા આવે છે [૮૫] એ અગાઉ પાદ્ય, અર્ધ્ય, આચમનીય, સ્નાન ને યજ્ઞોપવીતના બીજા પાચ ઉપચાર કરવામા આવે, તો એ દશોપચાર

૮૪ પાદમૂલપ્રજીવનાય દેવકુલસ્ય ચ ખણ્ડસ્ફુટિતપ્રતિમસ્કારાય

૮૫ જુઓ કાણે, ઉપર, પૃ ૭૦૮ ૩૦

પૂજા કહેવાય છે.[૮૬] આમાં આવાહન, આસન, વસ્ત્રાલંકાર, નમસ્કાર, પ્રદક્ષિણા ને વિસર્જનના બીજા છ ઉપચાર ઉમેરવામાં આવે તો એ ષોડશોપચાર પૂજા થાય છે.[૮૭] મૈત્રકકાલીન દાનશાસનોમાં દેવપૂજાની વિગતોમાં સ્નપન, ગન્ધ, ધૂપ, પુષ્પ, માલ્ય, દીપ, તૈલ આદિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.[૮૮] આમાં દેવપૂજાના તમામ ઉપચારો ગણાવવાને બદલે એમાંના અમુક ખર્ચાળ ઉપચારો જ ગણાવવાનો ઉદ્દેશ રહેલો છે એ દેખીતું છે. આથી આમાં આવાહન, નમસ્કાર, પ્રદક્ષિણા ને વિસર્જન જેવા અમુક ઉપચારોને લગતો નિર્દેશ ન હોય એ સમજી શકાય એવું છે પરંતુ એમાં અર્ઘ્ય, વસ્ત્ર ને નૈવેદ્ય જેવા ખર્ચાળ ઉપચારોનો ય ઉલ્લેખ આવતો નથી, તો શું આદિ શબ્દથી અધ્યાહાર રાખવામાં આવ્યો હશે? અર્ઘ્યમાં જળ સાથે દૂધ, દહીં, મધ, ચોખા, જવ, સરસવ, કુશ, દૂર્વા ઇ. મેળવવાનું હોઈને ને એવી રીતે આચમન માટેના જળમાં ય એલચી લવિંગ વગેરે સુગંધીદાર ચીજો મેળવવાની હોઈને એ બંને ઉપચાર વ્યયકારી છે, છતાં એનો અલગ ઉલ્લેખ આવતો નથી પરંતુ એનો સમાવેશ સ્નપન પહેલાં જણાવેલા પૂજા શબ્દથી સૂચિત થતા સ્નપન અગાઉના ઉપચારોમાં થતો હોવાનું સંભવે છે. સ્નપનમાં દેવને દૂધ, ઘી, દહીં, મધ ને ખાંડ એ પંચ અમૃતથી ને છેવટે સાદા જળથી સ્નાન કરાવવામાં આવે છે ને પછી એ પવિત્ર જળનું મહ્ આચમન કર છે. સ્નપન પછી દેવને યજ્ઞોપવીત, વસ્ત્ર ને અલંકાર પહેરાવવામાં આવે છે, પરંતુ દાનશાસનોમાં એનો ઉલ્લેખ આવતો નથી. દેવાલયોમાંની પ્રતિમાઓને તો વસ્ત્રાલંકારથી ખાસ વિભૂષિત કરવામાં આવતી હોઈ આ અનુલ્લેખ અનુચિત લાગે છે, પરંતુ દાન શાસનોમાં જણાવેલા વિષય રોજ-બ-રોજના વ્યયને લગતા જ છે એ પરથી એમાં નૈમિત્તિક વ્યયના વિષયોનો સમાવેશ કરવાનો

૮૬-૮૭ જુઓ કાણે, સંહ૨, પૃ ૭૨૮ ૩૦

૮૮ पूजास्नपनगन्धधूपपुष्पमाल्यदीपतैलाद्युपयोगाय

નાખ્યો ન હોય એવું ધ્વનિત થાય છે પછી દેવને ચન્દન, કપૂર, કેસર ઇત્યાદિ સુગંધીદાર પદાર્થોનું અનુલેપન કરવામાં આવે છે આ ઉપચારને ગન્ધ કહે છે પછી દેવ પર વિવિધ સુંદર પુષ્પ ને પુષ્પહાર (માલ્ય) ચડાવવામાં આવે છે. પછી દેવ સમક્ષ સુગંધીદાર પદાર્થોનો ધૂપ ધરવામાં આવે છે એ પછી દેવ સમક્ષ દીપ પ્રગટાવવામાં આવે છે ને આરતી ઉતારવામાં આવે છે. દાનશાસનોમાં દીવા અંગે રોજ જોઈતા તેલના ખર્ચનો જ ઉલ્લેખ જરૂરી હોઈ દીપ-તૈલ શબ્દ જ આવે છે, એ પરથી એ સમયે દીપના ઉપચારમાં આરતી(आरात्रिक)નો સમાવેશ થતો કે નહિ એ નક્કી કરી શકાતું નથી. પછી દેવને નૈવેદ્ય ધરાવવામાં આવે છે ને એ ઉપચાર ખર્ચ થાય એવો છે, છતાં દાનશાસનોમાં એનો નિર્દેશ આવતો નથી એ કંઈક વિચિત્ર લાગે છે. નૈવેદ્ય પછી અંતે નમસ્કાર, પ્રદક્ષિણા ને વિસર્જન કરવામાં આવે છે, પરંતુ એ ઉપચાર વ્યયકારી ન હોઈ દાનશાસનોમાં સહજ એનો ઉલ્લેખ આવતો નથી. દાનશાસનોમાં ગણાવેલા વ્યયના વિષયો પરથી મૈત્રકકાલીન દેવપૂજામાં સ્નપન અને પચોપચારનો સમાવેશ થતો હોવાનું નિશ્ચિત થાય છે, પરંતુ દેવકુલમાં થતી દેવપૂજા એકંદરે દશોપચારથી થતી કે ષોડશોપચારથી થતી એ નક્કી કરવું મુશ્કેલ છે. દેવદેયોના શાસનોમાં આ ઉપરાંત ગીત, વાદ્ય ને નૃત્ય આદિના પ્રબંધનોયે ઉલ્લેખ આવે છે. એમાં ધાર્મિક તહેવારોને દિવસે દેવાલયોમાં યોજાતા ઉત્સવો અંગે થતા વ્યયનો અર્થ રહેલો લાગે છે. દેવપૂજાને લગતા આ ઉલ્લેખ મહાદેવ, દેવી ને આદિત્યના દેવકુલો સબંધી તેમજ બૌદ્ધ વિહારોમાંના બુદ્ધ ને બુદ્ધોના ચૈત્યગૃહો સબંધી આવે છે એ પરથી આ પ્રકારની ઉપાસના એ સર્વ સંપ્રદાયોમાં પ્રચલિત હોવાનું સૂચિત થાય છે

૨૦ દેવાલયોની સાથે કે અલગ રીતે સાધુઓ, સંન્યાસીઓ ને ભક્તો માટે આશ્રમ કે મઠ બાંધવામાં આવતા. ગારલકના લેખોમાં

આશ્રમો (અવમઘ) બાંધવાનો ઉલ્લેખ આવે છે. એવી રીતે
**આશ્રમો** મૈત્રક આદિ બીજા રાજવંશોના રાજાઓએ તેમજ એમનાં
પ્રજાજનોએ પણ કેટલાક આશ્રમ બંધાવ્યા હશે ને એના
નિર્વાહની જોગવાઈ કરી હશે પરંતુ એ રાજાઓનાં દાનશાસનોમાં
માત્ર એક જ આશ્રમનો ઉલ્લેખ આવે છે.૮૯ એ આશ્રમ ભરુકચ્છ
વિષયના કેમજ્જુ ગામમાં આવેલો હતો. દાનશાસનમાં એ આશ્રમ
બંધાવનારનું નામ આપવામાં આવ્યું નથી. ચૌલુક્ય કાલમાં મહાકાલ
ને સોમનાથનાં દેવાલયો સાથે મોટા મઠ સ્થપાયેલા હતા તેવા મ
મૈત્રકકાલમાં પણ અનેક મોટાં દેવાલયો સાથે સ્થપાયા હશે ને એમ
મઠપતિ તરીકે કોઈ વિદ્વાન ભાવિક મહંત નિમાતા હશે. પરંતુ દાન
શાસનોમાં એનો ઉલ્લેખ આવતો નથી. દાનશાસનોમાં જણાવેલા બૌદ્ધ
વિહાર એ ભિક્ષુઓના આશ્રમ કે મઠ જેવા જ ગણાય. પરંતુ એને

ધર્મના ઉપાસક હતા[૯૧] એ પછી ગુપ્ત સમ્રાટોના અમલ દરમિયાન થોડો વખત ભાગવત સંપ્રદાયનો અભ્યુદય થયો હતો, જ્યારે હવે મૈત્રક કાલમા માહેશ્વર સંપ્રદાયનો પુનઃ અભ્યુદય થયો જણાય છે. દક્ષિણ ગુજરાતમા કટચ્ચુરિ રાજા પરમ માહેશ્વર હતા. ગુર્જરનૃપતિ વંશના રાજા શરૂઆતમા આદિત્યભક્ત હતા તે પણ આગળ જતા પરમ માહેશ્વર થઈ ગયા હતા[૯૨] ચાલુક્ય કુલના રાજાઓ પણ પરમ માહેશ્વર હતા અને મહાસેન ને સપ્તમાતૃકાઓની યે ઉપાસના કરતા હતા[૯૩] ચાહમાન રાજાઓ પરમ માહેશ્વર હતા. રાષ્ટ્રકૂટ રાજાઓનો મૂળ ધર્મ પણ માહેશ્વર હતો. મૈત્રક રાજાઓ માહેશ્વર ધર્મના અનુયાયી હોવા છતા એમના દાનશાસનોમા શિવાલયને લગતા એક જ ધર્મદેયનો ઉલ્લેખ આવે છે. એ શિવાલય સુરાષ્ટ્રમા આવેલા નટપદ્ર ગામમા હરિનાથ નામે કોઈ માણસે બંધાવ્યુ હતુ ને એમા પ્રતિષ્ઠિત થયેલા મહાદેવને શીલાદિત્ય ધર્માદિત્યે સં. ૨૯૦(ઈ. સ. ૬૦૯)મા એક વાપી ને બે ક્ષેત્રોનુ દાન દીધુ હતુ[૯૪] મૈત્રક રાજ્યમા, ખાસ કરીને એકલા વલભીપુરમા જ, મહાદેવના અનેક મંદિર બંધાયા હશે. પ્રાચીન વલભીના ખંડેરોમાથી મળેલા કેટલાક શિવલિંગો હાલ ત્યાંના દેવાલયોમા પુનઃપ્રતિષ્ઠિત કરવામા આવ્યા છે. એમા હાલ સિદ્ધ

છે. સૌરાષ્ટ્રમાં આવેલું સોમનાથનું મંદિર પ્રાચીન કાલથી પ્રસિદ્ધ છે. મૈત્રકોનાં દાનશાસનોમાં એનો કોઈ ઉલ્લેખ આવતો નથી, પરંતુ મૈત્રક કાલીન વલભીના ભંગ માટે જવાબદાર ગણાતા કાકૂની સિદ્ધિપ્રાપ્તિને લગતી પ્રણાલિકથાઓમાં સોમેશ્વરનો[૯૫] ને શિવપત્તનનો[૯૬] ઉલ્લેખ આવે છે. તીર્થ તરીકે પ્રભાસનો ઉલ્લેખ તો છેક ક્ષત્રપ રાજા નહપાનના સમયના લેખોમાં આવે છે, પરંતુ એ તીર્થ એ સમયે શૈવતીર્થ હોવાની પ્રતીતિ થતી નથી. સોલંકી રાજા ભીમદેવના સમયમાં મહમૂદ ગઝનવીએ સોમનાથનું મંદિર તોડ્યું હતું, પછી ભીમદેવે એની જગ્યાએ નવું પથ્થરનું મંદિર બંધાવ્યું હતું ને એ મંદિરનો આગળ જતાં કુમારપાલે જીર્ણોદ્ધાર કરાવ્યો હતો એ હકીકત ઇતિહાસમાં ઘણી જાણીતી છે. પરંતુ મહમૂદે તોડેલું સોમનાથનું મૂળ મંદિર ભીમદેવના સમય પહેલાં કેટલું વહેલું

ક એવુ એ ખોદકામ કરાવનાર શ્રી. થાપરે પ્રતિપાદિત કર્યુ છે[98] આથી સૌરાષ્ટ્રના સુપ્રસિદ્ધ સોમનાથનુ મૂળ મદિર માહેશ્વર મૈત્રકોના સમયમા બધાયુ જણાય છે. સ્કન્દપુરાણનો પ્રભાસખણ્ડ મૈત્રકકાલમા રચાયો હોય, તો એમા જણાવેલા પ્રભાસના બીજા અનેક દેવાલય પણ આ કાલના ગણાય સૌરાષ્ટ્રના પ્રાચીન મદિરોના અવશેષોમા બરડા પાસે આવેલુ બિલેશ્વર મહાદેવનુ મદિર મૈત્રકકાલીન ગણાય છે[99] ધ્રુવસેન ૧ લાના એક દાનશાસનમા[100] જણાવેલા ભર્તીશ્વર તટાકના નામ પરથી એની સમીપમા ભર્તીશ્વર મહાદેવનુ મદિર હોવાનુ અનુમાન કરી શકાય, તો ખેટક આહારના કોણ્ડ પથકમા એ નામનુ શિવાલય હતુ એમ જણાય છે. દક્ષિણ ગુજરાતમા ભરુકચ્છ વિષયના કેમજ્જુ ગામમા આવેલા આશ્રમને લગતા દાનશાસનમા એ આશ્રમના દેવનુ નામ આપવામા આવ્યુ નથી, પરતુ એ ગામમા હાલ આવેલા આમમેશ્વર મહાદેવના મદિર પરથી એ આશ્રમનુ દેવાલય શિવાલય હોવાનુ અનુમાન કરવામા આવ્યુ છે[101] મૈત્રકકાલીન બ્રાહ્મણોના નામોમા માહેશ્વર ધર્મની વિપુલ અસર નજરે પડે છે[102]

આવતો નથી, પરંતુ એમાં દેવીના બે મંદિરોને અપાયેલ શક્તિપૂજા ભૂમિદેગોનો સમાવેશ થાય છે. એમાંનું એક મંદિર સુગન્ધ્રમ (ત્રિમંગમક) નામે ગામમાં આવેલુ હતુ. એને મૈત્રક મહારાજ દ્રોણસિંહે ધર્મદેયનુ તામ્રશાસન લખી આપેલુ, પણ એ સમય જતં લુપ્ત થઈ જવાથી ધ્રુવસેન બાલાદિત્યે એને સં. ૩૨૦ (ઈ સ. ૬૩૯ માં ફરી દાનશાસન લખી આપ્યુ હતું[૧૧૧] એમાં દેવીનુ નામ કોટ મ્મહિકા આપવામા આવ્યું છે. ત્રિમંગમક હરતવપ્ર આહરણીમા આવેલ હતુ, પરંતુ જેકમન ધારે છે તેમ એ હાલનુ ભાવનગર પાસે આવેલ તરસમિયા હોય[૧૧૨] એ શંકાસ્પદ છે, કેમકે ત્રિમંગમકને લગતાં બને દાનશાસનોના તામ્રપત્ર જે ગામની સીમના ખેતરમાંથી જડ્યાં હત તે ગામ ત્યાથી ઘણ દૂર આવેલું છે. જેકમન તરસમિયામા કોટર

પરતુ શક્તિનાં સંખ્યાબંધ નામોમા આવું નામ ક્યાંય આવતું નથી. હું આ નામનો ખરો પાઠ पाण्डुराज्जा હોવાનું સૂચવું છું. એમાં अज्जा એ आर्या(દેવી)નું પ્રાકૃત રૂપ છે ને पाण्डुरा એ એના પાણ્ડુર વર્ણના સ્વરૂપનું નામ જણાય છે. पद्मपुराण ગુજરાતનાં તીર્થસ્થાનોમાં पाण्डुरार्यानुं તીર્થ ગણાવે છે એ અહીં લક્ષ્યમાં લેવા જેવું છે.[૧૧૫] ધરસેન ૩ જાના એક દાનશાસનમાં शकरिका નામે દેવીના મંદિરનો ઉલ્લેખ છે, જે સુરાષ્ટ્રમા સિગ્વાતાનક સ્થલીમાં આવેલું હતું.[૧૧૬] ધ્રુવસેન ૨ જાના એક દાનશાસનમા દેવી-ક્ષેત્ર નામે ખેતરનો ઉલ્લેખ આવે છે, જે પરથી સુરાષ્ટ્રમા વટપલ્લિકા સ્થલીમાં આવેલા એક દેવીના મંદિરનું સૂચન મળે છે.[૧૧૭] એવી રીતે શીલાદિત્ય ૩ જાના એક દાનશાસનમાં આવતા मातृस्थान-क्षेत्रના ઉલ્લેખ પરથી સુરાષ્ટ્રમા મહસર સ્થલીમાં આવેલા

નો અર્થ રહેલો હશે. છતાં આ પરથી એ કાલમાં નવરાત્રિનો ઉત્સવ ઉજવાતો કે કેમ એ નક્કી કરવું મુશ્કેલ છે. ગુહિલોત્પત્તિની પ્રણાલિકથામાં વલભીના છેલ્લા રાજા શીલાદિત્યની રાણી વલભીના ભંગ સમયે અંબાજીની યાત્રાએ ગઈ હોવાનુ જણાવવામાં આવ્યું છે,[119] પરંતુ એ કથા અવાસ્તવિક હોઈ[120] એમાં આવતા આ ઉલ્લેખ પરથી આરાસુરના અંબાજીનુ પીઠ મૈત્રકકાલ જેટલું પ્રાચીન હોવાનુ અનુમાન કરવું અસ્થાને છે.

**ભાગવત સંપ્રદાય**

૨૧૪. ગુપ્તકાલ દરમિયાન ગુજરાતમા અભ્યુદય પામેલા ભાગવત સંપ્રદાયની અસર મૈત્રકકાલ દરમિયાન ચાલુ રહી હતી. મૈત્રકોનો કુલધર્મ માહેશ્વર હોવા છતા મહારાજા ધ્રુવસેન ૧લો પોતે પરમ ભાગવત થયો હતો. ગારુલક વંશના રાજાઓ ભાગવત હતા. એમના કુળની ઉત્પત્તિ પ્રાય. વિષ્ણુના વાહન ગરુડ સાથે સાંકળવામા આવતી. દક્ષિણ ગુજરાતમા ત્રૈકૂટક રાજાઓ ભાગવત ધર્મ પાળતા હતા. માહેશ્વર મતની સરખામણીએ ભાગવત મત અનુસરનાર રાજવંશોની સંખ્યા ઘણી ઓછી હતી. છતાં લોકજીવન પર ભાગવત ધર્મની ઘણી અસર પ્રસરેલી જણાય છે. ગુપ્ત સમ્રાટોના સૂબાઓના અમલ દરમિયાન નગરરક્ષક પરમ ભાગવત ચક્રપાલિતે ગિરિનગરમાં ચક્રભૃત્ વિષ્ણુનું ભવ્ય ઉત્તુંગ મંદિર બંધાવ્યું હતુ તે મૈત્રક રાજ્યના સ્થાપક સેનાપતિ ભટાર્કના જીવનના પૂર્વકાલ દરમિયાન

હોવો જોઈએ. એવી રીતે કેટલાક પ્રજાજનોએ પણ આ મતનાં દેવાલય બાંધવામાં કે એનો નિર્વાહ કરવામાં ફાળો આપ્યો હશે. સૌરાષ્ટ્રના પ્રાચીન મંદિરોના અવશેષોમાં સોમનાથ પાટણની પાસે આવેલા કદવાર ગામનું પ્રાચીન મંદિર સ્પષ્ટતઃ ભાગવત ધર્મનું મૈત્રકકાલીન મંદિર હોવાનું જણાય છે. ૧૨૨ એમાં હાલ તો માત્ર વરાહાવતારની મૂર્તિ છે, પરંતુ મૂળ મંદિરમાં વિષ્ણુના દસે અવતારોની મૂર્તિઓ હશે એવું મનાય છે વરાહમૂર્તિને ફરતી આસપાસની પ્રભાવલી પર બાકીના જે નવ અવતારોના શિલ્પ કોતરવામાં આવ્યા છે ૧૨૩ તેમાં શ્રી કૃષ્ણનો સમાવેશ કરવામાં આવ્યો નથી એ પરથી એ સમયે વાસુદેવ કૃષ્ણને સર્વ અવતારોના અવતારી માનવાની ભાવના પ્રચલિત હોવાનું સૂચિત થાય છે ૧૨૪ મૈત્રકકાલીન રાજાઓની પ્રશસ્તિમાં વિષ્ણુ ભગવાનને એમના કેટલાક અવતારો–ખાસ કરીને વરાહ, વામન ને શ્રીકૃષ્ણ–ને લગતા અનેક ઉલ્લેખ આવે છે વિષ્ણુને લગતા ઉલ્લેખોમાં લક્ષ્મી, સુદર્શન ચક્ર, ગદા, શાર્ઙ્ગ, પદ્મ, કૌસ્તુભ મણિ, ગરુડ ને જલશય્યાનો નિર્દેશ આવે છે ને એમાં વિષ્ણુના ઉપેન્દ્ર, નારાયણ, પુરુષોત્તમ, જનાર્દન વગેરે નામ આવે છે. એ કાલના બ્રાહ્મણોના નામોમાં

૧૨૨ કઝિન્સ, સોમનાથ, પૃ ૩૮–૩૯

૧૨૩ સદર પટ ૩૫. મત્સ્ય, કૂર્મ, નરસિંહ, વામન, પરશુરામ, રામ, બલરામ, બુદ્ધ ને કલ્કિ દશાવતારોની આ માન્યતા માટે નીચેનો શ્લોક પ્રચલિત છે

मत्स्य कूर्मो ऽथ वाराहो
नारसिंहो ऽथ वामन ।
रामो रामश्च रामश्च
बुद्धो कल्किस्तथैव च॥

૧૨૪ દુ કે. શાસ્ત્રી,
વૈષ્ણવ ધર્મના સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ ૧૫૬. ગીતગોવિંદના વેદાનુદ્ધરતે૦ એ જાણીતા શ્લોકમાં પણ મ સ્યાદિ દશાવતારો શ્રી કૃષ્ણના હોવાનું જણાવેલુ છે

વિષ્ણુ, કેશવ, દામોદર ને શ્રીધર જેવાં બીજાં નામ પણ આવે છે. રાજાઓને પૃથ્વીના ઉદ્ધારને કારણે વરાહાવતારની ને વિક્રમથી થતી રાજ્યપ્રાપ્તિને કારણે વામનાવતારના ત્રિવિક્રમ સ્વરૂપની ઉપમા વારંવાર આપવામાં આવતી એક રાજાની પ્રશસ્તિમાં નારસિંહ અવતારનો યે ઉલ્લેખ આવે છે. શ્રીકૃષ્ણાવતારને લગતા ઉલ્લેખોમાં શ્રીકૃષ્ણે કરેલી દ્વારકાની પ્રાપ્તિનો તેમજ કામદેવનો અવતાર મનાતા શ્રીકૃષ્ણ-પુત્ર પ્રદ્યુમ્નનો ઉલ્લેખ આવે છે. એ ઉપરાંત શ્રીકૃષ્ણની બાલક્રીડાનો, ખાસ કરીને ગોરક્ષાર્થે કરેલા ગોવર્ધનધારણનો ને કાલીયનાગના મર્દનનો નિર્દેશ નોંધપાત્ર છે[૧૨૫] આ કાલ દરમિયાન જિનસેને રચેલા હરિવંશપુરાણ પરથી એ સમયે શ્રીકૃષ્ણની બાલલીલા નિરૂપતા હરિવંશની લોકપ્રિયતા સૂચિત થાય છે. બ્રાહ્મણોનાં નામોમાં कृष्ण, वासुदेव, माधव, साम्ब વગેરે નામોનો સમાવેશ થાય છે ને ઇતર જનોનાં નામોમાં वराह નામ વારંવાર દેખા દે છે. એક રાજાની પ્રશસ્તિમાં દશરથનો ઉલ્લેખ આવે છે, પરંતુ રામાવતારનો ઉલ્લેખ ક્યાંય આવતો નથી. છતાં એ પરથી મૈત્રક કાલ દરમિયાન રામાવતારનો કંઈ મહિમા નહોતો એવું અનુમાન કરવું અસ્થાને છે. વલભીમાં ભટ્ટિએ રચેલું રામના ચરિતને લગતું रावणवध નામે પ્રસિદ્ધ મહાકાવ્ય આ કાલ દરમિયાન રચાયુ હતું છતાં આ કાલમાં વિશેષ મહિમા તો વાસુદેવ કૃષ્ણનો જ હતો ને એથી માહેશ્વર મૈત્રકોને આગળ જતાં યદુકુલના ગણાવવામાં ગૌરવ ગણાયું.[૧૨૬]

પુરાણ મૈત્રકકાલના અન્ત પછી થોડા વખતમા રચાયુ હોઈ એના અત ભાગનો પડઘો પાડે છે પ તુ એ પછી બ્રહ્મવૈવર્ત પુરાણમા દાખલ થયેલુ આભીર જાતિના આચારવિચારને જ લગતે તેના ગોપાનકૃષ્ણના રાધા સાથેના અતિવિલાસનુ વર્ણન મૈત્રકકાલીન ભાગવત સપ્રદાયમા પ્રવેશ પામ્યુ જણાતુ નથી મધ્ય ભારતના પરિવ્રાજક મહારાજા સક્ષોભના સ ૨૦૯(ઈ સ ૫૨૮)ના દાનશાસનના આરભમા ॐ नमो भगवत वासुदेवाय નો મત્ર આવે છે એ પરથી ભાગવત સપ્રદાયનો એ પ્રસિદ્ધ દ્વાદશાક્ષરી મત્ર મૈત્રકકાલ દરમિયાન પશ્ચિમ ભારતમા પણ પ્રચલિત હોવો જોઈએ એવુ અનુમાન થઈ શકે

૨૧૬ મૈત્રકકાલમા આદિત્યભક્તોનો પણ સપ્રદાય પ્રવર્તતો હતો આ સપ્રદાયના અનુયાયીઓ માટે સસ્કૃત સાહિત્યમા કેટલીકવાર सौर શબ્દનો પ્રયોગ થતો સાર એટલે સૂર (સૂર્ય)ના ઉપાસક

**આદિત્યભક્તોનો સપ્રદાય**

પરતુ મૈત્રકકાલીન લેખોમા સૂર્યના ઉપાસક માટે હમેશા आदित्यभक्त શબ્દ વપરાતો ઉપાસનામા સૂર્યનુ आदित्य નામ ખાસ પ્રચલિત હતુ ને आदित्य શબ્દ રીતે अदिति પ થી સાધિત થતો હોઈ એના પરથી પાછુ એક બીજુ રૂપ સાધવુ શક્ય નહોતુ ને તેથી આ દેવના ઉપાસકો માટે माहेश्वर કે भागवत જેવા એક શબ્દના નામોલ્લેખ ને आदित्यभक्त જેવુ બે શબ્દોનુ નામ યોજાયુ હતુ મૈત્રક રાજાઓનો કુલધર્મ માહેશ્વર સપ્રદાયનો હતો છતા મહારાજા ધરસેન પરમ आदित्यभक्त ગણાતા હતા દક્ષિણ ગુજરાતના ગુર્જરનૃપતિ વશના શરૂઆતના કેટલાક રાજાઓ પણ दिनकर અર્થાત્ આદિત્યના ઉપાસક હતા ૧૨ લાટના પટ્ટવાયોએ ગુપ્તકાલ દરમિયાન દશપુરમા दीप्तरश्मि(સૂર્ય)નુ મદિર બધાવ્યુ હતુ જે મૈત્રકકાલના આરભ સમયે

૧૨ दिनकरचरणा चैनरत (જુઓ § ૧૭૩ ૧૬ )

કરી બંધાયું હતું[130] દાનશાસનોમાં આદિત્યના એક દેવાલયનો ઉલ્લેખ આવે છે એ સુરાષ્ટ્રના ભદ્રેણિયક ગામમાં આવેલું હતું ને સં ૨૯૦(ઈ સ ૬૧૧)માં શીલાદિત્ય ધર્માદિત્યે એને ભૂમિનું દાન દીધું હતું[131] એના દાનશાસનમાં સ્નપનાદિ પૂજા વિધિનો, વાદ્ય ગીત નૃત્યાદિનો ને સત્રાદિનો યે ઉલ્લેખ કરવામાં આવ્યો છે આ રાજાના એક બીજા દાનશાસનમાં સુરાષ્ટ્રના વટપદ્રમાં આવેલી આદિત્યદેવની વાપીનો ઉલ્લેખ આવે છે,[132] જે પરથી એની બાજૂમાં આદિત્ય દેવનું મંદિર હોવાનું સૂચિત થાય છે મૈત્રકકાલના અંતસમયે લાટમાં રાજસત્તા ધરાવનાર રાષ્ટ્રકૂટ કર્કરાજ સુવર્ણવર્ષના અનુજ ગોવિંદરાજના શક સંવત ૭૪૯(ઈ સ ૮૨૭)ના દાનશાસનમાં[133] જણાવેલું જમ્બૂસર નજીકના કાપિકા(કાવી) વિભાગના કોટિપુરમાં આવેલું जयादित्य નામે સૂર્ય ભગવાનનું મંદિર પ્રાય મૈત્રકાલના પૂર્વાર્ધમાં બંધાયું હશે સૌરાષ્ટ્રના આ કાલના પ્રાચીન મંદિરોમાંના ઘણા મંદિર સૂર્યદેવના હોવાનું જણાય છે, જેમકે સોમનાથ પાટણ પાસે આવેલા સુત્રાપાડાનું મંદિર ને થાનમાં આવેલું પ્રાચીન સૂર્યમંદિર,[134] ગોપ ને બીલાનાડાના વધુ પ્રાચીન મંદિરો પણ સૂર્યમંદિર હોવા

દૈશ પરથી મૈત્રકકાલીન હોવા સંભવે છે. ૧૩૬ મૈત્રકકાલીન લેખોમાં આવતાં રાજાઓનાં શીલાદિત્ય, સિંહાદિત્ય, વિનયાદિત્ય, ભાનુશક્તિ ને આદિત્યશક્તિ જેવાં નામો પરથી રાજકુળો પર રહેલી આદિત્ય- ભક્તિની અસર સૂચિત થાય છે. પ્રતાપી રાજાઓનાં અપરનામોને અન્તે આવતો આદિત્ય શબ્દ પણ આ દૃષ્ટિએ નોંધપાત્ર છે. મૈત્રક રાજ્ય સ્થાપનાર સેનાપતિ ભટાર્કના નામને અન્તે આવતો અર્ક શબ્દ પણ એ જ ભાવ સૂચવે છે. બ્રાહ્મણોના નામોમાં પણ આદિત્ય, દિવા- કર, ભાનુ, સૂર્ય આદિ નામો નજરે પડે છે.[૧૩૭] એ નામોને અંતે પણ આદિત્ય રવિ વગેરે શબ્દ આવે છે. આ બધા ઉલ્લેખો પરથી મૈત્રક- કાલમાં પ્રસરેલી આદિત્યભક્તિની સાંસ્કૃતિક અસરની પ્રતીતિ થાય છે.

૨૧૭ આદિત્યની ઉપાસના છેક વેદકાલ જેટલી પ્રાચીન છે અને ઉપનયન સંસ્કારથી સાવિત્રી (ગાયત્રી)[૧૩૮] ઋચાનો ઉપદેશ પામી દરેક દ્વિજ પ્રતિદિન સંધ્યોપાસનમાં સમયે સૂર્યને અર્ઘ્ય આપી સાવિત્રીનો જપ ને સૂર્યનું ઉપસ્થાન કરતો રહે એવું વિહિત કરવામાં આવ્યુ છે.[૧૩૯] પરંતુ આદિત્યભક્તોનો સંપ્રદાય ક્યારથી શરૂ થયો હશે એ નક્કી કરવું મુશ્કેલ છે. છતાં મૈત્રક રાજ્ય સ્થાપનાર ભટાર્કનો ચોથો પુત્ર ધરપટ્ટ પરમ આદિત્યભક્ત હતો એ પરથી આ સંપ્રદાય

ગણુનો આદિત્યનો આ મન્ત્ર સ્પષ્ટતઃ સાવિત્રી મંત્રના જેવો વેદકાલીન નથી. આદિત્યભક્તોના સંપ્રદાય વિશે આથી વિશેષ માહિતી આનન્દ-ગિરિએ રચેલા शङ्करविजय ના તેરમા પ્રકરણમાંથી મળે છે. એમાં અનન્ત-શયન(ત્રિવેન્દ્રમ)થી થોડે દૂર આવેલા સુબ્રહ્મણ્ય નામે સ્થળે શંકરાચાર્યે સૂર્યભક્તોના અગ્રણી 'દિવાકરે રજૂ કરેલા સૌરમતના વર્ણન પરથી એવું જાણવા મળે છે કે આદિત્યભક્તો રક્ત ચન્દનનું પૂર્ણવર્તુલાકાર તિલક ને રક્ત કુસુમોની માલા ધારણ કરતા હતા ને ॐ घृणिः सूर्य आदित्यः એ અષ્ટાક્ષર મન્ત્ર જપતા હતા. આ મતના અનુયાયીઓ સૂર્યને જગત્કારણ પરમાત્મા માનતા હતા, એના સમર્થનમાં શ્રુતિ-સ્મૃતિના આધાર ટાંકતા હતા. પુરુષસૂક્ત (ऋ. वे. १०. ९०)માં જણાવેલું સહસ્રશીર્ષા સહસ્રાક્ષ સહસ્રપાદ્ પુરુષનું વર્ણન સૂર્યને લાગુ પાડતા તેમ पुरुष ને भगवत् શબ્દોથી નારાયણનો નહિ પણ સૂર્યનો અર્થ ઘટાવતા, शतरुद्रीय માં આવતી રુદ્રની સ્તુતિ સૂર્યની હોવાનું પ્રતિપાદિત કરતા, બ્રહ્મા વિષ્ણુ ને રુદ્રને સૃષ્ટિના આદિકારણ સૂર્યમાંથી ઉત્પન્ન થયેલા ગણતા અને સર્વ મુમુક્ષુઓને બ્રહ્મમય સૂર્યની જ ઉપાસના કરવાની ભલામણ કરતા. એ સમયે આ સૂર્યભક્તોના છ પ્રકાર હતા: (૧) બ્રહ્માત્મક સૃષ્ટિકારણરૂપી ઉદયમંડલના ભક્તો, (૨) ઈશ્વરાત્મક

આદિત્યભક્તોમા પણ પ્રચલિત હોવી જોઈએ

૨૧૮. આ કાલના સૂર્યમંદિરોમાં ઈરાનની મિહિર-ઉપાસનાની કેટલીક સ્પષ્ટ અસર રહેલી હતી એવું એ કાલ દરમિયાન વરાહમિહિરે રચેલી બૃહત્સંહિતા પરથી જાણવા મળે છે. એમા સૂર્યમૂર્તિની પ્રતિષ્ઠા મગ લોકોને હાથે કરાવવાની ભલામણ કરવામા આવી છે[142] આ મગ લોકો જરથોસ્તના વંશજ હતા ને કમરની આસપાસ અવ્યંગ ધારણ કરતા હતા અને સૂર્યમંદિરના સૂર્યની વિધિસર પૂજા કરનાર બ્રાહ્મણોની ખોટ પડતા શ્રીકૃષ્ણના પુત્ર સામ્બે શકદ્વીપથી મગ લોકોને તેડાવી એ કામમા નિયુક્ત કર્યા હતા એવો ઉલ્લેખ પુરાણોમાં આવે છે[143] ઈરાનના પ્રાચીન મગ લોકો પેગંબર જરથુષ્ટ્રના અનુયાયી હોઈ સૂર્યપૂજક તરીકે પ્રસિદ્ધ હતા. આ ઈરાની લોકોની અસરથી અહીંની સૂર્યમૂર્તિઓમાં *કટિ પર ધારણ કરવાના અવ્યંગની ને ઢીંચણ સુધીના* લાંબા 'બૂટ'ની ઈરાની વેશશૈલી નજરે પડે છે,[144] જેનો ઉલ્લેખ વરાહમિહિરે ઉદીચ્યવેશ શૈલી તરીકે કરેલો છે.[145] મૈત્રકકાલીન સૂર્ય-મંદિરોમા એ કાળની કોઈ સૂર્યમૂર્તિ ભાગ્યેજ ગોચર રહી છે ને મંદિરોનાં લેશમત્ર શિલ્પોમાં આપેલી એની નાની બેઠેલી આકૃતિ પરથી

**શાક્ય ધર્મ**

૨૧૯. મૈત્રકકાલીન દાનશાસનોમાં શાક્ય સંઘના ભિક્ષુઓના (તથા ભિક્ષુણીઓના) અનેક વિહારોનો ઉલ્લેખ આવે છે. યુઅન શ્વાંગે ભારતના પ્રવાસ દરમિયાન પશ્ચિમ ભારતની મુલાકાત લીધી, ત્યારે એની પ્રવાસનોંધમાં એણે ગુજરાતના સેંકડો વિહારોની નોંધ કરી છે.[147] આમાંના ઘણા વિહાર ભિક્ષુઓ માટે બંધાયા હતા, જ્યારે કેટલાક વિહાર ભિક્ષુણીઓ માટે બાંધવામાં આવ્યા હતા. વિહારોમાં કાયમ રહેતા ભિક્ષુઓ આભ્યન્તર કહેવાતા, ને બહારથી આવી થોડો વખત રહેતા ભિક્ષુઓ અભ્યાગત કહેવાતા. મૈત્રકકાલીન વિહારોને જે ભૂમિદાન દેવામાં આવતાં, ને વિહારોના આભ્યન્તર ભિક્ષુઓ તેમજ ચારે દિશાઓથી આવતા અભ્યાગત ભિક્ષુઓની જરૂરિયાતો પૂરી પાડવા માટે અપાતાં.[148] ભિક્ષુ કે ભિક્ષુણીના નામનો ઉલ્લેખ સામાન્યતઃ આર્ય (પૂજ્ય) શબ્દ સાથે કરવામાં આવતો ને ભિક્ષુને બદલે કેટલીકવાર ભદન્ત શબ્દ પણ વપરાતો. ભિક્ષુઓમાં અમુક ગાળે અધિક ગુણવત્તા પામનાર ભિક્ષુને આચાર્યની પદવી મળતી. મૈત્રકોના દાનશાસનોમાં આચાર્ય ભદન્ત બુદ્ધદાસ, આચાર્ય ભદન્ત સ્થિરમતિ ને આચાર્ય ભિક્ષુ વિમલગુપ્ત નામે ત્રણ આચાર્યોનો ઉલ્લેખ આવે છે.[149] યુઅન શ્વાંગ વલભી દેશની નોંધમાં[150] સ્થિરમતિ ને ગુણમતિ નામે બે બોધિસત્ત્વો વલભી નજીકના વિહારમાં રહી ગયાનો ઉલ્લેખ કરે છે. વળી એ વિહાર બંધાવનાર તરીકે એ અચલ નામે અર્હત્‌નો ય ઉલ્લેખ કરે છે. આ

૧૪૭ બીલ, રેકોર્ડ્ઝ, પુ. ૨, પૃ. ૨૬૭-૭૦

૧૪૮ ...विहारनिवासिचतुर्दिगभ्यागतार्यभिक्षुसंघस्य चीवरपिण्डपातशयनासनग्लानप्रत्ययभैषज्यपरिष्कारार्थम्।...नानादिगभ्यागताष्टादशनिकायाभ्यन्तरशाक्यार्यभिक्षुसंघाय

૧૪૯ જુઓ § ૨૨૩.

૧૫૦ બીલ, સ્ફર, પૃ. ૨૬૮; વૉટર્સ, ટ્રાવેલ્સ, પુ. ૨, પૃ. ૨૪૭

ઉચ્ચ કોટિના ભિક્ષુઓમાંના ઘણા તો સમસ્ત દેશમાં નામાંકિત હતા. શાક્ય સંઘના જે સભ્ય સંસાર તજી શ્રમણધર્મનો અંગીકાર કરે તે ભિક્ષુ (સ્ત્રી૰ ભિક્ષુણી) કહેવાતા, જ્યારે જે સભ્ય સંસારમાં ગૃહસ્થ રહી ભગવાન બુદ્ધની ઉપાસના કરે તે ઉપાસક (સ્ત્રી૰ ઉપાસિકા) કહેવાતા. દાનશાસનોમાં દુદ્દા નામે ઉપાસિકાનો ઉલ્લેખ અનેક વાર આવે છે.[૧૫૧] એ પરમોપાસિકા કહેવાતી ને એના નામની સાથે પૂજ્યતાવાચક પાદ શબ્દ ઉમેરાતો. પાદ શબ્દનો પ્રયોગ મિમ્મા નામે અન્ય સ્ત્રીના નામની સાથે પણ કરવામાં આવ્યો છે[૧૫૨] એ પરથી દુદ્દાની જેમ મિમ્મા પણ પરમ ઉપાસિકા હોવાનું અનુમાન થાય છે. મૈત્રક નરેશ મહારાજા ગુહસેનને એમના છેલ્લા દાનશાસનમાં પરમોપાસક કહેવામાં આવ્યા છે.[૧૫૩] શાક્ય સંઘમાં નહિ ભળેલા અન્ય સંપ્રદાયોના રાજાઓ પણ શાક્ય સંપ્રદાયના ભિક્ષુઓ માટે વિહાર બંધાવતા તેમજ શાક્ય વિહારોને ભૂમિનાં ધર્મદેય દેતા.[૧૫૪] દાનશાસનોમાં જણાવેલો ભટાર્કવિહાર વલભીપતિ ભટાર્કે બંધાવેલો જણાય છે. એની સમીપમાં મિમ્માએ એક બીજો વિહાર બંધાવ્યો હતો. ભટાર્કપુત્ર ધ્રુવસેનની ભાગિનેયી (ભાણેજી) દુદ્દાએ વલભીમાં એક મહાવિહાર બંધાવ્યો હતો. શીલાદિત્ય ધર્માદિત્યે વંશકટમાં બંધાવેલા વિહારનો ઉલ્લેખ દાનશાસનોમાં આવે છે ને એના મહેલની બાજૂમાં બંધાવેલા વિહારનો ઉલ્લેખ યુઅન શ્વાંગની પ્રવાસ-

દીધા હતા. ગારુલક વંશના મહારાજ પરમ ભાગવત વરાહદાસ ૨ જાએ પણ બૌદ્ધ વિહારને ભૂમિદાન દીધુ હતુ. રાજાઓની જેમ અધિકારીઓ, વેપારીઓ ને અન્ય વર્ગના પ્રજાજનો પણ વિહાર બંધાવતા.[૧૫૫] સામન્ત કક્કુકના માતૃકુલની પૂર્ણભટ્ટાએ વલભીમાં ભિક્ષુણીઓનો વિહાર બંધાવ્યો હતો ને દિવિરપતિ સ્કન્દભટે યોધાવકમા ભિક્ષુઓનો વિહાર બંધાવ્યો હતો. વલભીમા કક્કુમાકિલ ને અજિત નામે વણિકોએ વિહાર બંધાવ્યા હતા. આચાર્ય બુદ્ધદાસ, આચાર્ય સ્થિરમતિ ને આચાર્ય વિમલગુપ્ત જેવા કેટલાક મહાન ભિક્ષુઓ ને અચલ જેવા અર્હત પણ વિહાર બંધાવતા હતા. આ ઉપરાંત યક્ષશૂર નામે કોઈ વ્યક્તિએ વલભીમા ભિક્ષુણીઓ માટે મહાવિહાર બંધાવ્યો હતો. વળી ગોહક નામે કોઈ માણસે વલભીના દુડ્ડાવિહારમંડલમા એક વિહાર બંધાવ્યો હતો. વિહારો બંધાવનાર આ વ્યક્તિઓમાના કેટલાક ગૃહસ્થ શાક્ય ઉપાસક હોવા સંભવે છે, પરંતુ એમાના કોઈના નામની સાથે ઉપાસક શબ્દ આપવામા આવ્યો નથી. આથી એ બહુ અન્ય સંપ્રદાયોના હોવા છતા પૂર્તધર્મની ભાવનાથી શાક્ય વિહારો બંધાવતા હોય એ ઘણુ સંભવિત જણાય છે. યુઅન શુઆંગ ગુજરાતના જુદાજુદા પ્રદેશોમા વસતા ભિક્ષુઓની સંખ્યાના જે આંકડા આપે છે તેનો સરવાળો ત્રીસ હજાર જેટલો થાય છે.[૧૫૬] એ ભિક્ષુઓને આશ્રય આપનાર ઉપાસકોની સંખ્યા તો એથી યે વધુ હશે. આ બધા ઉલ્લેખો પરથી

**અષ્ટાદશ નિકાય**

પ્રયોગ બુદ્ધના પ્રવચનોના સમૂહની[૧૫૮] જેમ સંઘના માણસોના સમૂહ માટે પણ કરવામાં આવતો. મૈત્રકકાલ દરમિયાન ભારતમાં જે અઢાર નિકાય હતા તેનો ઉલ્લેખ ઇ-ત્સિંગે એની પ્રવાસનોંધમાં કર્યો છે. એ એમાંના સાત નિકાયોને મહાસાંઘિક નિકાયના, ત્રણ નિકાયોને સ્થવિર નિકાયના, ચાર નિકાયોને મૂલસર્વાસ્તિવાદ નિકાયના, ને ચાર નિકાયો ને સમ્મિતિનિકાયના પેટા વિભાગ હોવાનું જણાવે છે.[૧૫૯] આમાંના સ્થવિર નિકાયનો પ્રચાર વિશેષત દક્ષિણ ભારતમાં, મૂલસર્વાસ્તિવાદ નિકાયનો ઉત્તર ભારતમાં ને સમ્મિતીય નિકાયનો પશ્ચિમ ભારતમાં હતો લાટ દેશમાં (અર્થાત્ ગુજરાતમાં) આ ઉપરાંત મહાસાંઘિક નિકાય, સ્થવિર નિકાય ને મૂલસર્વાસ્તિવાદ નિકાયનો પણ થોડો પ્રચાર હતો બૌદ્ધ સંઘમાં સ્થવિરવાદીઓ ને મહાસાંઘિકોનો ભેદ તો ઘણા પ્રાચીન કાળથી પડેલો હતો, પરંતુ આ સમયે સ્થવિરવાદીઓના અગિયાર ને મહાસાંઘિકોના સાત ભેદ પડી ગયા હતા સ્થવિરવાદીઓના ભેદ આ પ્રમાણે છે. (૧) હૈમવત, (૨) સર્વાસ્તિવાદી, (૩) વાત્સીપુત્રીય, (૪) ધર્મોત્તર, (૫) ભદ્રયાનિક, (૬) સમ્મિતીય, (૭) ષણ્ણગરિક, (૮) મહીશાસક, (૯) ધર્મગુપ્તક, (૧૦) કાશ્યપીય ને (૧૧) સૌત્રાન્તિક, જ્યારે મહાસાંઘિકોના ભેદ નીચે પ્રમાણે છે (૧) મૂલમહાસાંઘિક, (૨) એકવ્યા

કરે છે, જ્યારે યુઆન શુઆંગ એના દરેક પ્રદેશના નિકાયની અલગ અલગ માહિતી આપે છે એ અનુસાર સમ્મિતીય નિકાયનો પ્રચાર વિશેષત માળવ, વલભી ને આનન્દપુરમા હતો, જ્યારે સુરાષ્ટ્ર ને ભરુકચ્છમા સ્થવિર નિકાયનો પ્રચાર વિશેષ હતો એવુ માલૂમ પડે છે[૧૬૨] પરતુ મહાસઘિક નિકાય ને મૂલસર્વાસ્તિવાદ નિકાયનો પ્રચાર ગુજરાતના કોઈ પ્રદેશમા હોવાનુ નોધવામા આવ્યુ નથી સ્થવિર નિકાય એ બુદ્ધના નિર્વાણ પછીનો સહુથી પ્રાચીન સપ્રદાય છે એ અશોક મૌર્યના સમયમા ભારતમાથી સિલોનમા પ્રસર્યો હતો ને સિલોન, બર્મા ને સિયામમા હજી એ જ સપ્રદાય ચાલે છે એના ત્રિપિટક ગ્રન્થ પાલિ ભાષામા છે, ને એનો વિસ્તાર ૩૦૦,૦૦૦ શ્લોકપ્રમાણનો છે સ્થવિરનિકાયનુ પ્રાચીન નામ થેરવાદ છે બુદ્ધનિર્વાણ પછી ત્રીજી સદીમા સ્થવિરનિકાયમા સમ્મિતીય નિકાયનો અલગ ફાંટો પડયો[૧૬૩] એ સમયે સમ્મિતીય નિકાય વિશેષત અવન્તિદેશમા પ્રચલિત હતો[૧૬૪] આથી મૈત્રકકાલમા આ નિકાયની પશ્ચિમ ભારત પર પ્રચુર અસર હોય એ સ્વાભાવિક છે ચક્રવર્તી હર્ષવર્ધનની બહેન રાજ્યશ્રી સમ્મિતીય નિકાયની અનુયાયિની હોવાથી આ નિકાયને એ ચક્રવર્તી તરફથી આશ્રય મળ્યો હતો[૧૬૫] આ નિકાયના ત્રિપિટક ગ્રન્થોનો વિસ્તાર ૨૦૦,૦૦૦ શ્લોકપ્રમાણનો છે, જેમા વિનયપિટકનો વિસ્તાર ૩૦,૦૦૦ શ્લોકપ્રમાણનો છે.[૧૬૬] આ નિકાયના આ પિટકગ્રન્થો હાલ ઉપલબ્ધ નથી, પરતુ એ મતના કેટલાક સિદ્ધાન્તોનુ સર્વાસ્તિવાદી વસુબન્ધુના અભિધર્મકોશના અતમા તેમજ થેરવાદના અભિધર્મ પિટકમાના કથાવત્થુના આરભમા ખડન કરવામા આવ્યુ છે એ પરથી

---

૧૬૨ બીલ, રેકર્ડ્ઝ, પુ ૨, પૃ ૨૫૭-૭૦

૧૬૩-૧૬૫ દત્ત, અર્લી હિસ્ટરી ઑફ ધી સ્પ્રેડ ઑફ બુદ્ધિઝમ ઍન્ડ ધી બુદ્ધિસ્ટ સ્કૂલ્સ, પૃ ૨૦૭-૯૯

૧૬ તકાકુસુ, સદર, પૃ ૨૪

આ નિકાયના અનેક મુખ્ય સિદ્ધાન્તોનો પરિચય થાય છે[૧૬૭] સમ્મિતીય નિકાયનો વિશિષ્ટ મત એ છે કે અહમ્(હું)ની સભાનતા પાંચ ભિન્ન સ્કન્ધો દ્વારા નહિ, પણ એ સ્કન્ધોથી ભિન્ન એવા પુદ્ગલથી સધાય છે ને જન્મ-જન્માતરના સંસ્કારો ને કર્મોની સંકલના પણ પુદ્ગલ દ્વારા સિદ્ધ થાય છે આ પુદ્ગલ સ્કન્ધની જેમ ક્ષણિક નથી તથા નિર્વાણની જેમ નિત્ય નથી જીવ જેવા આ પુદ્ગલ તત્ત્વની અક્ષણિકતા પ્રતિપાદિત કરવામા સમ્મિતીય નિકાયને સ્થવિર નિકાય તેમ સર્વાસ્તિવાદ નિકાયનો ઘણો વિરોધ વહોરી લેવો પડતો આ ઉપરાત સમ્મિતીય નિકાયમા એવુ પ્રતિપાદિત કરવામા આવતુ કે નિર્વાણ પામેલા અર્હતનુ પણ પતન સભવે છે, ભવ ને પુનર્ભવ વચ્ચે અન્તર્ભવ છે, દેવના દાનની જેમ એના ઉપયોગનુ યે પુણ્ય મળે છે, અહિંસાદિનુ નિવેદન કરવુ એ પણ ધર્મકાર્ય છે ઇત્યાદિ સમ્મિતીય નિકાયનો પ્રચાર વિશેષત લાટદેશમા ને સિંધુદેશમા હતો એ ઉપરાત એનો થોડો પ્રચાર મગધ, પૂર્વ ભારત, દક્ષિણ ભારત, ને દક્ષિણ સમુદ્રના દ્વીપોમા હતો હિંદીચીનના પૂર્વભાગમા આવેલા ચંપા દેશમા સહુથી વધુ પ્રચલિત સંપ્રદાય સમ્મિતીય નિકાયનો હતો[૧૬૮]

૨૧ અષ્ટાદશ નિકાયના ભેદ મોટે ભાગે ભિક્ષુસંઘના જુદા-જુદા વિનયોને આધારે પડેલા છે, જ્યારે અભિધર્મના ભેદ અનુમાને શાક્ય સંઘના બે મોટા પંથ પડેલા છે. મહાસાંઘિકોએ **મહાયાન** સ્થવિરોના જૂના પંથને હીનયાન ને પોતાના નવા પંથને મહાયાન નામ આપ્યુ[૧૬૯] મૂળ ધર્મમા તો દરેક વ્યક્તિએ જાતે સાધના કરી નિર્વાણનો અધિકાર આપબળે મેળવવાનો હતો, એને બદલે મહાયાને બુદ્ધો ને બોધિસત્ત્વોને દૈવી સિદ્ધિ ધરાવતા અને

૧૬૭ દત્ત, ધી પ્રિન્સિપલ સેક્ટ્સ ઑફ બુદ્ધિઝમ, પૃ ૫૭-૬૭
૧૬૮ તકાકુસુ ઇ ત્સિંગ, પૃ. ૨૪
૧૬૯ કિમુરા, હીનયાન ઍન્ડ મહાયાન, પૃ ૮-૧૦

ભૂતમાત્રના નિર્વાણનો પરમાર્થ સાધતા કલ્પીને પોતાના નિર્વાણની પ્રાપ્તિ અર્થે મહુને એમની આરાધના જ કરતા રહેવાનો સરળ માર્ગ દર્શાવ્યો મૈત્રકકાલીન દાનશાસનોમા તો મોટે ભાગે અષ્ટાદશ નિકાયો નો જ ઉ લેખ આ વ્યા કરે છે પહેલી નજરે એમા મહાસાંઘિકોના નિકાય મહાયાનના ને સ્થવિરોના નિકાય હીનયાનના હોવાનો ભાસ થાય પરંતુ યુઅન શુઆંગની નોંધ પરથી માલૂમ પડે છે કે સ્થવિર નિકાયના ભિક્ષુઓ સમ્મિતીય નિકાયના ભિક્ષુઓની જેમ હીનયાનના અનુયાયી હોવાને બદલે મહાયાનને અનુસરતા હતા આથી એ સમયે નિકાયભેદને યાનભેદ સાથે કંઈ સીધો સંબંધ નહોતો એવું ફલિત થાય છે આ અનુમાનને ઇ ત્સિંગની નોંધનું પ્રબળ સમર્થન મળે છે એ સ્પષ્ટ જણાવે છે કે કોઈ નિકાય એક યાનના નિયત નહિ ને બીજા યાનના પૂરેપૂરા છે એવું નથી ૧૭૦ એ તો વળી સ્પષ્ટ કરે છે કે જે બોધિસત્ત્વોની ઉપાસના કરે ને મહાયાન સૂત્રોનો પાઠ કરે તે મહાયાની કહેવાય છે, ને જે એવું ના કરે તે હીનયાની કહેવાય છે ૧૭૧ યુઅન શુઆંગની નોંધમા જણાવ્યા મુજબ વલભી આનર્ત ને આનંદપુરના ભિક્ષુઓ હીનયાનના, સુરાષ્ટ્ર ને ભરુકચ્છના ભિક્ષુઓ મહાયાનના, અને ખેટક ને ઉજ્જયિનીના ભિક્ષુઓ બંને યાનોના અનુયાયી હતા ૧૭૨ આ હિસાબે મૈત્રકકાલીન ગુજરાતમા મહાયાનની

માત્ર મહાયાનિક ભિક્ષુઓના સંઘને આપવામાં આવ્યુ છે.[૧૭૪] એ હતો હરનવપ્ર આહારના યોધાવક ગામમાં દિવિરપતિ સ્કન્દભટે બંધાવેલો વિહાર. આ સિવાય બીજાં કોઈ દાનશાસનોમાં હીનયાન-મહાયાનનો ભેદ ગણવામા આવ્યો નથી.

૨૨. તત્ત્વમીમાંસાની દૃષ્ટિએ બૌદ્ધ સંપ્રદાયમાં અનેક ભિન્ન-ભિન્ન વાદ પ્રવર્તતા હતા.[૧૭૫] જે વાદમા માનસિક તેમજ બાહ્ય સર્વ સૃષ્ટિનુ અસ્તિત્વ સ્વીકારાતુ હતુ તે વાદ સર્વાસ્તિવાદ કહેવાતો હતો આ વાદનો પ્રથમ પ્રમાણગ્રન્થ કાત્યાયનીપુત્રે રચેલું અભિધર્મજ્ઞાનપ્રસ્થાન નામે શાસ્ત્ર છે, પરતુ એનો મુખ્ય આધાર એ શાસ્ત્ર પર રચાયેલી અભિધર્મમહાવિભાષા નામે વૃત્તિ પર રહેલો છે. આથી આ વાદ વૈભાષિકવાદ તરીકે જાણીતો થયો છે. વૈભાષિકવાદનુ સંપૂર્ણ વિવરણ વસુબન્ધુના અભિધર્મકોષ શાસ્ત્રમા ઉપલબ્ધ છે. એ ગ્રન્થનો મૂળ ભાગ સંક્ષેપત: ૬૦૦ કારિકાઓમાં રચાયેલો હોઈ, એમા જણાવેલ કેટલાક મુદ્દા પર વિવરણની જરૂર પડી. આથી આગળ જતાં વસુબન્ધુએ એના પર ભાષ્ય લખ્યુ. પરતુ આ દરમિયાન એમના વિચારોમા એવું પરિવર્તન થઈ ગયું હતુ કે એ ભાષ્યમાં રજૂ થયેલા કેટલાક વિચાર વૈભાષિક વાદની વિરુદ્ધ જઈ સૌત્રાન્તિક વાદનુ પ્રતિપાદન કરતા હતા. આથી સંઘભદ્રે એનુ ખંડન કરનારા ગ્રન્થ રચ્યો, છતા વસુબન્ધુનો ગ્રન્થ ખૂબ પ્રચલિત થયો વૈભાષિક વાદમા બાહ્ય જગતનુ જ્ઞાન પ્રત્યક્ષ માનવામાં આવતુ હતુ એને બદલે સૌત્રાન્તિક વાદમા એને અનુમેય ગણવામા આવતું હતુ વૈભાષિક વાદનો પાયો અભિધર્મ પર રહેલો હતો,

**સર્વાસ્તિવાદ ને વિજ્ઞાનવાદ**

---

૧૭૪ લેખ ૫૯

૧૭૫ અહીં જણાવેલી વાદોની વિગતો માટે સોગન ને દત્તના ઉપર જણાવેલા પુસ્તકો ઉપરાંત ચૅટર્જી ને દત્તના ઇન્ટ્રોડક્શન ટુ ઇન્ડિયન ફિલૉસૉફી (પૃ. ૧૬૦-૧૭૬)નો ય આધાર લેવામા આવ્યો છે

જ્યારે એ વાદનો આધાર સૂત્ર પર રહેલો હતો. એથી એને સૌત્રાન્તિક વાદ કહે છે. આ બંને વાદોમાં માનસિક તેમજ બાહ્ય — સર્વનું અસ્તિત્વ સ્વીકારવામાં આવતું હતું. થોડા વખતમાં આ સર્વાસ્તિવાદથી નિતાન્ત વિરુદ્ધ એવો સર્વશૂન્યતાવાદ પ્રચલિત થયો. એનો મુખ્ય આધાર હરિવર્માકૃત સત્યસિદ્ધિ શાસ્ત્ર પર હોઈ, એને સત્યસિદ્ધિવાદ પણ કહે છે. એમાં ભૂતોના અનાત્મ્ય ઉપરાંત પદાર્થોનું અનાત્મ્ય સિદ્ધ કરીને બાહ્ય તેમજ માનસિક — સર્વની શૂન્યતા પ્રતિપાદિત કરવામાં આવી છે. એ પછી સર્વાસ્તિતા ને સર્વશૂન્યતાના આ બે નિતાન્ત વાદોનું સમાધાન કરનારો માધ્યમિકવાદ પ્રચારમાં આવ્યો. આ વાદનું પ્રતિપાદન કરનાર નાગાર્જુને મહાયાનના અભ્યુદયમાં ઘણો ફાળો આપ્યો છે. એમાં માન

બન્ધુ અસંગ ગણાય છે. અસંગે બોધિસત્ત્વ મૈત્રેય પાસેથી જ્ઞાન પામીને ત્રણ ગ્રન્થ રચ્યા ગણાય છે: યોગાચાર્યભૂમિશાસ્ત્ર, [મહાયાન]સૂત્રાલંકારટીકા ને મધ્યાન્તવિભાગશાસ્ત્ર. અસંગની અસરથી વસુબન્ધુ પણ સર્વાસ્તિવાદ છોડી છેવટે યોગાચાર વાદનું પ્રતિપાદન કરતા થયા હતા અસંગ ને વસુબન્ધુ ઈ. સ. ૩૦૦–૩૫૦ના અરસામા થયા.[૧૭૬] અસંગના શિષ્ય સ્થિરમતિ ને વસુબન્ધુના શિષ્ય ગુણમતિએ નાલન્દા વિદ્યાપીઠમાં નામના મેળવી હતી.[૧૭૭] યુઅન શુઆંગની પ્રવાસનોંધ પરથી માલૂમ પડે છે કે આ વિદ્વાનોએ પોતાની કૃતિઓ વલભી નજીકના વિહારમાં રહીને રચી હતી.[૧૭૮] સ્થિરમતિના મહાયાનમાર્ગપ્રાવેશિક નો ચીની અનુવાદ ઈ. સ. ૩૯૭ ને ૪૩૯ વચ્ચે અને ગુણમતિના લક્ષણાનુસારશાસ્ત્રનો ચીની અનુવાદ ઈ. સ. ૫૬૦ના અરસામાં થયો હતો. આથી તેઓ મૈત્રકકાલના આરંભ પહેલાં લગભગ એક શતક જેટલા વહેલા થયા જણાય છે. અસંગ-વસુબન્ધુના અનુયાયીઓમાં એ પછી દિઙ્નાગ, ધર્મપાલ ને શીલભદ્ર જેવા પ્રખર વિદ્વાનો થયા. એમાં દિઙ્નાગ કાલિદાસના પૂર્વસમકાલીન ગણાય છે. ધર્મપાલનો સમય ઈ. સ. ૬૦૦ના અરસાનો જણાય છે ને એમના શિષ્ય શીલભદ્ર નાલન્દા વિદ્યાપીઠના મુખ્ય અધ્યાપક હતા, જેમના જ્ઞાનનો લાભ ત્યાં આવેલા યુઅન શુઆંગે પણ લીધો હતો. આ ઉલ્લેખો પરથી વિજ્ઞાનવાદ–યોગાચારવાદનો પ્રચાર મૈત્રકકાલ દરમિયાન પ્રચુર પ્રમાણમાં ચાલુ રહ્યો હોવાની પ્રતીતિ થાય છે. આથી સ્થિરમતિ ને ગુણમતિ દ્વારા ગુપ્તકાલ દરમિયાન ગુજરાતમાં પ્રચલિત થયેલો આ વાદ

૧૭૬ આ બે બન્ધુઓની હકીકત માટે જુઓ ઇલિયટ, સદર, પૃ. ૮૬–૮૯.

૧૭૭ વૉટર્સ, ટ્રાવેલ્સ, પુ. ૨, પૃ. ૧૦૮–૦૯. ઇ-ત્સિંગ જમ્બુદ્વીપના વિખ્યાત ભિક્ષુઓમાં સ્થિતમતિ ને ગુણમતિનાં નામ ગણાવે છે (પૃ. ૧૮૧), એમાં સ્થિરમતિને બદલે સ્થિતમતિનો ગોટાળો થયો જણાય છે (પૃ. ૨૨૫–૨૬).

૧૭૮ બીલ, રેકૉર્ડ્ઝ, પુ. ૨, પૃ. ૨૬૮; વૉટર્સ, ટ્રાવેલ્સ, પુ. ૨, પૃ. ૨૪૬–૪૭

ને.[183] શીલાદિત્યે બંધાવેલો વિહાર એના મહેલની બાજુમાં હોઈ વલભીમાં આવેલો હોવો જોઈએ. એમાં રાજાએ શિલ્પીઓની કારીગરીનું તમામ કૌશલ ઠલવાવ્યું હતું ને એને શણગારવામાં દરેક પ્રકારની શોભા કરાવી હતી. વળી એમાં એણે સાત લોકનાથ બુદ્ધોની મૂર્તિઓ પધરાવી હતી. અચલે બંધાવેલા વિહારમાં ગુણમતિ ને સ્થિરમતિએ લાંબો વખત વસવાટ કર્યો હતો, એથી એ વિહાર પ્રાક્-મૈત્રક કાલમાં બંધાયો હોવો જોઈએ. આ અચલ પશ્ચિમ ભારતના હતા ને એમણે એક બીજો મહાવિહાર મહારાષ્ટ્રના પૂર્વ ભાગમાં આવેલા પર્વત પર તૈયાર કરાવ્યો હતો.[184] આ વિહાર અજન્ટા પર આવેલો એક વિહાર છે એવું એમાં કોતરેલા લેખમાં આવતા સ્થવિર અચલને લગતા ઉલ્લેખ પરથી માલૂમ પડે છે.[185] વલભીથી થોડે દૂર જણાવેલો આ વિહાર તળાજાના ડુંગર પર આવેલા બૌદ્ધ વિહારોની અંદર આવેલો જણાય છે.[186] દાનશાસનોમાં એકંદરે તેર વિહારોનો ઉલ્લેખ આવે છે. એમાંના અગિયાર વિહાર વલભીપુરમાં આવેલા હતા. આ વિહારોનાં બે મંડલ હતાં—એક, ભિક્ષુઓના વિહારોનું ને બીજું, ભિક્ષુણીઓના વિહારોનું. ભિક્ષુઓના વિહારોનું મંડલ પરમ ઉપાસિકા દુડ્ડાએ બંધાવેલા મહાવિહારની આસપાસ રચાયું હોઈ दुड्डाविहारमण्डल કહેવાતું ને ભિક્ષુણીઓના વિહારોનું મંડલ યક્ષશૂરે બંધાવેલા મુખ્ય વિહારની આસપાસ રચાયું હોઈ यक्षशूरविहारमण्डल કહેવાતું. દાનશાસનોમાં જણાવેલા વિહારોની વિગત નીચે પ્રમાણે છે :

૧. દુડ્ડાવિહાર—આ વિહાર મહારાજા ધ્રુવસેન ૧લાની ભાગિનેયી પરમ ઉપાસિકા દુડ્ડાએ વલભી તળમાં બંધાવ્યો હતો. એ ભિક્ષુઓનો

૧૮૩ સદર, પૃ. ૨૬૮

૧૮૪ સદર, પૃ. ૨૫૭-૫૮

૧૮૫ વૉટર્સ, ટ્રાવેલ્સ, પુ. ૨, પૃ. ૨૪૭

૧૮૬ પુરાતત્ત્વ, પુ. ૧, પૃ. ૯૯ થી.

ગામની ભૂમિનુ ધર્મદેય મહારાજ ધ્રુવસેન ૧ ના ။ સ ૨૧૭(ઈ સ ૫૩૬)ના દાનશાસનમા નોધવામા આવ્યુ છે[૧૦૦]

૩ બપ્પપાદીય વિહાર—ધરસેન ૨ જાના ။ સ ૨૬૯(ઈ સ ૫૮૮)ના દાનશાસનમા[૧૦૧] દાન લેનાર વિહાર તરીકે 'વલભીમા આચાર્ય ભદન્ત સ્થિરમતિએ બધાવેલો શ્રી બપ્પપાદીય વિહાર' જણાવેલો છે ને શીલાદિત્ય ૩ જાના સ ૩૪૩(ઈ સ ૬૬૨)ના દાનશાસનમા[૧૦૨] દાન લેનાર વિહાર તરીકે 'દુદ્દાવિહાર મડલની અદર આવેલો આચાર્ય ભિક્ષુ સ્થિરમતિએ બધાવેલો વિહાર' જણાવવામા આવ્યો છે આ બને ઉલ્લેખ વલભીમા સ્થિરમતિએ બધાવેલા એક જ વિહારને લગતા જણાય છે પરતુ બ્યુલરે આ વિહારને યુઅન શુઆગે વલભીના વર્ણનમા જણાવેલો વિહાર ધાર્યો છે[૧૦૩] એ બરાબર નથી, કેમકે એ વિહાર તો વલભી નગરમા નહિ પણ વલભીથી થોડે દૂર આવેલો હતો અને એ આચાર્ય સ્થિરમતિએ નહિ પણ અર્હત્ અચલે બધાવ્યો હતો આ આચાર્ય અસગના સુપ્રસિદ્ધ શિષ્ય સ્થિરમતિ હોવા જોઈએ, કેમકે એ સ્થિરમતિએ વસુબન્ધુ ။ શિષ્ય ગુણમતિ ॥ સાથે વલભીથી થોડે દૂર આવેલા વિહારમા લાબો વખત વાસ કર્યો હતો સ્થિરમતિએ બધાવેલા વિહારનુ નામ બપ્પપાદીય હતુ એ નામમા રહેલો બપ્પ પાદનો ઉલ્લેખ સ્પષ્ટત સપ્રદાયના મુખ્ય આચાર્યને લગતો હોઈ એમા પ્રાય સ્થિરમતિના ગુરુ અસગનો નિર્દેશ રહેલો હશે બપ્પપાદીય વિહારને ધરસેન ૨ જાએ સ ૨૬૯(ઈ સ ૫૮૮)મા બે ગામોનુ ને શીલાદિત્ય ૩ જાએ સ ૩૪૩(ઈ સ ૬૬૨)મા એક ગામનુ દાન દીધુ હતુ[૧૦૪]

---

૧૦૦ લેખ ૧૫

૧૦૧ લેખ ૩૦

૧૦૨ લેખ ૬૩

૧૦૩ ઇએ પુ ૬ પૃ ૮

૧૦૪ લેખ ૩૦ ને ૬૩

૪. કક્ક વિહાર—કક્ક માંડિવે બંધાવેલો આ વિહાર વલભીના દુદ્દાવિહારમંડલની અંદર આવેલો હતો. માક્કિલ એ કક્કનું ગોત્રનામ લાગે છે ને એ નામ મક્કિલ નામે ગોત્રકાર નામ પરથી પડ્યું જણાય છે. કક્ક વાણિજ(વેપારી) હતો. આ વિહારને ધરસેન રજા તરફથી સં. ૨૭૦ (ઈ. સ. ૫૮૯)માં એક ગામનું ભૂમિદાન મળ્યું હતું.[૧૯૫]

૫. ગોહક વિહાર—આ વિહાર વલભીના દુદ્દાવિહારમંડલની અંદર ગોહકે બંધાવ્યો હતો. ગોહક વિશે એના નામથી વિશેષ કંઈ માહિતી મળતી નથી. આ વિહારને ધ્રુવસેન બાલાદિત્ય તરફથી સં. ૩૧૦ (ઈ. સ. ૬૨૯)માં એક ગામનું દાન દેવામાં આવ્યું હતું.[૧૯૬]

૬. વિમલગુપ્ત વિહાર—આ વિહાર કુક્કુરાણક ગામમાં વસતા આચાર્ય ભિક્ષુ વિમલગુપ્તે બંધાવ્યો હતો. યુઅન શ્વાંગ કે ઇ-ત્સિંગની પ્રવાસનોંધમાં જણાવેલા ભારતના નામાંકિત આચાર્યોમાં વિમલગુપ્તનું નામ આવતું નથી. આથી આ આચાર્યની કારકિર્દી વિશે કંઈ વિશેષ માહિતી મળી નથી. વિમલગુપ્તે બંધાવેલા વિહારનો ઉલ્લેખ શીલાદિત્ય ૩ જાનાં બે દાનશાસનોમાં આવે છે.[૧૯૭] સં. ૩૪૩ ના દાનશાસનમાં એનો ઉલ્લેખ દુદ્દાવિહારમંડલની અંદર આવેલા સ્થિરમતિએ બંધાવેલા વિહારની સાથે કરવામાં આવ્યો છે તેમજ એને દુદ્દાવિહારમંડલની અંદર આવેલો જણાવવામાં આવ્યો છે અને સં. ૩૫૬ ના દાનશાસનમાં એને વલભીમાં આભ્યન્તરિકા [illegible] પર્વે દુદ્દાવિહાર-

માન્યો છે૧૯૮ એ બરાબર નથી. દાનશાસનમાં આપેલ દાન લેનાર વિહારને લગતા લખાણનો જે ભાગ વાચી શકાયો છે તે પરથી એમાં જણાવેલું દાન સ્થિરમતિએ બંધાવેલા વિહારની અંદર આવેલા વિમલગુપ્તે બંધાવેલા વિહારને જ નહિ, પણ વસ્તુતઃ દુદ્દાવિહારમંડલની અંદર આવેલા એ બંને વિહારોમાં વસતા ભિક્ષુસંઘને આપવામાં આવ્યુ જણાય છે. સં ૩૪૩(ઈ. સ. ૬૬૨)ના દાનશાસનમાં જણાવેલા ગામનું દાન આ વિહારને આ રીતે સ્થિરમતિએ બાંધેલા વિહારની સાથે મજિયારુ આપવામા આવ્યુ હતુ, જ્યારે સં. ૩૫૬(ઈ. સ. ૬૭૫) મા આપેલુ ગામનુ દાન આ વિહારને આગવું આપવામા આવ્યું છે.

૭ આભ્યન્તરિકા વિહાર— ગુહસેનના સ. ૨૪૮ (ઈ. સ. ૫૬૭)ના દાનશાસનમા૧૯૯ દાન લેનાર આભ્યન્તરિકા વિહારને ભટાર્ક વિહારની બાજુમા આવેલો ને મિમ્માએ બંધાવેલો કહેવામાં આવ્યો છે. પણ એમાં એ બેમાથી એકેય વિહારનું સ્થાન જણાવવામાં આવ્યું નથી. પરતુ સ ૩૫૬(ઈ સ. ૬૭૫)ના ઉપર જણાવેલા દાનશાસન પરથી માલૂમ પડે છે કે આભ્યન્તરિકા વિહાર વલભીના દુદ્દાવિહાર-મંડલની અંદર આવેલા વિમલગુપ્ત વિહારની બાજુમા આવેલો હતો. આથી આ વિહાર પણ વલભીના દુદ્દાવિહારમંડલની અંદર આવેલો હતો એવું ફલિત થાય છે. મિમ્માના નામની પાછળ પૂજ્યતાદર્શક

૫૬૭)માં મહારાજા ગુહસેન તરફથી કાયમી ઊપજનું દાન મળ્યું હતું.[૨૦૦]

૮. ભટાર્ક વિહાર— આ વિહારનો ઉલ્લેખ ઉપર જણાવેલા ગુહસેનના દાનશાસનમાં આભ્યન્તરિકા વિહારની બાજૂમાં આવેલા પ્રસિદ્ધ વિહાર તરીકે કરવામાં આવ્યો છે. આથી આભ્યન્તરિકા વિહારની જેમ આ વિહાર પણ વલભીમાં આવેલો હોવો જોઈએ ને એનો સમાવેશ એ સમયે દુદ્દાવિહારમંડલની અંદર થતો હોવો જોઈએ. ભટાર્કવિહાર નામ પરથી આ વિહાર મૈત્રક રાજવંશ સ્થાપનાર ભટાર્કે બંધાવેલો હોવો સંભવે છે. ગુહસેનના દાનશાસનમાં આ વિહારને 'રાજસ્થાનીય શૂરને પ્રસાદીકૃત' થયેલો જણાવવામાં આવ્યો છે. આ શૂર મૈત્રક રાજ્યનો રાજસ્થાનીય હશે ને ભટાર્કે કે એના કોઈ વંશજના અનુગામીએ એના પર પ્રસન્ન થઈ એને આ વિહાર ભેટ આપ્યો હશે. ગુહસેનના દાનશાસનમાં આ શૂર વિશે કંઈક વિશેષ માહિતી આપી નથી. પરંતુ ગારુલકોનાં દાનશાસનો પરથી એને અંગે એક સ્પષ્ટ સંભવ સૂચિત થાય છે. ગારુલક મહારાજ વરાહદાસ ૨ જાના દાનશાસનમાં મહારાજા ધ્રુવસેન (૧ લા) તરફથી 'પ્રસાદીકૃત' થયેલા એક ગામનો ઉલ્લેખ આવે છે.[૨૦૧] આ વરાહદાસનો પિતા વરાહદાસ સેનાપતિ હતો ને એના પિતાનું નામ શૂર હતું, જે મૈત્રક ભટાર્કનો સમકાલીન જણાય છે. આથી ભટાર્કવિહારના સંબંધમાં જણાવેલો રાજસ્થાનીય શૂર એ ગારુલકવંશનો આ શૂર હોવા સંભવે છે. ભટાર્ક તરફથી ભેટ મળેલો આ વિહાર[૨૦૨] તો ભિક્ષુસંઘના ઉપયોગમાં જ રહ્યો હશે, પરંતુ આ પૂર્તકાર્યનાં પુણ્ય ને યશ હવે ભટાર્કને બદલે શૂરને ફાળે ગયાં હશે. ભટાર્કવિહાર એ મૈત્રક વંશના પહેલા રાજાએ

---

૨૦૦ લેખ ૨૦

૨૦૧ લેખ ૧૬૮

૨૦૨ આ વિહાર શૂરને ભેટ અપાયો છે એ પરથી બ્હુલરે એનો આશય બદલાઈ ગયો હોવાનું ધારેલું (ઇએ, પુ. ૫, પૃ. ૨૦૬).

બંધાવેલો હોઈ વલભીનો પહેલો મૈત્રકકાલીન વિહાર હોવાનું જણાય છે. પરંતુ સમય જતા એનો સમાવેશ વલભીના ગુપ્તકાલીન વિહારોની જેમ દુદ્દાવિહારમંડલની અંદર ગણાયો હશે દુદ્દામહાવિહાર બંધાવનાર દુદ્દા ભટાર્કની દુહિતા હતી એ અહીં લક્ષ્યમા લેવા જેવું છે.

૯. યક્ષશૂર વિહાર— યક્ષશૂર વિહાર વલભી તળમા આવેલો ભિક્ષુણીઓ માટેનો વિહાર હતો ને એની આસપાસ ભિક્ષુણીઓના અન્ય વિહારોનુ મંડલ રચાયુ હતું આ વિહાર બંધાવનાર યક્ષશૂર વિશે એના નામથી વિશેષ કઈ જાણવા મળતું નથી ગારુલકોના એક દાનશાસનમા શૂર ૨ જાને મહિશૂર કહેવામા આવ્યો છે[૨૦૩] એવી રીતે એને કે એના પિતામહ શૂર ૧ લાને યક્ષશૂર કહેવામા આવતો હોય તો ભટાર્કવિહારની જેમ આ વિહારનો જશ ગારુલકોને ફાળે જાય. પરંતુ આ કલ્પનાને અંગે વિશેષ પ્રમાણની અપેક્ષા રહે છે. ભિક્ષુણીઓના વિહારો બંધાવવાની પ્રથા દુદ્દા ને મિમ્માના સમયમાં પ્રચલિત હોય એવું જણાતું નથી, એથી યક્ષશૂરે વલભીમા શરૂ કરેલી આ પ્રણાલિ ધ્રુવસેન ૧ લાના સમય પછી અર્થાત્ ઈ. સ. ૫૫૦ના અરસામા શરૂ થઈ હોવી સભવે છે. યક્ષશૂર વિહારને શીલાદિત્ય ધર્માદિત્ય તરફથી સં. ૨૮૭(ઈ. સ. ૬૦૬)મા એક ગામનુ ને સં. ૨૯૦ (ઈ. સ. ૬૦૯)માં એક બીજા ગામનું ભૂમિદાન મળ્યું હતું.[૨૦૪] આથી આ વિહાર સાતમા શતકના આરભ સુધીમા બધાઈ ગયો હતો એ નિ શંક છે.

(૧૦) પૂર્ણભટ્ટા વિહાર – આ વિહાર વલભીના યક્ષશૂરવિહારમંડલની અંદર આવેલો હતો. એને સં. ૩૧૯(ઈ. સ. ૬૩૮)માં ધ્રુવસેન બાલાદિત્ય તરફથી એક ગામનું ભૂમિદાન અર્પણ કરવામાં આવ્યું

૨૦૩ લેખ ૧૧૯
૨૦૪ લેખ ૩૮ ને ૪૦

હતું.[૨૦૫] આથી આ વિહાર યક્ષશૂર વિહાર પછી થોડા વખતમાં બંધાયો હોવો જોઈએ. આ વિહાર બંધાવનાર પૂર્ણભટ્ટા માતૃપક્ષે સામન્ત કક્કુકના કુલની હતી. આ સામન્ત વિશે એના નામથી વિશેષ કંઈ માહિતી ઉપલબ્ધ નથી.

(૧૧) અજિત વિહાર – ૨૩૦(ઈ. સ. ૫૪૯)માં ગારુલક મહારાજ વરાહદાસ ૨ જાએ વાણિજક અજિતે બંધાવેલા વિહારને એક ગામનું દાન દીધું હતું.[૨૦૬] દાનશાસનમાં આ વિહારનું સ્થાન જણાવવામાં આવ્યું નથી; પરંતુ એનાં તામ્રપત્ર યક્ષશૂર વિહારમંડલને લગતાં ત્રણ દાનશાસનોના તામ્રપત્રોની સાથે વલભીનાં ખંડેરોમાંથી જ હાથ લાગ્યાં હતાં અને દાનશાસનમાં આ વિહાર પણ ભિક્ષુણીસંઘ માટેનો હોવાનું જણાવવામાં આવ્યું છે એ બે સંયોગો પરથી આ વિહાર વલભીમાં આવેલો હોવાનું સ્પષ્ટ થાય છે. આ વિહાર બંધાવનાર અજિત વિશે એ વાણિજક (વેપારી) હતો એથી કંઈ વિશેષ માહિતી મળતી નથી. આ સમયે હજી યક્ષશૂરવિહાર બંધાયો ન હોય ને વલભીમાં વિહારોનું મંડલ રચાયું ન હોય એવો સંભવ રહેલો છે.

(૧૨) શીલાદિત્ય વિહાર – શીલાદિત્ય ધર્માદિત્યના સં. ૨૮૬ના દાનશાસનમાં[૨૦૭] દાન લેનાર વિહાર તરીકે વંશકટ નામે નગરમાં આવેલા એક ભિક્ષુવિહારનો ને એ જ રાજાના એક બીજા દાનશાસનમાં[૨૦૮] વંશકટ તળમાં એણે બંધાવેલા વિહારનો ઉલ્લેખ આવે છે. પહેલા દાનશાસનમાં જણાવેલો વંશકટમાંનો વિહાર ઘણું કરીને વંશકટમાં શીલાદિત્યે બંધાવેલો વિહાર જ હોવો જોઈએ. વંશકટનો ઉલ્લેખ શીલાદિત્ય ૪ થાના એક દાનશાસનમાં દાન લેનાર બ્રાહ્મણના નિવાસ-

૨૦૫ લેખ ૫૨
૨૦૬ લેખ ૧૧૮
૨૦૭ લેખ ૩૪
૨૦૮ લેખ ૮૯. આ લેખની મિતિનો આંકડો અવાચ્ય છે.

સ્થાન તરીકે પણ આવે છે.[૨૦૯] એ દાનના શાસનમાં જણાવેલી દેયની વિગતો પરથી આ સ્થલ સુરાષ્ટ્રમાં–ઘણું કરીને દક્ષિણ સુરાષ્ટ્રમાં-આવ્યું હોવાનું સૂચિત થાય છે. વંશકટનો આથી વધુ સ્થલનિર્ણય થઈ શકયો નથી. યુઅન શ્વાંગની પ્રવાસનોંધમાં આ શીલાદિત્યે બંધાવેલા એક વિહારનો ઉલ્લેખ આવે છે, પરંતુ એ આ વિહાર કરતાં જુદો વિહાર હોવો જોઈએ, કેમકે એ વિહાર તો રાજમહેલની બાજુમાં બંધાયો હોઈ વલભીમાં આવેલો જણાય છે. વંશકટમાં બંધાવેલા આ વિહારને શીલાદિત્યે પોતે એક પ્રસંગે સં. ૨૮૬(ઈ. સ. ૬૦૫)માં એક ગામનું ને બીજા પ્રસંગે બે ગામોનું દાન દીધું હતું.[૨૧૦]

(૧૩) સ્કન્દભટ વિહાર – આ વિહાર દિવિરપતિ સ્કન્દભટે યોધાવક ગામમાં બંધાવ્યો હતો. યોધાવક ગામ સુરાષ્ટ્રમાં હસ્તવપ્ર આહારમાં આવેલું હતું. દિવિરપતિ સ્કન્દભટ એ ધરસેન ચક્રવર્તીના સમયમાં સન્ધિવિગ્રહાધિકૃતનો અધિકાર ધરાવતો સ્કન્દભટ ૧ લાના પુત્ર ચન્દ્રભટ્ટિનો પુત્ર સ્કન્દભટ ૨જો હતો ને સં. ૩૧૯(ઇ. સ. ૬૩૮)થી ૩૩૦ (ઈ. સ. ૬૪૮) સુધીનાં દાનશાસનોનું લખાણ એણે ઘડેલું છે. સ્કન્દભટે પોતે બંધાવેલા આ વિહારમાં વસતા ભિક્ષુઓની પાણીની સગવડ માટે એની બાજુમાં એક તળાવ પણ બંધાવ્યું હતું સં. ૩૨૬ (ઈ. સ. ૬૪૪)માં ધરસેન ચક્રવર્તીએ આ વિહારના ભિક્ષુસંઘને આખું યોધાવક ગામ દાનમાં લખી આપ્યું હતું[૨૧૧] એ ગામની આવકના ત્રણ ભાગ ભિક્ષુઓ ને વિહારને લગતા ખર્ચ પેટે આપવામાં આવ્યા હતા, જ્યારે એનો ચોથો ભાગ એ તળાવને લગતા ખર્ચ અંગે અનામત રાખવામાં આવ્યો હતો. આ દાનને લગતા શાસનનો લેખ દિવિરપતિ સ્કન્દભટે પોતે તૈયાર કરેલો છે. આ દાન મહાયાનિક ભિક્ષુઓના સંઘને

૨૦૯ લેખ ૭૪
૨૧૦ લેખ ૩૪ ને ૮૯
૨૧૧ લેખ ૫૬

છે[૨૧૫] અને ઈ-ત્સિંગ તેર જરૂરિયાતોની યાદીમાં સંકક્ષિકા, નિવાસન ઉપરાંત પ્રતિ-નિવાસન(વધારાના નિવાસન)નો સમાવેશ કરે છે.[૨૧૬] આ વસ્ત્ર અંદર પહેરવાનાં વસ્ત્ર છે ને ભિક્ષુને પોતાના ખંડની અંદર ફક્ત આ વસ્ત્રો પહેરવાની જરૂર રહેતી. નિવાસન એટલે કટિની નીચે પહેરવાનું વસ્ત્ર, જેનો ઉપલો ભાગ કાયબંધન (કટિમેખલા)થી બાંધવામા આવતો. જુદા જુદા નિકાયના ભિક્ષુઓ આ વસ્ત્ર જુદી જુદી ઢબે પહેરતા.[૨૧૭] મૂલસર્વાસ્તિવાદીઓ એના છેડા બંને બાજુએ લઈ એનો ઉપલો ભાગ અંદરથી ખોસીને બહાર લટકાવતા, મહાસંઘિકો એનો જમણો છેડો ડાબી બાજૂ પર લઇને એની અંદર ખોસતા, જ્યારે સ્થવિરો ને સમ્મિતીયો એનો જમણો છેડો ડાબી બાજૂ પર લઈ એનો ઉપલો ભાગ અંદર ખોસી બહાર લટકાવતા.[૨૧૮] સક્ક્ષિકા એટલે કક્ષા (બાજૂ) ઢાંકવાની બંડી, જેનો નીચલો છેડો કેડની નીચે રહે એટલો નીચો રાખવામાં આવતો. એની જમણી બાજૂ બગલ સુધી સળંગ હતી, ને એના છેડા ડાબી બાજૂએ ખભા પર થઇને જોડવામાં આવતા. આથી પહેરનારનો ડાબો ખભો ઢંકાતો ને જમણો ખભો ખુલ્લો રહેતો હોઈ એનો દેખાવ ઉપવીત ઢબે ઓઢેલી શાલના જેવો જણાતો હશે. ભિક્ષુઓનાં આ વસ્ત્ર સામાન્ય રીતે સાદાં ને સસ્તાં રહેતાં, પણ એમને દાનમાં મળેલાં રેશમી (કૌશેય) વસ્ત્ર પહેરવાની છૂટ હતી.[૨૧૯] શાક્ય ભિક્ષુનાં વસ્ત્ર કાષાય રંગથી રંગવામાં આવતાં.

---

૨૧૫ વોટર્સ, ટ્રાવેલ્સ, પુ. ૧, પૃ. ૧૪૯–૫૦

૨૧૬ તકાકુસુ, ઇ-ત્સિંગ, પૃ. ૫૫

૨૧૭ સદર, પૃ. ૬૬–૬૭

૨૧૮ યુઅન શ્વાંગ આમાં કટિમેખલા વપરાતી નહિ એવું જણાવે [illegible] ટ્રાવેલ્સ, પુ.૧, પૃ.૧૫૦), જ્યારે ઇ-ત્સિંગ અનેક પ્રકારનાં [illegible] કરે છે (પૃ. ૬૭).

૨૧૯ રેશમ તૈયાર કરવામાં જીવહિંસા થતી હોવાથી ભિક્ષુ[illegible] પહેરાય નહિ [illegible] કરવી છે.

વિહારમાં વસતા ભિક્ષુઓને પહેરવાનાં વસ્ત્રો ઉપરાંત कायप्रोंछन (ડીલ લૂછવાનું વસ્ત્ર), मुखप्रोंछन (મોં લૂછવાનું વસ્ત્ર), केशप्रतिग्राह (હજામત વખતે પડતા વાળ ઝીલવાનું વસ્ત્ર), कंडुप्रतिच्छादन (ઘા પર વીંટાળવાનું વસ્ત્ર), भैषजपरिष्कारचीवर (ઔષધિની આકસ્મિક જરૂરિયાત અંગે સીલકમાં રાખવાનું વસ્ત્ર) ને निषीदन (સૂતાબેસવાની ગાદી પર પાથરવાનું વસ્ત્ર) રાખવાની છૂટ હતી, જેનો સમાવેશ ભિક્ષુઓની તેર જરૂરિયાતોમાં કરવામાં આવતો. ભિક્ષુની છ જરૂરિયાતોમાં ત્રણ ચીવર ને નિષીદન ઉપરાંત परिस्रावणનો સમાવેશ કરવામાં આવે છે, જેનો અર્થ પાણી ગાળવાનું ગળણું એવો થાય છે.[૨૨૦] ભિક્ષુને આ ઉપરાંત સ્નાન કરતી વખતે વપરાતા સ્નાત્ર વસ્ત્રની યે જરૂર પડતી.[૨૨૧] દાનશાસનોમાં તો માત્ર ચીવરનો જ ઉલ્લેખ કરવામાં આવે છે, એથી એમાં આ વધારાનાં વસ્ત્રોનો સમાવેશ અધ્યાહાર રાખેલો લાગે છે. ભિક્ષુઓની બીજી મુખ્ય જરૂરિયાત ભોજનની હતી, જેને માટે દાનશાસનોમાં पिण्डपात શબ્દ વપરાયો છે. पिण्डपात એટલે ભિક્ષાદાન. મૈત્રકકાલ દરમિયાન ભિક્ષુઓ ભિક્ષાટન કરતા નહિ, પરંતુ વિહારમાં પોતાના ભોજનનો પ્રબંધ કરી લેતા;[૨૨૨] છતાં અગાઉના ભિક્ષુઓ દેહનું ભરણપોષણ ભિક્ષા દ્વારા કરતા એ સમયે એમના ભોજન માટે જે पिण्डपात શબ્દ રૂઢ થયેલો તે શબ્દનો પ્રયોગ એના મૂળ અર્થને વિસારે પાડીને ય હજી જારી રાખવામાં આવ્યો હતો. ભિક્ષુસંઘ પોતાને વસ્તે કેટલીક વાર ખેતી કરાવતો, પરંતુ એમાંથી એ ધાન્યનો છઠ્ઠો ભાગ જ લેતો ને બાકીનો બધો ભાગ ખેતી કરનાર

૨૨૦ તકાકુસુ, ઇ-ત્સિંગ, પૃ. ૫૪.

૨૨૧ તકાકુસુ, ઇ-ત્સિંગ, પૃ. ૨૧૮. ભિક્ષુઓ રોજ ભોજન લેતા પહેલાં સ્નાન કરતા (પૃ. ૧૦૭).

૨૨૨ ઇલિયટ, હિન્દુઇઝમ ઍન્ડ બુદ્ધિઝમ, પૃ. ૧૦૪

ચાકરોને આપતો.[223] ખેતીમા અનેક જીવજંતુઓની હિંસા થતી હોવાથી ચુસ્ત ભિક્ષુઓ તો ખેતી કરાવવાનુ બિલકુલ પસંદ કરતા નહિ.[224] ભિક્ષુઓ ભોજન લેતા પહેલા હાથપગ ધોતા ને ભોજન લીધા પછી હાથ ધોઈ મોં બરાબર સાફ કરી દેતા તેઓ પીવાનુ પાણી કળશમા ને વાપરવાનુ પાણી કૂંડીમા રાખતા પીવાનુ પાણી ચોખ્ખા કપડાથી ગાળીને ભરતા ને રાતનુ પાણી રોજ સવારે ઝીણવટથી તપાસતા.[225] ભિક્ષુઓ રોજ મધ્યાહ્ન સમયે ભોજન લેતા ને દિવસના બીજા પ્રહરના છેલ્લા ઘંટાવાદન સમયે વીતી જતી ભોજન-વેળાનુ પાલન કરતા [226] ભોજન સમયે ભિક્ષુઓ નાની ચોરસ માંચી[227] પર પગ નીચે રાખીને બેસતા ને ખાસ કરીને દાળભાત, ઘઉની ચાનકી ને ફળનો આહાર કરતા. આ આહારમાં માંસનો સદતર નિષેધ નહોતો[228] ને વિનયગ્રંથોમા જણાવેલા પંચભોજનીય પદાર્થોમાં એનો સમાવેશ કરવામાં આવતો.[229] દૂધ ઘી ને તેલ વગેરે સ્નિગ્ધ પદાર્થોનો પણ ઉપભોગ થતો.[230] પશ્ચિમ ભારતમાં ઘઉં

---

૨૨૩-૨૨૪ તકાકુસુ, ઇ-ત્સિંગ, પૃ. ૬૧

૨૨૫ પાણી ગાળતાં નીકળતા જીવજંતુઓને પાણી ભરેલા પહોળા મોંના અલગ વાસણમાં મૂકવામાં આવતા ને પછી એ વાસણને કૂવામા ઉતારી એનું પાણી કૂવામા ઠાલવવામાં આવતુ, જેથી એમાંનાં જીવજંતુઓ પાછા કૂવામાં ચાલ્યાં જતા (તકાકુસુ, ઇ-ત્સિંગ, પૃ. ૩૧-૩૨).

૨૨૬ આ પરથી 'જે જીવજંતુની દૃષ્ટિએ જળનું ને મધ્યાહ્નની દૃષ્ટિએ સમયનું નિરીક્ષણ કરે તે વિનયનો ઉપાધ્યાય' એવી રમૂજી કહેવત પડી હતી (સદર, પૃ. ૧૪૪).

૨૨૭ લગભગ ૧ ફૂટ લાંબી, ૧ ફૂટ પહોળી ને ૭ ઇંચ ઊંચી (સદર, પૃ. ૨૨).

પોતાના દેખતા કે સાંભળતા કે પોતાને રાકા આવે એ રીતે કરીને મેળવવામાં આવ્યું ન હોય તે ત્રિવિધ માંસ એમાં હિંસાનો હેતુ ન હોવાથી ભિક્ષુને માટે શુદ્ધ (ભોજનીય) ગણાતું (સદર, પૃ ૪૬, ૫૮-૫૯).

૨૨૯ સદર, પૃ. ૪૩

કરતાં ચોખાનો આહાર વધુ પ્રમાણમાં થતો.[૨૩૧] ચીવર ને પિણ્ડપાત પછી ભિક્ષુની મુખ્ય જરૂરિયાત શયન–આસન એટલે સૂવાબેસવાનાં સાધનોની હતી. દરેક ભિક્ષુને સૂવાબેસવા માટે એકેક ગાદલી આપવામાં આવતી ને એના પર દરેક ભિક્ષુ પોતાનું નિષીદન પાથરે એ ખૂબ આવશ્યક ગણાતું.[૨૩૨] આ પાથરણાની લંબાઈ ચાર હાથની ને પહોળાઈ ત્રણ હાથની રાખવામાં આવતી, ને એને છેડે ત્રીજા ભાગની ઝૂલ ઉમેરવામાં આવતી, જેથી એનું કદ ઊંચા માણસોને નાનું પડે નહિ. સૂતી વખતે ઉશીકું પણ વપરાતું. ભિક્ષુની ચોથી મુખ્ય જરૂરિયાત ભૈષજ્યની હતી. ભૈષજ્ય(ઔષધ)નો હેતુ ગ્લાનના પ્રત્યય અર્થાત્ માંદગીનું નિમિત્ત (કારણ) દૂર કરવાનો ગણાતો. માંદગીનાં કારણોમાં સામાન્ય રીતે અત્યાહાર, અતિશ્રમ ને અપાચનની ગણતરી થતી, અને અલ્પાહાર ઉપવાસ ને આરામથી શાંતિ ન થાય તો જુદી જુદી જાતની ઓષધિઓનો ઉપચાર કરવામાં આવતો.[૨૩૩] ઇ ત્સિંગ ઓષધિશાસ્ત્રના આઠ ખંડ જણાવે છે, જે આયુર્વેદના આઠ વિભાગને મળતા આવે છે.[૨૩૪] ભૈષજ્યની આકસ્મિક ને તાત્કાલિક જરૂરિયાત માટે ભિક્ષુ પોતાની પાસે ૭ સાત વાર રેશમનું ચીવર અનામત મૂકી તરીકે રાખી મૂકતો. ઇ ત્સિંગે નોંધેલી ભિક્ષુઓની જરૂરિયાતોની વિગતો પરથી મૈત્રકકાલીન ભિક્ષુઓના આંતરિક જીવન વિશે ઘણી માહિતી મળે છે. મહારાજા ગુહસેનના સં. ૨૪૦ ના દાનશાસનમાં વિહારની

---

૨૩૧ સદર, પૃ. ૪૩

૨૩૨ સદર, પૃ. ૧૧૦–૧૧૧

૨૩૩ સદર, પૃ. ૧૨૬–૧૪૦. 'દરેક માણસ પોતે વૈદ્યરાજ છે ને હરકોઈ જીવક થઈ શકે છે' (પૃ. ૧૩૩)

૨૩૪ સદર, પૃ. ૧૨૭–૧૨૮. આ આઠ વિભાગોનાં નામ આ પ્રમાણે છે: (૧) શાલ્ય, (૨) શાલાક્ય, (૩) કાય ચિકિત્સા, (૪) ભૂતવિદ્યા, (૫) કૌમારભૃત્ય, (૬) અગદ, (૭) રસાયન, (૮) વાજીકરણ (પૃ. ૨૨૨–૨૨૩)

જરૂરિયાતોમા આ ઉપરાત સદ્ધર્મપુસ્તક્રોપક્ર[ય]ની અર્થાત્ સદ્ધર્મના પુસ્તકોની ખરીદીનો ઉલ્લેખ ઉમેરવામા આવ્યો છે[૨૩૫] વિહારોમા વસવાનો મુખ્ય ઉદ્દેશ સદ્ધર્મના અધ્યયનનો હોઈ એમાં એના પુસ્તકોનો સંગ્રહ કરવો ઘણો આવશ્યક ગણાય વળી સ્થિરમતિ ને ગુણમતિ જેવા વિદ્વાન આચાર્યોને સદ્ધર્મને લગતી નવી કૃતિઓ રચવામા આવા સગ્રહની ભારે જરૂર રહેતી હશે એ પણ લક્ષ્યમાં લેવા જેવુ છે

**બુદ્ધપૂજા**

૨૨૫ વિહારોમા રોજ સવારે બુદ્ધપૂજા થતી[૨૩૬] પૂજાનો સમય થતા કર્મદાન ઘટ વગાડતો ને ભિક્ષુઓ મૂર્તિને સ્નાન કરાવવા ચોકમા હાજર થતા. પછી મૂર્તિને સુગંધિદાર જળથી સ્નાન કરાવવામા આવતું. આ વિધિ ઘણી પુણ્યપ્રદ ગણાતી હોવાથી એમા સહુ ભિક્ષુઓ ભાગ લેતા. મૂર્તિને સ્નાન કરાવીને સ્વચ્છ સફેદ વસ્ત્રથી લૂછવામાં આવતી પછી એને ચન્દનાદિ ગન્ધનો લેપ કરી એની સમક્ષ સુગંધિદાર ધૂપ કરી એના પર વિવિધ સુંદર પુષ્પ ચઢાવવામા આવતાં ને મૂર્તિ સમક્ષ તેલનો દીવો કરવામા આવતો. દાનશાસનોમાં બુદ્ધપૂજાની જોગવાઈ પૂરી પાડવાનું પ્રયોજન જણાવવામા આવે છે કેટલાક વિહારોમા શાક્ય બુદ્ધની પૂજા થતી, જ્યારે ઘણા વિહારોમા અનેક બુદ્ધોની પૂજા થતી હતી દાનશાસનોમા આ બુદ્ધોની સંખ્યા જણાવવામાં નથી આવતી, પરંતુ મહારાજા શીલાદિત્યે પોતાના વિહારમા સાત બુદ્ધોની મૂર્તિઓ પધરાવ્યાનો યુઅન શુઆંગે સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે[૨૩૭] આથી આ બુદ્ધો એ સાત માનુષી બુદ્ધો હોવા જોઈએ. શાક્ય સંપ્રદાયમા આ સાત બુદ્ધોની

---

૨૩૫ લેખ ૧૮

૨૩૬ વિગતો માટે જુઓ તકાકુસુ, ઇ-ત્સિંગ, પૃ ૧૪૭-૫૨ કર્મદાન એટલે બીજાઓને કામ સોંપનાર સંચાલક

૨૩૭ બીલ, રેકોર્ડ્ઝ, પુ. ૨, પૃ. ૨૪૨

કલ્પના ઘણા લાંબા વખતથી પ્રચલિત હતી.[૨૩૮] આ સાત બુદ્ધોનાં નામ આ પ્રમાણે છે: વિપશ્યી, શિખી, વિશ્વભૂ, કકુચ્છન્દ, કનકમુનિ, કાશ્યપ ને શાક્યસિંહ.[૨૩૯] એ સમયે ભારતમાં આ ઉપરાંત ધ્યાની બુદ્ધોની (ખાસ કરીને ચાલુ યુગના અધિષ્ઠાતા અમિતાભ બુદ્ધની) અને બોધિસત્વ અવલોકિતેશ્વર, તારા, મૈત્રેય ને મંજુશ્રીની યે પૂજા થતી હતી એવું યુઅન શુઆંગ ને ઇત્સિંગની પ્રવાસનોંધ પરથી તેમજ એ કાલની શિલ્પકૃતિઓ પરથી સ્પષ્ટ થાય છે. એનો ઉલ્લેખ મૈત્રકોના લેખોમાં આવતો નથી, પરંતુ મૈત્રક રાજ્યના મહાયાન વિહારોમાં એમની પૂજા જરૂર થતી હોવી જોઈએ. દ્રોણસિંહના દાનશાસનમાં જણાવેલી પાણ્ડુરા દેવી[૨૪૦] એ ઉપર જણાવેલા અમિતાભ બુદ્ધની શક્તિ હોવાનુ જણાય છે. વિહારોમાં વસતા ભિક્ષુ પોતાના ખંડમાં

જે નિરોધ છે (તે પણ કહ્યો છે) મહાશ્રમણનો વાદ આ પ્રમાણે છે] એવી ગાથા કોતરેલી હોય છે આ ગાથામાં બુદ્ધના શિષ્ય અસ્સજિએ સારિપુત્તને જણાવેલો મહાશ્રમણ તથાગતના મતનો સાર આપેલો હોઈ બૌદ્ધ ધર્મમાં એનો ઘણો મહિમા ગણાતો સ્તૂપની આસપાસ ત્રણ વાર પ્રદક્ષિણા કરીને એને ગન્ધપુષ્પ ચઢાવીને વંદન કરવામાં આવતું ને પછી જેને સારું ગાતાં ફાવતું હોય તે એની સમક્ષ ભગવાન બુદ્ધની પ્રશંસાની દસ વીસ ગાથા ગાતું ઇ ત્સિંગને માતૃચેટે લખેલી સાર્ધશતક (દોઢસો) बुद्धप्रशंसागाथा તેમજ ચતુઃશત (ચારસો) बुद्धप्रशंसागाथा ગવાતી સાંભળવામાં ભારે મઝા પડતી[242] એ નાલન્દાના મહાવિહારમાં હતો ત્યારે એણે સાર્ધશતક बुद्धप्रशंसागाथा નો ચીની ભાષામાં અનુવાદ કર્યો હતો ભારતના દરેક ભિક્ષુને આ બંને સ્તવન શરૂઆતમાં શીખવવામાં આવતાં અને એ હીનયાન ને મહાયાન એ બંને યાનમાં પ્રચલિત હતાં

૨૭૬ ભગવાન બુદ્ધના ઉદાત્ત ચરિત ને ઉપદેશની અસર એમના ઉપાસકો પર મર્યાદિત નહોતી, બૌદ્ધ સંઘમાં નહિ ભળેલા અન્ય સાંપ્રદાયિક જનો પર પણ એની ઓછીવત્તી અસર

**વ્યાપક અસર** પ્રસરતી હતી પરમમાહેશ્વર મૈત્રકનરેશ શીલાદિત્ય ધર્માદિત્ય પર થયેલી એની અસર વર્ણવતાં યુઅન શ્રુઆંગ જણાવે છે, 'એ ચારે પ્રકારના ભૂતોને[243] ચાહતો ને રક્ષતો અને ત્રિરત્ન[244] તરફ ઊંડો આદર દાખવતો જન્મથી માંડીને છેક છેવટ સુધી એનું મુખ કદી કોપથી લાલચોળ થયું નહોતું તેમ એના હાથે કદી જીવને હાનિ થઈ નહોતી એના હાથીઘોડાને પણ ગાળેલું પાણી પાવામાં આવતું, જેથી એની અંદર રહેલા જીવજંતુઓને ઈજા

૨૪૨ સદર પૃ ૧૫૬ ૫૭

૨૪૩ યોનિજ, અણ્ડજ, સ્વેદજ ને ઉદ્ભિજ્જ

૨૪૪ બુદ્ધ, ધર્મ ને સંઘ વલભીના બે ખંડિત શિલાલેખોમાં આ ત્રિરત્નોની ને તથાગત(બુદ્ધ)ની પ્રશસ્તિ કરેલી છે (લેખ ૧૦૨, ૧૦૬)

ન થાય. એનામાં આવી મૈત્રી ને કરુણા હતી. એના પચાસેક વર્ષના શાસનકાળ દરમિયાન રાની પશુઓ મનુષ્યો સાથે ભળી ગયાં હતાં ને મનુષ્યો એમને ઈજા કરતા નહિ કે એમનો વધ કરતા નહિ દર વર્ષે એ મોક્ષ પરિષદ્ નામે પરિષદ ભરતો ને ચારે દિશાઓના ભિક્ષુઓને તેડાવતો એમને એ ધર્મદેયમાં 'ચાર દ્રવ્ય'[૨૪૫] આપતો; વળી એ દરેકને ધર્મોપાસનામાં વપરાતા ત્રણ ચીવર આપતો, ને વળી અદ્ભુત પ્રકારનાં સાત રત્નમાણેક અર્પણ કરતો. આ પુણ્યપ્રદ પ્રથા અવિરત રીતે અદ્યપર્યંત ચાલુ રહી છે.'[૨૪૬] આગળ જતાં એ એના સમયે રાજ્ય કરતા મૈત્રકનરેશ ધ્રુવસેનની બાબતમાં જણાવે છે, 'છેક તાજેતરમાં એને ત્રિરત્નોના ધર્મમાં અનુરાગ થવા લાગ્યો છે. દર વર્ષે એ મોટી પરિષદ ભરે છે ને સાત દિવસ સુધી એ સહુથી વધુ મૂલ્યવાળાં રત્નો ને ઉત્તમ ભોજનો આપી દે છે ને ભિક્ષુઓને ત્રણ ચીવર અને ઔષધિનું અગર એના મૂલ્યનું, ને સાત પ્રકારનાં વિરલ કીમતી રત્નોનું દાન દે છે. આ ચીજો દાનમાં દઈને એ બમણી કીમતે પાછી ખરીદી લે છે. એ સદ્ગુણોનો આદર કરે છે ને સત્પુરુષોને માન આપે છે; એ વિદ્વત્તા માટે ખ્યાતિ પામેલાઓને સન્માને છે. દૂરના પ્રદેશોમાંથી આવેલા મહાભિક્ષુઓને એ વિશેષ આદરમાન આપે છે.'[૨૪૭] આ રાજા ચક્રવર્તી હર્ષવર્ધનનો જમાઈ હોઈ એણે ભરેલી કાન્યકુબ્જ ને પ્રયાગની પરિષદોમાં એ હાજર હતો. હર્ષવર્ધનની એ પરિષદોમાં પણ બૌદ્ધ ધર્મની પ્રબળ અસર પ્રદર્શિત થાય છે. કાન્યકુબ્જની ધર્મપરિષદ તો ચીની મહાશ્રમણ યુઅન શુઆંગના ઉપદેશના પ્રચાર માટે જ યોજવામાં આવી હતી.[૨૪૮] હર્ષવર્ધને પૂર્વની

---

૨૪૫ સંભવતઃ કળશ, કુડી, થાળી ને આસન

૨૪૬ બીલ, સદર, પુ. ૨, પૃ. ૨૬૧-૬૨

૨૪૭ સદર, પૃ. ૨૬૭-૬૮

૨૪૮ વિગતો માટે જુઓ બીલ, રેકોર્ડ્ઝ, પુ. ૧, પૃ. ૨૧૮-૨૨૧ ને લાઇફ, પૃ. ૧૮૫-૧૮૬

દણ્ડયાત્રામાંથી પાછા ફરતાં કામરૂપના રાજકુમાર પાસેથી એ મહા-શ્રમણને પોતાની પાસે તેડાવ્યો હતો. ત્યાંથી એ મહાશ્રમણને તેડીને ગંગાને કિનારે કિનારે કૂચ કરતો ત્રણ મહીને પોતાને પાટનગર પધાર્યો, જ્યાં રાજા કુમાર, જમાઈ ધ્રુવસેન ને બીજા અઢાર માંડલિક રાજાઓએ એમનો જાહેર સત્કાર કર્યો. ગંગાતટે ઊભા કરેલા મહાવિહારના ચૈત્યગૃહમાં સો ફૂટ ઊંચા મિનારા પર ભગવાન બુદ્ધની આખા કદની સુવર્ણપ્રતિમા પધરાવવામાં આવી હતી ને પરિષદ માટે બંધાવેલા સભામંડપમાં બે હજાર માણસો માટે બેસવાની સગવડ કરવામાં આવી હતી. પરિષદને પ્રથમ દિવસે સવારે રાજમહાલયમાંથી ભગવાન બુદ્ધની અર્ધા કદની સુવર્ણપ્રતિમાને લઈ ભવ્ય સરઘસ કાઢવામાં આવ્યું. પ્રતિમા-ને એક ગજરાજ પર પધરાવવામાં આવી હતી. એની જમણી બાજૂએ શક્રના વેશમાં હર્ષદેવ પોતે છત્ર ધરતો હતો ને ડાબી બાજુએ બ્રહ્માના વેશમાં કુમાર ચામર ઢોળતો હતો. એની પાછળ બે ગજો પર મૂકેલાં રત્નપાત્રોમાંથી માર્ગ પર રત્નાદિ વેરવામાં આવતાં હતાં. એની પાછળ ચીની અતિથિઓ, અમાત્યો, સામન્તો વગેરેના ત્રણસો ગજ ચાલતા હતા. સભામંડપ પાસે પહોંચીને ચક્રવર્તી પ્રતિમાને રત્નજડિત વેદિ પર પધરાવતો ને એને સ્વહસ્તે સ્નાન કરાવી પોતાના ખભા પર ઊંચકી એના સ્થાનકે પધરાવતો. મધ્યાહ્નના ભોજન પછી સાંજના યુઅન શુઆંગે મહાયાનની મહત્તા પર મોટું પ્રવચન કર્યું ને એની એક પ્રત પ્રવેશદ્વાર પર મુકાવી એના ખંડન માટે સહુને પડકાર કર્યો. આ પરિષદમાં ચાર હજાર બૌદ્ધો ઉપરાંત ત્રણ હજાર જેટલા ઇતર-ધર્મીઓ (ખાસ કરીને બ્રાહ્મણો અને જૈનો) હાજર હતા. પરંતુ ચક્ર-વર્તીની સખત દમદાટીને કારણે કોઈ એની સામે જાહેર વાદવિવાદ કરવા તૈયાર થયું નહિ, છતાં ચક્રવર્તીના આ પક્ષપાતથી ઉશ્કેરાયેલા વિરોધીઓ તરફથી થોડા દિવસમાં સભામંડપમાં આગ લગાડી એનો જાન લેવાની છાની કોશિશ કરવામાં આવી. આ કાવતરું અધવચ

પકડાઈ જતાં એના આગેવાનોને સખ્ત સજા કરવામાં આવી ને પ્રથમ દિવસના ક્રમ અનુસાર ચાલતું પરિષદનું કામ ચાલુ રહ્યું. અઢારમે દિવસે વાદવિજય પામેલા મહાશ્રમણનું જાહેર ભવ્ય સન્માન કરી પરિષદ વિસર્જન પામી. પછી હર્ષ મહાશ્રમણને લઈ પોતાની છઠ્ઠી મોક્ષપરિષદ[૨૪૯] ભરવા પ્રયાગ ગયો. આ તીર્થમાં હર્ષદેવ પહેલેથી દર પાંચ વર્ષે સર્વદાન સમારંભ ભરતો હતો, જેમાં એ પોતાનું સર્વસ્વ શ્રમણો, બ્રાહ્મણો, સાધુઓ ને યાચકોને આપી દેતો હતો. આ પ્રસંગે હર્ષદેવનો તંબુ ગંગાને ઉત્તર તટે, કુમારનો તંબુ યમુનાને દક્ષિણ તટે ને ધ્રુવસેનનો તંબુ સંગમની પશ્ચિમે રખાયો હતો. ત્યાંથી હર્ષદેવ ને કુમારનો પરિવાર નૌકામાં ને ધ્રુવસેનનો પરિવાર ગજ પર પરિષદને સ્થળે પહોંચ્યો. આ સમારંભમાં અપાતા સર્વદાનનો લાભ લેવા દેશના જુદાજુદા ભાગમાંથી જુદાજુદા સંપ્રદાયના એકંદરે પાંચ લાખ જેટલા માણસ એકઠા થયા હતા. પહેલે દિવસે ભગવાન બુદ્ધની, બીજે દિવસે સૂર્યદેવની ને ત્રીજે દિવસે માહેશ્વરની મૂર્તિની જાહેર પૂજા કરવામાં આવી ને અનેક કીમતી ચીજોનું દાન દેવામાં આવ્યું. ચોથે દિવસે બૌદ્ધ સંઘના દસ હજાર માણસોને અદભુત દાન દીધાં. પછી વીસ દિવસ સુધી બ્રાહ્મણોને, એ પછી દસ દિવસ સુધી નિર્ગ્રન્થોને, એ પછી દસ દિવસ સુધી યાચકોને ને છેવટે ત્રીસેક દિવસ સુધી દીન અનાથ ને અપંગોને અનેક પ્રકારનાં દાન મળ્યાં. આમ લાગલાગટ પંચોતેર દિવસ સુધી દાન દઈને અકિંચન બનેલા ચક્રવર્તીએ પોતાની બહેન પાસે માગેલાં જીર્ણ વસ્ત્ર પહેરીને દસે દિશાઓના બુદ્ધોની પૂજા કરી. સર્વસ્વદાનની આ પ્રથા સ્મૃતિકારોનાં ધર્મશાસ્ત્રોમાં વિશ્વજિત્ યજ્ઞ તરીકે વિહિત થયેલી છે, પરંતુ એની અંદર હર્ષદેવ બૌદ્ધ ભિક્ષુઓ તરફ પક્ષપાત દર્શાવતો એ નોંધપાત્ર છે. હર્ષદેવ પર રહેલી બૌદ્ધ ધર્મની અસર વર્ણવ-

૨૪૯ બીલ, લાઇફ, પૃ. ૧૮૩-૧૮૭

તા યુઅન શુઆંગ જણાવે છે કે એણે પોતાના સમસ્ત રાજ્યમા માસાહાર ને જીવહિંસાની મનાઈ કરી હતી, ગગાતટે હજારો સ્તૂપ બધાવ્યા હતા, બૌદ્ધ તીર્થોમા વિહાર બધાવ્યા હતા, બૌદ્ધ સંઘને અનેક દાન દીધા હતા, ને દર વર્ષે બૌદ્ધ ભિક્ષુઓને એકઠા કરી દાન દેવાની પ્રથા રાખી હતી[૨૫૦] ઇ ત્સિંગ જણાવે છે કે હર્ષે પોતે એકત્ર કરેલી જાતકમાલામા આવતા બોધિસત્વ જિમૂતવાહનના પરમાર્થચરિતના વસ્તુનુ નાટક રચી એનો જાહેર પ્રયોગ ભજવ્યો હતો.[૨૫૧] બૌદ્ધ ધર્મની આટલી બધી પ્રબળ અસર ધરાવતા સમનના સપર્કમા રહેતા વલભીપતિ ધ્રુવસેન પર એ ધર્મની અધિક અસર થાય ને રાજાના એ દાખનાની પ્રજાજનો પર પણ અસર થાય એ સ્વાભાવિક છે. આ પરથી મૈત્રકકાલીન સમાજ પર પણ બૌદ્ધ ધર્મની ઘણી વ્યાપક અસર પ્રસરી હોવાનુ સ્પષ્ટ દર્શન થાય છે. આ દર્શન મૈત્રકકાલના અંત-ભાગમા ઝાખુ પડતુ જાય છે ને એ પછી થોડા સમયમા બૌદ્ધધર્મ અદૃશ્ય થવા લાગે છે.

૨૨૭ મૈત્રકકાલના ઉદય સમયે ગુજરાતમા જૈન ધર્મ બૌદ્ધ ધર્મની જેમ ઘણો–બલ્કે એથી યે અધિક–પ્રચલિત હતો સુરાષ્ટ્રમા જૈન ધર્મનો પ્રચાર બાવીસમા તીર્થંકર નેમિનાથના સમયથી થયો ગણાય **જૈન ધર્મ** છે આ પ્રચાર મૌર્ય વંશના જૈન રાજા સપ્રતિના સમયમા વધુ વેગ પામ્યો હશે. એ પછી ક્ષત્રપોના સમયમાં પણ જૈન ધર્મને સારો આશ્રય મળતો હતો[૨૫૨] આ સમય સુધીમા

---

૨૫૦ વૉટર્સ, ટ્રાવેલ્સ, પુ. ૧, પૃ ૩૪૪

૨૫૧ તકાકુસુ, ઇ-ત્સિંગ, પૃ. ૧૬૩-૬૪. અહીં જીમૂતવાહનની કથાનું હર્ષે પદ્ય રચ્યુ ને એને નટવૃંદ પાસે વાદ્ય ને નૃત્ય સાથે ભજવાવ્યુ એવો અનુવાદ આપ્યો છે, પરતુ આ ઉલ્લેખ સ્પષ્ટત: હર્ષદેવે રચેલા નાગાનન્દ નાટકને જ લાગુ પડે છે.

૨૫૨ જૂનાગઢના બાવા પ્યારાના મઠ પાસે મળેલા એક ક્ષત્રપ લેખમા કેવલિજ્ઞાન-નો ઉલ્લેખ આવે છે (એઇ, પુ ૧૬, પૃ. ૨૩૮).

નેમિનાથના દીક્ષા, કેવલજ્ઞાન ને નિર્વાણનું ધામ મનાતા उज्जयन्त-रैवतक (ગિરનાર) તીર્થ ઉપરાંત આદિનાથ ઋષભદેવની પ્રતિમાથી તેમ ગણધર પુંડરીકના તપથી પાવન થયેલુ વિમલગિરિ-શત્રુંજય તીર્થ, પાદલિપ્તાચાર્યના નામ પરથી વસાવેલું पादलिप्तनक (પાલીતાણા) તીર્થ, શ્રેષ્ઠી ભાવડનું નિવાસસ્થાન ગણેલું મધુમતી (મહુવા) તીર્થ, વીસમા તીર્થંકર મુનિસુવ્રતના નામ સાથે સંકળાયેલુ ને ખપુટાચાર્યે પુન:પ્રતિષ્ઠિત કરેલુ ભરૂકચ્છનુ અશ્વાવબોધ તીર્થ, પાર્શ્વનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી નાગાર્જુને સ્થાપેલુ સેઢી નદી પરનુ स्तम्भनक-थंभणय (થામણા) તીર્થ, શ્રીમાતાના તપોધામ તરીકે મહત્તા પામેલુ अर्बुदाचल (આબુ) તીર્થ, અરિષ્ટનેમિ સ્વામીના ચરિત સાથે સંકળાયેલું કચ્છનુ शंखपुर તીર્થ ઇત્યાદિ અનેક અનેક જૈન તીર્થ ખ્યાતિ પામ્યા હતા.[૨૫૩] વીરનિર્વાણ પછી નવમા શતકમાં અર્થાત્ વિક્રમ સંવતના ચોથા શતકમાં આર્ય નાગાર્જુને વલભીમા તૈયાર કરેલી જૈન આગમની વાચના તેમજ સ્કન્દિલાચાર્યની માથુરી વાચના સાથે એ વાલભી વાચનાને સરખાવીને વીર સંવત ૯૮૦(વિ. સં ૫૧૦) કે ૯૯૩(વિ. સ. ૫૨૩)મા દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે વલભીમાં તૈયાર કરેલી એનાં પાઠાંતરો(વાચનાંતરો)ની નોંધ સાથેની સર્વમાન્ય આગમ વાચના પરથી વલભીમા જૈન ધર્મ છેક મૈત્રકકાલ સુધીના અંત સુધી ઘણો પ્રચલિત રહ્યો જણાય છે.[૨૫૪] ને દેવસેનસૂરિના પુસ્તકોમાં જણાવેલી વિ સં. ૧૩૬ માં વલભીમાં થયેલી सेवड (શ્વેતપટ-શ્વેતાંબર) સંપ્રદાયની ઉત્પત્તિ તેમજ દિગંબર સંપ્રદાયમા જણાવેલી વીર સંવત ૬૦૯ (વિ સં. ૧૩૯)માં વલભીપુરીમા થયેલી કમ્બલિક (વસ્ત્રધારી) સંપ્રદાયની ઉત્પત્તિને લગતી અનુશ્રુતિ[૨૫૫] વિગતે ઐતિહાસિક ન હોય

૨૫૩ જુઓ જિનપ્રભસૂરિકૃત વિવિધ તીર્થ કલ્પમાં કલ્પ ૧-૬,૮,૧૦,૨૭ ને ૪૫
૨૫૪ કલ્યાણવિજયજી, वीर निर्वाण संवत् और जैन कालगणना, પૃ. ૧૦૪-૧૨૦; સાંડેસરા, જૈન આગમ સાહિત્યમાં ગુજરાત, પૃ ૯૪ ને ૮૩-૮૪
૨૫૫ જુઓ દેવસેનસૂરિકૃત दर्शनसार (શ્લો.૧૧) તથા भावसंग्रह (શ્લો. ૫૨-૭૫)

તોપણ જૈન ધર્મની મહાન પ્રવૃત્તિઓના પ્રાચીન મહાકેન્દ્ર તરીકે રહેલી વલભીપુરની મહત્તા અંગે ઘણી સૂચક ગણાય. વલભીભઙ્ગને લગતી પ્રણાલિકથાની ઘણી પ્રતોમાં આપેલી વીર સંવત ૮૪૫ અર્થાત્ વિ. સં. ૩૭૫ની મિતિ એમાં જણાવેલી અનેક મુખ્ય વિગતો સાથે અસંગત હોઈ विविधतीर्थकल्प માં જણાવ્યા મુજબ વીર સંવતને બદલે વિક્રમ સંવત ૮૪૫ને લાગુ પડે છે.[256] પરંતુ नयचक્ર॥ પ્રાચીન ગ્રન્થ પરથી द्वादशारनयचक्र્નો વિસ્તૃત નયગ્રન્થ લખી ભરુકચ્છના બૌદ્ધો પર વાદવિજય પ્રાપ્ત કરનાર ને સ્તમ્ભનકનું સૂરિપદ સંભાળનાર મલ્લવાદીના વાદવિજયની प्रभावकचरित માં આપેલી વીર સંવત ૮૮૪ (વિ સં. ૪૧૪)ની મિતિ[257] અસ્વીકાર્ય નથી, કેમકે પ્રસ્તુત ગ્રન્થમાં

---

અને જિનેશ્વરસૂરિ કૃત प्रमालक्षण માં ટાંકેલી દિગંબર ગાથા.

एक्सह छत्तीसे विक्कमरायस्स मरणपत्तस्स।
सोरट्ठे वलहीए उप्पण्णो सेवडो संघो॥ (दर्शनसार, શ્લોક ૧૧)
छव्वास सएहिं नउत्तरेहिं तइय सिद्धि गयस्स वीरस्स।
कम्बलियानं दिट्ठि वलहि पुरिए समुप्पन्ना॥ (प्रमालक्षण)

હરિષેણકૃત बृहत्कथाकोश (શ્લો. ૬૯-૮૦)માં ને રત્નનંદીએ રચેલા भद्रबाहुचरित માં વળી એવી પ્રણાલિકથા આપવામાં આવી છે કે ભદ્રબાહુના સમયમાં પડેલા લાંબા દુકાળ વખતે ઉજ્જયિનીમાં અર્ધ-ફાલક (અર્ધ-વસ્ત્ર) સંપ્રદાય શરૂ થયો હતો. એ સંપ્રદાયના સાધુઓ દેહના નીચલા ભાગને અગાઉના સાધુઓની જેમ નિર્વસ્ત્ર રાખી માત્ર ઉપલા અર્ધા ભાગ પર વસ્ત્ર ધારણ કરતા થયા હતા. આ વિચિત્ર પ્રથાનો ઉજ્જયિનીના રાજા ચંદ્રકીર્તિના જમાઈ બનેલા વલભીના રાજાના પાટનગરમાં ગયા ત્યારે ત્યાં એ રાજાએ એમના એ વિચિત્ર વેશનો ઉપહાસ કરતાં રાણી ચંદ્રલેખાએ એ અર્ધફાલક સાધુઓને પૂર્ણવસ્ત્રધારી બનાવ્યા ને એ રીતે વલભીમાં શ્વેતાંબર સંપ્રદાયનો ઉદ્ભવ થયો.

૨૫૬ જુઓ § ૧૦૯.

૨૫૭ श्रीवीरवत्सरादथ शताष्टके चतुरशीतिसंयुक्ते।
जिग्ये स मल्लवादी बौद्धांस्तद्व्यन्तरांश्चापि॥
(विजयसिंहसूरिप्रबन्ध, શ્લો. ૮૩)

વિ. સં. ૪૦૦ના અરસામાં થયેલા સિદ્ધસેન દિવાકરનો ઉલ્લેખ આવે છે, જ્યારે આગમવાદી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ(વિ. સં. ૬૪૫)નો લેશમાત્ર ઉલ્લેખ આવતો નથી.[૨૫૮] વલભી-ભંગની મિતિમાં વિક્રમ સંવત ૮૪૫ને બદલે વીર સંવત ૮૪૫ નો ગોટાળો થવાથી એ ઘટનાને મલ્લવાદી સૂરિના ચરિત સાથે સાંકળવામાં આવ્યું છે, પરંતુ એમના સમયે વલભીમાં કોઈ રાજ્ય સ્થપાયું જ ન હોઈ એના ભંગની વાત જરાયે બંધ બેસે એમ નથી. એવી રીતે ધનેશ્વર સૂરિએ રચેલા શત્રુંજયમાહાત્મ્યમાં આપેલી વલભીના સમકાલીન રાજા શીલાદિત્યની મિતિ પરથી એમાં જણાવેલી તીર્થોદ્ધારની ઘટનાને વિ. સં ૭૪૭માં બનેલી ગણવામાં આવે છે [૨૫૯] એ પણ બરાબર નથી, કેમકે એ સમયે વલભીમાં કોઈ શીલાદિત્ય રાજા હોવો સંભવતો નથી. સંભવતઃ એ ઘટના મૈત્રકકાલના ઉત્તરાર્ધ દરમિયાન જ બની હોવી જોઈએ. છતાં નાગાર્જુન (વિ. સં. ૩૫૭–૩૭૦), મલ્લવાદી (વિ સં ૪૧૪) ને દેવર્દ્ધિગણિ (વિ. સં. ૫૧૦-૫૨૩)ની પ્રવૃત્તિઓ પરથી સુરાષ્ટ્રમાં જૈનધર્મનો અભ્યુદય છેક ગુપ્તકાલના અંત સુધી આવુ રહ્યો હોવાની પ્રતીતિ થાય છે.

૨૨૮. પ્રાગ્-મૈત્રક કાલમાં આટલો બધો અભ્યુદય પામેલા જૈનધર્મના પ્રચાર વિશે મૈત્રક કાલમાં ઘણી ઓછી માહિતી મળે છે. જે વલભીપુર જૈન ધર્મના મહાકેન્દ્ર તરીકે સૈકાઓથી ખ્યાતિ પામ્યું હતું તે હવે સ્વતંત્ર રાજ્યનું પાટનગર બન્યું હોઈ ત્યાં જૈનધર્મ અગાઉથી યે અધિક મહત્તા પામે એ તદ્દન અપેક્ષિત છે, છતાં ત્યાં એવું કંઈ બન્યું જણાતું નથી. વલભીના મૈત્રક રાજાઓ પોતે મોટે ભાગે પરમ માહેશ્વર હોવા છતા ઇતર સંપ્રદાયો તરફ ઘણો આદર દર્શાવતા

---

૨૫૮ ગો. હ. ભટ્ટ, દ્વાદશારનયચક્ર (ગાઓસી, નં. ૧૧૬), આમુખ, પૃ. ૬
૨૫૯ શત્રુંજય માહાત્મ્ય (ગુજ. અનુ ), પૃ. ૭૬૯

ને બૌદ્ધ વિહારોને ય અનેક ભૂમિદાન દેતા છતા એમાંના કોઈ રાજાએ જૈનોના કોઈ સ્થાનકને કંઈ ભૂમિદાન દીધુ હોવાનો એકેય લેખ ઉપલબ્ધ નથી. સેનાપતિ ભટાર્કના સમયથી બૌદ્ધ ધર્મ તરફ ઢળેલા વલણે મૈત્રક રાજાઓને જૈન ધર્મથી દૂર ને દૂર રાખ્યા હશે? દાનના ગ્રહીતા તરીકે તો ઠીક, દેય ભૂમિની સીમાઓમાં જણાવાતી વિગતોમા યે જૈન ધર્મનો કોઈ ઉલ્લેખ ભાગ્યેજ આવે છે. માત્ર સં. ૨૯૭(ઈ. સ. ૬૧૬)ના એક દાનશાસનમા એ સ્થળે એક શ્રાવક-વાપી નો ઉલ્લેખ આવે છે.[२९०] મૈત્રક વંશના આદ્ય રાજાઓમા ધ્રુવસેન ૧ લાએ પોતાનો પુત્રમરણનો વિષાદ દૂર કરવા આનંદપુરમા સભા સમક્ષ कल्पसूत्र નો પાઠ કરાવ્યો હતો એ ઉલ્લેખ નોંધપાત્ર છે. પરંતુ એ ઘટનાની મિતિ તરીકે આપેલી વીર સંવત ૯૮૦ કે ૯૯૩ (વિ સં. ૫૧૦ કે ૫૨૩) ની મિતિ એમાં દેવર્દ્ધિગણિએ કરેલી આગમવાચનાને બદલે એ વાચનામાંના कल्पसूत्र ના આ પાઠને ખોટી રીતે લાગુ પાડવામાં આવી છે,[२९१] કેમકે ધ્રુવસેન ૧ લો સં. ૧૮૩ (વિ સં. ૫૫૮) સુધીમાં રાજા થયો નહોતો એ સુનિશ્ચિત છે. મૈત્રક વંશમાં ભટાર્કથી માંડીને શીલાદિત્ય ૩ જા સુધીના રાજાઓએ બૌદ્ધ વિહારોને ભૂમિદાન દીધાં છે, પરંતુ એ પછીના છેલ્લા ચાર રાજાઓના દાનશાસનોમાં બૌદ્ધ વિહારને લગતુ એકેય દાનશાસન ઉપલબ્ધ નથી. આ પરથી મૈત્રકકાલના છેલ્લા શતક દરમિયાન બૌદ્ધ

---

૨૯૦ લેખ ૪૧

૨૯૧ एयम्मि समए समणे भगवं महावीरे परिनिव्वुडे तओवि परं नववासया विइक्कन्ता दसमस्स य वाससयस्स अयं असिइ पि संवच्छरे काले गच्छइ। (क्षण ७) આ વિધાન વસ્તુતઃ દેવર્દ્ધિગણિએ કરેલી વાચનાને લગતુ જણાય છે, છતાં કેટલાય પ્રાચીન લેખકોએ એને આનંદપુરમાં થયેલા એના આ પાઠને લાગુ પાડ્યુ છે(જુઓ પ્રકરણ ૪, પા. ટી. ૮૬), ને એથી એનો ધ્રુવસેનના સમય સાથે મેળ મેળવવા વીર નિર્વાણનો સમય એ કાલે ઈ. પૂ. ૫૨૭ નહિ પણ ઈ. પૂ. ૪૬૭ નો ગણાતો એવું માનવું પડે છે (જુઓ § ૪૨.)

ધર્મને રાજકુળનો આશ્રય ન મળતો હોવાની શંકા ઉપસ્થિત થાય છે. આ શંકાને ધનેશ્વરસૂરિના शत्रुंजयमाहात्म्य પરથી સમર્થન મળે છે. એ માહાત્મ્ય જણાવે છે કે જાવડે કરેલા તીર્થોદ્ધાર પછી કેટલોક વખત વીત્યા બાદ વાદમાં દુર્જય એવા બૌદ્ધોએ રાજાઓને પ્રતિબોધ આપીને બીજા ધર્મોનો લય કરાવી બૌદ્ધધર્મ પ્રસાર્યો હતો, તે પછી ચન્દ્રગચ્છમાં થયેલા ધનેશ્વરસૂરિએ સ્યાદ્વાદ વડે બૌદ્ધોનો મદ ઉતારી તેમજ સુરાષ્ટ્રાધીશ શીલાદિત્યને જૈન ધર્મનો બોધ કરી બૌદ્ધોને દેશપાર કરાવ્યા ને રાજાની પાસે શત્રુંજયાદિ જૈન તીર્થોનો ઉદ્ધાર કરાવ્યો.[૨૬૨] આ શીલાદિત્ય છેલ્લા ચાર શીલાદિત્યોમાંનો એક હોવો જોઈએ. માહાત્મ્યમાં આપેલી સંવત ૪૭૭ ની મિતિને વામ ગતિની પદ્ધતિ પ્રમાણે જમણીથી ડાબી બાજૂ વાંચવામાં આવે તો એ મિતિ વિ. સં. ૭૭૪ ની ઠરે.[૨૬૩] ને એ સમયે વલભીમા શીલાદિત્ય ૫ માનું રાજ્ય શરૂ થતું હોઈ એ મિતિનો બરાબર મેળ મળી રહે છે. આ પરથી વળી એ રાજાના સમયથી બૌદ્ધો દેશપાર થયાનું ને જૈનધર્મને રાજ્યાશ્રય મળ્યાનુ અજબ પરિવર્તન થયું હોવાનું ફલિત થાય છે. આ પછી મૈત્રક વંશની સત્તા માત્ર સિત્તેરેક વર્ષ ટકી, જે દરમિયાનનાં ફક્ત ચાર જ દાનશાસન ઉપલબ્ધ છે. આ ચારે ય દાનશાસન બ્રહ્મદેયોને લગતા હોઈ એમાં જૈન ધર્મનો કંઈ ઉલ્લેખ આવતો નથી. પરંતુ વલભી-ભંગના પ્રબંધ પરથી મૈત્રકકાલના અંત સમયની કેટલીક માહિતી મળે છે. એમાં જણાવ્યા મુજબ વલભીમાં એ સમયે જૈન સંઘના ચિન્તાકર વર્દ્ધમાન સૂરિ હતા.[૨૬૪] એમને

---

૨૬૨ પૃ. ૭૬૮-૬૯

૨૬૩ अङ्कानां वामतो गतिः।

૨૬૪ का त्वं सुन्दरि जल्प देविमदृशे ! किं कारण रोदिषि ?
भङ्गं श्रीवलभीपुरस्य भगवन् ! पश्याम्ययं प्रत्ययः।

એ શ્લોકમાં વર્દ્ધમાનસૂરિને નગરદેવતાએ આગાહી આપી જણાતી છે (મેરુતુંગ, પ્રબન્ધચિન્તામણિ, પૃ. ૧૦૯). એક પુરાતન પ્રબન્ધમા વર્દ્ધમાનસૂરિને બદલે

વલભીપુરનો ભંગ થવાની આગાહી થતાં તેઓ જૈન સંઘને ખબર આપી વલભીપુરમાંથી ચાલ્યા ગયા. એમની સાથે શ્રાવકોનાં અઢાર હજાર શકટ સ્થળાંતર કરવા નીકળી પડ્યાં સલામતી શોધતો શોધતો એ સંઘ મોઢેરપુર(મોઢેરા)માં જઈ વસ્યો.[૨૬૫] આ દરમિયાન વલભીપુરની જૈન પ્રતિમાઓ પણ જુદાજુદા સલામત સ્થળોએ પહોંચી ગઈ હતી. શ્રી ચન્દ્રપ્રભની મૂર્તિ અંબા ને ક્ષેત્રપાલની મૂર્તિ સાથે દેવપત્તન–શિવપત્તન (પ્રભાસ પાટણ) પહોંચી, વીર વર્દ્ધમાન સ્વામીની પ્રતિમા આશ્વિની પૂર્ણિમાને દિવસે શ્રીમાલપુર પહોંચી, યુગાદિદેવની પ્રતિમા કાશહ્રદ પહોંચી ને વલભીનાથની પ્રતિમા શત્રુંજય પહોંચી[૨૬૬] પ્રભાસમાં તીર્થંકર ચન્દ્રપ્રભ સ્વામીનું નન્દિવર્ધને બંધાવેલું દેરાસર છે, જેમાંની મૂર્તિ વલભીમાંથી આવેલી

દેવચન્દ્રસૂરિનું નામ આપ્યું છે (પુરાતનપ્રબન્ધસંગ્રહ, § ૧૯૪) મલ્લવાદિપ્રબન્ધમાં વલભી-ભંગ થવાની આગાહી મલ્લવાદીને જ્ઞાનબળે થઈ ને એ સપરિવાર પંચાસર ચાલ્યા ગયા એવું ઘટાવવામાં આવ્યું છે (પ્રબન્ધકોશ, પૃ. ૨૩).

૨૬૫ પુરાતનપ્રબન્ધ સંગ્રહ, પૃ. ૮૩. નગરદેવતાને લગતા શ્લોકમાં આગળ જતાં એવું કહેવામાં આવ્યું છે કે

> भिक्षाया रुधिरं भविष्यति पयो रुच्यं भवत्साधुभिः
> स्थातव्यं मुनिभिस्तदेव रुधिरं यस्मिन् पयो जायते॥

(નગરદેવતા વર્દ્ધમાન સૂરિને કહે છે, આપના સાધુઓને ભિક્ષામાં મળેલું દૂધ રુધિર થઈ જશે, એ રુધિર જ્યાં પાછું દૂધ થાય ત્યાં સાધુઓએ વાસ કરવો.) પછી આ રુધિરનું મોઢેરપુરમાં દૂધ થતાં તેઓ એ ત્યાં વાસ કર્યો.

૨૬૬ પ્રબન્ધચિન્તામણિ(પૃ. ૧૦૯) ને વિવિધતીર્થકલ્પ(પૃ. ૨૯)માં ચન્દ્રપ્રભની પ્રતિમા આકાશમાર્ગે શિવપત્તન–દેવપત્તન ગયાની ને વર્દ્ધમાન-વીરની પ્રતિમા રથાધિરૂઢ થઈ અદીઠ રીતે આશ્વિની પૂર્ણિમાએ શ્રીમાલપુર ગયાની હકીકત આપી છે. આદિદેવ, પાર્શ્વનાથ ને વલભીનાથની પ્રતિમાની હકીકત એક બીજા પુરાતન પ્રબન્ધમાં મળે છે (પુરાતનપ્રબન્ધસંગ્રહ, પૃ. ૮૪)

ભાષ્યની પ્રતિ વલભીના કોઈ જૈન મંદિરમાં સમર્પિત થઈ હતી.[૨૭૦] આ સમયે વલભીમાં શીલાદિત્ય ધર્માદિત્યનું શાસન પ્રવર્તતું હતું. જૈન આગમના ચાર મૂલસૂત્રોમાં અન્તર્ગત આવશ્યક સૂત્રની નિર્યુક્તિ પર રચેલું ૫૦૦૦ શ્લોક પ્રમાણનું પ્રાકૃત-ગાથાબદ્ધ વિશેષાવશ્યકભાષ્ય એ જૈન પ્રવચન-સાહિત્યમાં મુકુટમણિ સમાન ગણાય છે.[૨૭૧] એ મહાન ભાષ્યગ્રન્થની કૃતિને કારણે આચાર્ય મલયગિરિએ એમને 'દુષમાન્ધકારમાં નિમગ્ન થયેલા જિનવચનના પ્રદીપ' કહ્યા છે.[૨૭૨] જિનભદ્રગણિએ પોતાના આ ભાષ્ય પર પોતે ટીકા પણ રચી હતી, પરંતુ એ હાલ ઉપલબ્ધ નથી. એમણે આ ઉપરાંત બૃહત્સંગ્રહિણી, વિશેષણવતી, જીતકલ્પસૂત્ર ઇત્યાદિ બીજા અનેક પ્રૌઢ ગ્રન્થ રચ્યા છે. જૈન આગમ પરંપરાના રહસ્યને સર્વસંમત રીતે સ્ફુટ કરનાર આચાર્ય તરીકે એ યુગપ્રધાન ગણાયા હતા.[૨૭૩] મલ્લવાદીના નયચક્ર પર ન્યાયાગમાનુસારિણી વ્યાખ્યા લખનાર સિંહસૂરિ ગણિવાદી ક્ષમાશ્રમણ જિનભદ્રગણિ પછી થોડા જ વખતમાં થયા જણાય છે.[૨૭૪] જિનભદ્રગણિના નિર્વાણ પછી પચાસેક વર્ષે જિનદાસગણિ મહત્તર નામે બીજા વિદ્વાન થયા, જેમણે અનેક આગમગ્રન્થો પર ચૂર્ણિ નામે ઓળખાતી પ્રાકૃત ટીકા રચી છે.[૨૭૫] નંદિસૂત્ર પરની એમની ચૂર્ણિ શક સંવત

---

૨૭૦ અગાઉ જિનવિજયજીએ શક ૫૩૧ ની મિતિ આ ભાષ્યની રચનાની માનેલી (ભારતીય વિદ્યા, ભાગ ૩, પૃ. ૧૯૪), પરંતુ વસ્તુતઃ એ મિતિ એના સમર્પણકાલની હોઈ વિ. સં. ૬૫૦ની પરંપરાગત મિતિ પાછી સ્વીકાર્ય ગણાય છે (માલવણિયા, સદર, પૃ. ૩૨-૩૩).

૨૭૧ આ અને અન્ય કૃતિઓ માટે જુઓ મો. દ. દેશાઈ, જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ. ૭૫-૭૬.

૨૭૨ નંદિસૂત્ર પરની આચાર્ય મલયગિરિની વૃત્તિ, પૃ. ૮૭

૨૭૩ મો. દ. દેશાઈ, સદર, પૃ. ૧૪૯

૨૭૪ ગો. હ. ભટ્ટ, દ્વાદશારનયચક્ર, આમુખ, પૃ. ૭.

૨૭૫ સાંડેસરા, સદર, પૃ.૭૩-૭૪

૫૯૮ (વ. સં ૭૩૩)માં રચાઈ હોઈ એ મૈત્રક રાજા શીલાદિત્ય ૩ જાના સમકાલીન છે. नंदिसूत्र ઉપરાંત निशीथसूत्र, अनुयोगद्वारसूत्र, आवश्यकसूत्र, ને उत्तराध्ययनसूत्र પરની ચૂર્ણિઓ પણ એમણે રચેલી ગણાય છે. જૈન આગમો પર સંસ્કૃત વૃત્તિ લખવાની પહેલ કરનાર હરિભદ્રસૂરિનો સમય પરંપરામાં વિ. સં. ૫૮૫નો આપવામાં આવ્યો છે,[૨૭૬] પરંતુ એમનો ખરો સમય વિ સં. ૭૫૭ થી ૮૨૭ નો હોવાનું નિશ્ચિત થયું છે.[૨૭૭] प्रभावकचरित માં આપેલા એમના ચરિતમાં એમણે બૌદ્ધ સાથેના વાદવિવાદમાં મેળવેલા નિર્દય વિજયની દંતકથા આપવામાં આવી છે.[૨૭૮] એમણે રચેલી વૃત્તિઓમાં आवश्यक, दशवैकालिक, अनुयोगद्वार ને नंदिसूत्र પરની વૃત્તિઓ મુખ્ય ગણાય છે. આ ઉપરાંત એમણે अनेकान्तवादप्रवेश, अनेकान्तजयपताका, धर्मबिन्दु, योगबिन्दु, सम्बोधप्रकरण ઇત્યાદિ અનેક વિદ્વત્તાપૂર્ણ ગ્રન્થ રચ્યા છે. એમણે રચેલો षड्दर्शनसमुच्चय એ ભારતીય સાહિત્યમાં એ પ્રકારનો આદ્ય સંગ્રહ-ગ્રંથ છે. આ ઉપરાંત એમણે समराइच्चकहा નામે પ્રાકૃત કથા રચી છે. એમનું धूर्ताख्यान જેનું વસ્તુ निशीथसूत्र ના ભાષ્ય ને ચૂર્ણિ પરથી લેવાયું લાગે છે તે નર્મ ને કટાક્ષથી ભરેલું રસિક પ્રાકૃત કથાનક છે.[૨૭૯] જૈન સાહિત્યના પ્રાકૃત કથા ગ્રંથોની આ પરંપરાનું મૂળ સંઘદાસગણિવાચકે રચેલા वसुदेव हिंडी માં દેખા દે છે. આ કૃતિ ગુણા-

અર્થાત્ મૈત્રકકાલના આરંભના અરસામાં રચાઈ હતી.[૨૮૦] જિનદાસગણિના પછી થોડા વખતમાં જિનસેન નામે દિગંબર લેખક થયા, જેમનું રચેલું હરિવંશપુરાણ દિગંબરોની ઉપલબ્ધ સાહિત્યની આદ્ય કૃતિઓમાં સ્થાન ધરાવે છે. આ મહાકાવ્ય શક સંવત ૭૦૫ (વિ. સં. ૮૪૦)માં વર્ધમાન(વઢવાણ)પુરમાં રચાયું હતું.[૨૮૧] જૈન લેખકોના આ લલિત કથાસાહિત્યમાં યે જૈન ધર્મની પ્રચુર અસર દેખા દે છે.

૭૩૦. આ કાલ દરમિયાન ગુજરાતમાં જૈન ધર્મના અનેક તીર્થધામોનો અભ્યુદય થયો હતો. વલભી એ જૈનધર્મનું પ્રાચીન તીર્થ હતું ને ત્યાં આદિદેવ, ચન્દ્રપ્રભુ, પાર્શ્વનાથ ને વીરની **તીર્થધામો** પ્રતિમા પ્રતિષ્ઠિત થઈ હતી. આદિદેવ એ પહેલા તીર્થંકર ઋષભદેવ છે, ચન્દ્રપ્રભ એ આઠમા તીર્થંકર છે, ને વીર એ ચોવીસમા તીર્થંકર મહાવીર વર્દ્ધમાન છે. વલભીથી આદિદેવની પ્રતિમા કાશહ્રદ, ચન્દ્રપ્રભની પ્રભાસ, પાર્શ્વનાથની હારીજ ને મહાવીરની શ્રીમાલ મોકલવામાં આવી હતી.[૨૮૨] શત્રુંજય એ ઋષભદેવનું પ્રસિદ્ધ તીર્થ હતું ને ત્યાં એ ઉપરાંત બીજા તીર્થંકર અજિતનાથની ને સોળમા તીર્થંકર શાન્તિનાથની યે પ્રતિમા હતી.[૨૮૩] રૈવતક (ગિરનાર) ગિરિ પર ત્યાં દીક્ષા કેવલ ને નિર્વાણ પામેલા બાવીસમા તીર્થંકર નેમિનાથનું તીર્થ હતું, સ્તમ્ભનક એ તેવીસમા તીર્થંકર પાર્શ્વનાથનું તીર્થ હતું, ને ભરુકચ્છમાં વીસમા તીર્થંકર મુનિસુવ્રતનું તીર્થ હતું.[૨૮૪] મોઢેરામાં મહાવીર સ્વામીનું તીર્થ હતું. વર્દ્ધમાનપુરમાં

૨૮૦ સાંડેસરા, વસુદેવ હિંડી (ભાષાંતર), ઉપોદ્ઘાત, પૃ. ૧-૧૩
૨૮૧ સર્ગ ૬૬, શ્લોક ૫૨-૫૩
૨૮૨ જુઓ ઉપર પા. ટી. ૨૬૬.
૨૮૩ જિનપ્રભસૂરિ વિવિધતીર્થકલ્પ, પૃ. ૧-૫. અહીં આદિદેવના મુખ્ય ગણધર પુંડરીક સિદ્ધિ પામ્યા ગણાય છે. શત્રુંજયનાં સિદ્ધાચલ, વિમલાદ્રિ, પુણ્ડરીકગિરિ ઇત્યાદિ અનેક અપર નામ છે.
૨૮૪ સદર, પૃ. ૬-૧૩, ૨૦-૨૨

પાર્શ્વનાથ ને શાન્તિનાથના દેનસર હતાં. વિવિધતીર્થકલ્પમાં જણાવેલાં ગુજરાતનાં અન્ય જૈન તીર્થોમાં તારણ(તારંગા)માં બીજા તીર્થંકર અજિતનાથનું, દર્શપુરમાં સાતમા તીર્થંકર સુપાર્શ્વનાથનું, સિંહપુરમા તેરમા તીર્થંકર વિમલનાથનું, દ્વારવતીમાં ચૌદમા તીર્થંકર અનન્ત સ્વામીન, શંખપુર ને સ્તમ્ભતીર્થમાં નેમિનાથનું, અને ખેટક ને વાયડમા મહાવીર સ્વામીનું તીર્થ હોવાની માહિતી આપી છે.[૨૮૫] આ ગ્રન્થ ચૌદમી સદીમા રચાયેલો છે, પરંતુ એમા જણાવેલી ઘણી વિગત અતિ-પ્રાચીન હોઈ એમાં જણાવેલાં આ તીર્થોમાંના ઘણા તીર્થ મૈત્રકકાલ જેટલાં પ્રાચીન હોવા સંભવે છે. વલભી-ભંગના પ્રબંધમા તીર્થંકરો ઉપરાત અમ્બા ને ક્ષેત્રપાલની મૂર્તિનો ઉલ્લેખ આવે છે. વલભીમાની અમ્બાની મૂર્તિ ચન્દ્રપ્રભની મૂર્તિની સાથે પ્રભાસ ગયેલી ઉજ્જયન્ત (ગિરનાર) પર એ કાલે અમ્બિકાનું મહત્ત્વનું ગણાતું હતું એમ જિનસેન કૃત હરિવંશપુરાણમાં આવતા નેમિનાથની સિંહવાહનવાળી શાસનદેવીના ઉલ્લેખ પરથી માલૂમ પડે છે. આ કાલની પ્રતિમાઓમા પણ મોટે ભાગે તીર્થંકરોની ને કવચિત્ અંબિકાની જ પ્રતિમાઓ મળી છે.

# ૧૧. શિક્ષણ ને સાહિત્ય

૨૩૧. ધર્મ ને વ્યવહાર અંગે અનેક વિદ્યાઓનું શિક્ષણ આવશ્યક હોય છે. આ વિદ્યાઓ જુદીજુદી દૃષ્ટિએ જુદીજુદી રીતે વર્ગીકૃત કરવામાં આવતી. શીલાદિત્ય ધર્માદિત્યની પ્રશસ્તિમાં વિદ્યાના

**વિદ્યાઓ** પરા ને અપરા એ બે વિભાગોનો ઉલ્લેખ કરવામાં આવે છે.[1] પરા વિદ્યા એટલે જેનાથી અક્ષર બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત થાય તે ઉચ્ચ વિદ્યા ને અપરા વિદ્યા એટલે એનાથી ઊતરતી કોટિની વિદ્યા, જેમાં ચાર વેદો ને ૭ વેદાંગોનો યે સમાવેશ થતો.[2] યુઅન શુઆંગ ને ઇ ત્સિંગ પાંચ વિદ્યાઓના શિક્ષણનો ઉલ્લેખ કરે છે.[3] એમાં પહેલું સ્થાન શબ્દવિદ્યાનું હતું. પછી શિલ્પવિદ્યા ને ચિકિત્સાવિદ્યા શીખવાતી. ને છેવટે ન્યાયવિદ્યા ને અભિધર્મવિદ્યાનું શિક્ષણ અપાતું. આ વર્ગીકરણ બૌદ્ધ ભિક્ષુઓના સંપ્રદાયની દૃષ્ટિએ પડયું જણાય છે અભિધર્મના તત્ત્વજ્ઞાનમાં ન્યાયવિદ્યા મહત્ત્વનું સ્થાન ધરાવ

---

૧ सर्व्वविद्यापरापरविभागाधिगमविमलमति: ..श्रीशीलादित्य:

૨ द्वे विद्ये... परा चैवापरा च। तत्रापरा ऋग्वेदो यजुर्वेद सामवेदो ऽथर्ववेद: शिक्षा कल्पो व्याकरणं निरुक्त छन्दो ज्योतिषमिति। अथ परा यथा तदक्षरमधिगम्यते। (मुण्डकोपनिषत्, १, ४-५)

૩ બીલ, રેકૉર્ડ્ઝ, પુ ૧, પૃ ૭૮-૭૯, તકાકુસુ, ઇ-ત્સિંગ, પૃ ૧૬૯, ૧૭૬ શબ્દવિદ્યા એટલે વ્યાકરણ શિલ્પવિદ્યાને માટે જ્યુલિયને શિલ્પસ્થાનવિદ્યા શબ્દ વાપર્યો છે, પરંતુ મૂળ શબ્દ શિલ્પવિદ્યા કે કલાશિલ્પવિદ્યા (કળા ને હુન્નરની વિદ્યા) છે. જ્યુલિયને ચોથી વિદ્યાનું અભિપ્રેત નામ હેતુવિદ્યા આપ્યું છે એને બદલે ન્યાયવિદ્યા ઉચિત છે. પાંચમી વિદ્યાનું સંસ્કૃત નામ જ્યુલિયને અધ્યાત્મ વિદ્યા આપ્યું છે એને બદલે અહીં અભિધર્મવિદ્યા બંધ બેસે છે. (વૉટર્સ, ટ્રાવેલ્સ, પુ ૧, પૃ. ૧૫૭-૫૮)

તી ને શબ્દવિદ્યા એ તો બધી વિદ્યાઓના પાયારૂપ હતી. ધાર્મિક જીવન માટે ભિક્ષુઓને આ ત્રણ વિદ્યાઓ પર્યાપ્ત હતી ઇ ત્સિંગ આ ઉપરાન્ત સાહિત્યના શિક્ષણનો ઉલ્લેખ કરે છે, પરંતુ ભિક્ષુઓને ઉપયોગી સર્વ સાહિત્ય ધાર્મિક પ્રકારનું જ હોઈ એનો સમાવેશ અભિધર્મમાં થતો હશે ભિક્ષુઓને પોતાની વ્યાવહારિક જરૂરિયાતો અંગે શિલ્પ-વિદ્યા ને ચિકિત્સાવિદ્યાની જરૂર પડતી, એથી માધ્યમિક શ્રેણીમાં એમને એ બે વિદ્યાઓનું યે શિક્ષણ અપાતું આમ આ પાંચ વિદ્યાઓનો અભ્યાસક્રમ સ્પષ્ટત બૌદ્ધ ભિક્ષુને ઉદ્દેશીને ઘડાયો લાગે છે એ સમયે જૈન સંપ્રદાયોમાં વિદ્યાઓના વર્ગીકરણ વિશે કેવી પરંપરા પ્રચલિત હતી એ જાણવા મળ્યું નથી બ્રાહ્મણોના સંપ્રદાયમાં વેદવેદાંગનું મુખ્ય સ્થાન મનાતું એવું અભિલેખ પરથી સૂચિત થાય છે ઇતિહાસ, ધનુ-ર્વિદ્યા, ગાન્ધર્વવિદ્યા ને આયુર્વેદની ગણના ઉપવેદો તરીકે થતી અર્થશાસ્ત્ર ની દૃષ્ટિએ શરૂઆતમાં દંડનીતિ એ એક જ મુખ્ય વિદ્યા ગણાતી, એમાં સમય જતાં ક્રમશ વાર્તા, ત્રયી ને આન્વીક્ષિકીનો સમાવેશ થતો ગયો[4] ને અભિલેખની પ્રશસ્તિમાં એ ચાર વિદ્યાઓના અભ્યાસનો ઉલ્લેખ આવે છે યાયાવરીય એમાં સાહિત્યની પાંચમી વિદ્યા ઉમેરે છે[5] પરંતુ સમગ્ર દૃષ્ટિએ ચૌદ વિદ્યાઓની ગણના થવા લાગી ચાર વેદ, છ વેદાંગ ને ચાર શાસ્ત્ર,[6] જેમાં પુરાણ, ન્યાય, મીમાંસા ને ધર્મશાસ્ત્રની ગણતરી થતી આ યાદીમાં ચાર ઉપવેદોનો સમાવેશ થતાં

---

૪ दण्डनीतिरेवैका विद्या इत्यौशनसा । वार्त्ता दण्डनीतिर्द्वे विद्ये इति बार्हस्पत्या । त्रयी वार्त्ता दण्डनीतयस्तिस्रो विद्या इति मानवा । आन्वीक्षिकी त्रयी वार्ता दण्डनीतयश्चतस्रो विद्या इति कौटल्य । (રાજશેખર, કાવ્યમીમાંસા, અ૦ ૨)

૫ पञ्चमी साहित्यविद्या इति यायावरीय । (સદર)

૬ तानीमानि चतुर्दश विद्यास्थानानि यदुत वेदाश्चत्वार षडङ्गानि चत्वारि शास्त्राणि इत्याचार्या । (સદર) વળી જુઓ યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ ૧, ૩

વિદ્યાઓની સંખ્યા ચૌદથી વધીને અઢારની યે ગણાતી.[૭] કેટલાક એમાં ઇતિહાસને બદલે અર્થશાસ્ત્રને સ્થાન આપતા. તો વળી કેટલાક એ ચાર ઉપવેદને સ્થાને વાર્તા, કામશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર ને દંડનીતિની ગણતરી કરતા.[૮] વાર્તામાં કૃષિ, પશુપાલન ને વાણિજ્યના મુખ્ય ધંધાઓની ગણતરી થતી ક્ષત્રપકાલીન લેખોમાં શબ્દવિદ્યા, ગાન્ધર્વવિદ્યા, ન્યાયવિદ્યા ને યુદ્ધવિદ્યાનો ને મૈત્રકકાલીન લેખોમાં વેદ, સ્મૃતિ, રાજ્યતંત્ર, પાણિનિતંત્ર ને ધનુર્વેદનો ઉલ્લેખ આવે છે. ભટ્ટિકાવ્યની કૃતિ પરથી મહાકાવ્ય, શબ્દવિદ્યા, કાવ્યશાસ્ત્ર ને છન્દઃશાસ્ત્રનો વિકાસ થયો જણાય છે દાનશાસનો પરથી રામાયણ, મહાભારત ને પુરાણોનો પણ પરિચય દૃષ્ટિગોચર થાય છે. કલાઓમાં ગીત વાદ્ય ને નૃત્યનો

છતાં શિક્ષણમાં તો શાસ્ત્ર–કલાનો કે વિદ્યા શબ્દનો જ વ્યાપક પ્રયોગ થતો. મૈત્રકકાલીન ગુજરાતમાં ઓછે વત્તે અંશે આમાંની ઘણીખરી વિદ્યાઓ શીખવાતી હશે, પરંતુ અમુક વિદ્યાઓ વિશે જ કંઈ વિશેષ માહિતી મળે છે.

**પ્રાથમિક શિક્ષણ**

૨૩૨. ધર્મશાસ્ત્રમાં ચૌલકર્મ ને ઉપનયનની વચ્ચે વિદ્યારંભનો સંસ્કાર જણાવવામાં આવ્યો છે, જે લગભગ પાંચમા વર્ષની વયે કરવામાં આવતો.[૧૨] એમાં વિદ્યાર્થીને અકારાદિ માતૃકાક્ષર(મૂળાક્ષર) શીખવવાની શરૂઆત કરવામાં આવતી. આ વિદ્યાને લિપિવિદ્યા કહેતા. લલિતવિસ્તરમાં તો લિપિશાલાનો ઉલ્લેખ આવે છે, જે પરથી લિપિવિદ્યાની અલગ શાળાઓ હોવાનું સૂચિત થાય છે. ઇ ત્સિંગ આ વિદ્યાભ્યાસનો આરંભ છઠ્ઠા વર્ષથી થતો હોવાનું જણાવે છે.[૧૩] બાણભટ્ટ પણ વિદ્યારંભ માટે એ જ વય દર્શાવે છે[૧૪] લિપિવિદ્યા માટે વર્ણમાલાનુ ખાસ પુસ્તક શીખવાતું. યુઅન શુઆંગ એને 'બાર પ્રકરણોનુ પુસ્તક' કહે છે, પરતુ એનું નામ જણાવતો નથી.[૧૫] ઇ-ત્સિંગ એનુ નામ સિદ્ધ આપે છે.[૧૬] સિદ્ધમ્ એ મૂળ તો વર્ણમાલાના આરંભે આવતો મંગલ શબ્દ જ હતો, પરંતુ સમય જતાં એ શબ્દ શરૂઆતમાં સ્વરમાલાના અર્થમા ને છેવટે સમસ્ત વર્ણમાલાના અર્થમાં વપરાતો થયો.[૧૭] આથી સિદ્ધ એટલે વર્ણમાલાનું પુસ્તક એવો અર્થ રૂઢ થયો. ઇ ત્સિંગ

૧૨ કાણે, હિધ, પૃ. ૨૬૬–૬૭
૧૩ તકાકુસુ, ઇ ત્સિંગ, પૃ. ૧૭૨
૧૪ अयमत्र भवतो दशमो वत्सरो विद्यागृहमधिवसतः। प्रविष्टोऽसि षष्ठमनुभवन्वर्षम्। (કાદમ્બરી)
૧૫ બીલ, રેકોર્ડ્ઝ, પુ. ૧, પૃ. ૭૮
૧૬ તકાકુસુ, ઇ–ત્સિંગ, પૃ. ૧૭૦
૧૭ સદર, પા. ટી. ૩

જણાવે છે કે એના આરંભે આવતા વાક્ય પરથી એ પુસ્તકને સિદ્ધિરસ્તુ પણ કહેતા. આ પરથી જણાય છે કે એનો આરંભ સિદ્ધિરસ્તુ (સિદ્ધિ થાઓ) એ મંગલ વાક્યથી થતો ને એ મંગલવાક્ય પછી અકારાદિ મૂળાક્ષર આપવામાં આવતા. આ અક્ષરોની સંખ્યા ૪૭ કે ૪૯ ગણવામાં આવતી.[૧૮] સ્વરોમાં अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ॠ, ऌ, ॡ, ए, ऐ, ओ ને औ એ ચૌદ વર્ણ ગણાતા ને કેટલીક વાર એમાં अं ને अः નો યે સમાવેશ કરવામાં આવતો.[૧૯] વ્યંજનોમાં क થી ह સુધીના તેત્રીસ વર્ણ ગણવામાં આવતા ને એમાં કેટલીક વાર ळ ને क्ष નો ઉમેરો કરીને એની સંખ્યા પાંત્રીસની ગણવામાં આવતી.[૨૦] આ મૂળાક્ષરો પછી વ્યંજનાક્ષરોના ચોર્યાશી પદ શીખવવામાં આવતા, વ્યવહારમાં એને બદલે હાલની બારાખડી જેવાં દ્વાદશાક્ષરી પદ પણ પ્રચલિત હતાં.[૨૧] ચોર્યાશી પદોના અક્ષરોની કુલ સંખ્યા ૫૬૦ થાય છે. આ પછી क्य ह्य થી માંડીને क्ष्न्य સુધીના જોડાક્ષર શીખવવામાં આવતા.[૨૨] એ અનુસાર પુસ્તકના એકંદરે અઢાર પ્રકરણ પડતાં ને લિપિના સાદા ને સંયુક્ત અક્ષરોની કુલ સંખ્યા ૧૦,૦૦૦ ઉપરની અર્થાત્ ૩૦૦ શ્લોકપ્રમાણ ઉપરાંતની થતી.[૨૩] આ વર્ણમાળાને વર્ણસમામ્નાય કહેતા ને એનું જ્ઞાન મૂળ મહેશ્વર પાસેથી પ્રાપ્ત થયું મનાતું.[૨૪] આ લિપિવિદ્યા શીખતાં છ માસનો વખત લાગતો.[૨૫] પ્રાથમિક શિક્ષણ લગભગ આઠમા વર્ષે પૂરું થતું. જ્યારે બ્રાહ્મણ કુમારોને

---

૧૮ યુઅન શ્વાંગ ૪૭ જણાવે છે (બીલ, સદર, પૃ ૭૭), જ્યારે ઇ ત્સિંગ ૪૯ જણાવે છે (પૃ ૧૭૧)

૧૯-૨૦ તકાકુસુ, ઇ-ત્સિંગ, પૃ ૬૦ ૬૧ ૧૭૦, પા ટી ૩

૨૧ સદર, પૃ ૬૧-૬૨,

૨૨ સદર, પૃ, ૧૭૦, પા ટી ૩

૨૩ સદર, પૃ ૧૭૧

૨૪-૨૫ સદર પૃ ૧૭૨

ઉપનયન સંસ્કાર દ્વારા વેદાધ્યયનનો અધિકાર પ્રાપ્ત થતો ત્યાં સુધીમાં લિપિવિદ્યા ઉપરાંત અંકવિદ્યાનું શિક્ષણ અપાતું[૨૬] અક્ષરલેખન ને અંકગણના એ પ્રાથમિક શિક્ષણનું મહત્ત્વનું અંગ છે, પરંતુ આ વિદ્યાઓ વિશે એ સમયે કેવાં પુસ્તક શીખવાતાં હશે એની કંઈ માહિતી ઉપલબ્ધ નથી

૨૩૩ વાચનલેખનમાં કુશળ થયેલા વિદ્યાર્થીને ધીમેધીમે શિક્ષણ આપવામાં આવતું, જેમાં સહુથી પહેલું સ્થાન શબ્દવિદ્યાનું રહેતું

**શબ્દવિદ્યા** શબ્દવિદ્યા એટલે વ્યાકરણ એનું શિક્ષણ માત આઠ વર્ષની વયે શરૂ થતું[૨૭] શબ્દવિદ્યાના સામાન્ય અભ્યાસ માટે ચાર પુસ્તક શીખવવામાં આવતાં—સૂત્ર, ધાતુપાઠ,

છે.[30] લિઙ્ગત્રયમાં અષ્ટધાતુ, મણ્ડ ને ઉણાદિ એ ત્રણ ખિલોનો સમાવેશ થાય છે [31] અષ્ટધાતુમાં સાત વિભક્તિ (સુપ્),[32] દસ અર્થ-કાલ (લ)[33] ને ક્રિયાપદના અઢાર પ્રત્યય (તિઙ્)[34] એ ત્રણ વિષયોનું નિરૂપણ કરવામાં આવે છે મણ્ડ (કે મુણ્ડ કે મન્ત) કે મણ્ડક (કે મુણ્ડક કે મન્તક) નામનુ જે પુસ્તક ઇ ત્સિંગ ને હુઅન ત્સુઆંગ જણાવે છે તે નામનો પાઠ નિશ્ચિત થયો નથી તેમ એ નામથી કયુ પુસ્તક ઉદ્દિષ્ટ છે એ પણ નક્કી થયુ નથી, પરતુ એમા ધાતુને તદ્ધિત લગાડી સાધિત થતા શબ્દોના રૂપોને લગતા નિયમ આપવામા આવ્યા છે એટલુ નિશ્ચિત છે ઇ ત્સિંગ એમા વ્રશ્ ધાતુ પરથી સાધિત થતા વૃક્ષ શબ્દનુ ઉદાહરણ આપે છે ઉણાદિ પાણિનિતંત્રનો જાણીતો સૂત્રપાઠ છે એ શાકટાયને રચેલો જણાય છે એના પાચ પાદ છે એમા ઉણ્ (ઉ) આદિ તદ્ધિતોને લગતા ૭૮૮ સૂત્ર આપેલા છે છેલ્લા બે ખિલગ્રન્થોનો વિષય લગભગ એકસરખો છે પરતુ કોઈ નિયમ એકમા વિસ્તારથી તો બીજામા સંક્ષેપથી કે એકમા સંક્ષેપથી તો બીજામા વિસ્તારથી આપેલા છે વિદ્યાર્થીને આ ત્રણ ખિલગ્રન્થોનુ શિક્ષણ દસ વર્ષની વયે આપવામા આવતુ ને એનો બરાબર અભ્યાસ કરતા ઓછામા ઓછા ત્રણ વર્ષ લાગતા [35] આ પછી પંદરેક વર્ષની વયે વૃત્તિનો અભ્યાસ શરૂ થતો વૃત્તિ એટલે પાણિનિ સૂ૰ પરની કાશિકાવૃત્તિ

---

૩૦ સદર, પૃ ૧૭૨

૩૧ સદર, પૃ ૧૭૨-૭૪

૩૨ આ સંજ્ઞા સુ ઔ અસ્ ઇત્યાદિ પ્રત્યયોની દ્યોતક છે

૩૩ લટ્ (વર્તમાન કાળ), લઙ્ (હ્યસ્તન ભૂતકાળ), લિટ્ (પરોક્ષ ભૂતકાળ), લિઙ્ (વિધ્યર્થ આશીર્વાદાર્થ), લુટ્ (શ્વસ્તન ભવિષ્યકાળ), લુઙ્ (અદ્યતન ભૂતકાળ), લૃટ્(સામાન્ય ભવિષ્યકાળ), લૃઙ્ (ક્રિયાતિપત્યર્થ),લેટ્(સંકેતાર્થ)ને લોટ્(આજ્ઞાર્થ)

૩૪ તિપ્ તસ્ ઇત્યાદિ પરસ્મૈપદના નવ અને ત આતામ્ ઇત્યાદિ આત્મનેપદના નવ

૩૫ તકાકુસુ, ઇ-ત્સિંગ, પૃ ૧૭૫

શતક જેટલા પ્રાક્કાલીન છે આ ઉલ્લેખ તો પતંજલિના સમય પહેલાં લખાયેલી પાણિનિસૂત્રો પરની ચૂર્ણિવૃત્તિ કે ચુલ્લિવૃત્તિ નામે પ્રાચીન વૃત્તિને લાગુ પડે છે. છતાં પતંજલિનું મહાભાષ્ય પાણિનિના સૂત્રપાઠ ઉપર સીધેસીધું રચાયેલું નથી એ હકીકત છે એમાં પાણિનિસૂત્રોનો નિર્દેશ છેક ત્રીજા આહ્નિકથી શરૂ થાય છે ને છેવટ સુધીમાં ફક્ત ૧૫૦ જેટલાં સૂત્રોનું વિવરણ કરવામાં આવે છે આથી પતંજલિનું મહાભાષ્ય પાણિનિ પછી થોડા વખતમાં થયેલા વ્યાડિએ રચેલી સંગ્રહ નામે મહાકૃતિ પર રચાયેલું હોવા સંભવે છે ૩૯ પતંજલિનો ગ્રન્થ ૨૪,૦૦૦ શ્લોક પ્રમાણનો છે ને એ ભણતાં ત્રણ વર્ષ લાગે છે એવું ઇ ત્સિંગ નોંધે છે પતંજલિની ચૂર્ણિ પર ભર્તૃહરિએ વિસ્તૃત ટીકા તૈયાર કરી હતી, જે હાલ લુપ્ત રહી છે આ ભર્તૃહરિ ધર્મપાલનો સમકાલીન હતો ને ઇ ત્સિંગના સમય અગાઉ ચાળીસ વર્ષે ગુજરી ગયો હતો આથી એનું મૃત્યુ લગભગ ઈ સ ૬૫૧-૫૨માં થયું ગણાય એ બૌદ્ધ ઉપાસક હતો ને શૂન્યવાદમાં માનતો હતો મહાભાષ્ય પરની એની વૃત્તિ લગભગ ૨૫,૦૦૦ શ્લોક પ્રમાણની હતી ભર્તૃહરિની આ વૃત્તિનો નિર્દેશ ઇ ત્સિંગ ભર્તૃહરિશાસ્ત્રને નામે કરે છે ૪૦ ભર્તૃહરિની બીજી કૃતિ વાક્યપદીય છે, જેના પહેલા કાંડમાં વર્ણ, બીજા કાંડમાં વાક્ય, ને ત્રીજા કાંડમાં પદને લગતા સર્વ ભિન્નભિન્ન મત ચર્ચવામાં આવ્યા છે આ ગ્રન્થમાં શબ્દવિદ્યાના તર્કશાસ્ત્રના પ્રકરણ સમાયાં જણાય છે એમાં એકંદરે ૭૦૦ શ્લોક છે ને એના પરની વૃત્તિનું પ્રમાણ ૭,૦૦૦ શ્લોકોનું છે ૪૧ ભર્તૃહરિની ત્રીજી કૃતિ વાક્યપદીયની જેમ પદ્યમાં રચાઈ હતી એમાં એકંદરે ૩,૦૦૦ શ્લોક હતા. એના પર ધર્મપાલે વૃત્તિ લખી હતી, જેનું પ્રમાણ ૧૪,૦૦૦ શ્લોકોનું હતું ઇ ત્સિંગ આ પુસ્તકનું

૩૯ હરપ્રસાદ શાસ્ત્રી કૅટેલૉગ પુ ૬, પૃ ૨૧

૪૦ સદર પૃ ૧૭૮-૮૦

૪૧ સદર, પૃ ૧૮૦

નામ 'પેના–પેણા–પેહા' આપે છે, જેનું સંસ્કૃત રૂપાંતર વેડા (નૌકા) સૂચવવામાં આવ્યું છે, પરંતુ એનું ખરું રૂપાંતર ભેદ હોવા સંભવે છે. આ અનુસાર એ અનેક વૈયાકરણોએ જણાવેલી ભાગવૃત્તિ હોઈ શકે, જેને સૃષ્ટિધરાચાર્ય ભર્તૃહરિએ રચેલી જણાવે છે.[42] ભાગવૃત્તિ હાલ ઉપલબ્ધ નથી ને વેડાવૃત્તિ યે પ્રસિદ્ધ થઈ નથી. આથી ઇ-ત્સિંગે જણાવેલી ભર્તૃહરિની ત્રીજી કૃતિનો ને એના વિષયનો નિર્ણય કરવો મુશ્કેલ છે. ઇ-ત્સિંગ લખે છે કે આ ગ્રન્થોનો અભ્યાસ કરનાર શબ્દવિદ્યામાં પારંગત ગણાય છે ને એ વિના કોઈ બહુશ્રુત તરીકેની નામના પામી શકતું નથી.[43]

**સાહિત્ય વિદ્યા**

૨૩૪. ઇ-ત્સિંગ જણાવે છે કે શબ્દવિદ્યાના (કાશિકા) વૃત્તિ સુધીના ગ્રન્થોનો અભ્યાસ કર્યા પછી વિદ્યાર્થીઓ ગદ્યપદ્ય સાહિત્ય શીખવાનું શરૂ કરતા.[44] પરંતુ લેખનવિદ્યા જાણ્યા પછી દસ-પંદર વર્ષ લગી વિદ્યાર્થી માત્ર શબ્દવિદ્યા જ શીખ્યા કરે ને ગદ્યપદ્ય સાહિત્યનો અભ્યાસ શરૂ યે ન કરે એવું ભાગ્યેજ સંભવે. કાવ્ય, લોકકથા ને લોકવ્યવહાર એ કાવ્યનાં ઉદ્‌ભવસ્થાન ગણાતાં અને વ્યાકરણ, કોશ, છન્દઃશાસ્ત્ર ને અલંકારશાસ્ત્ર એ કાવ્યને લગતી વિદ્યાઓ ગણાતી.[45] મૈત્રકકાલ દરમિયાન ગુજરાતમાં સાહિત્યવિદ્યાના શિક્ષણ માટે કઈ કઈ કૃતિઓ શીખવાની હતી એનો કોઈ ઉલ્લેખ ઉપલબ્ધ નથી, પરંતુ એ સમયે આ વિદ્યાને લગતું કેટલું સાહિત્ય તૈયાર થયું ને થતું હશે એનો વિચાર કરતાં એ વિશે કંઈક ખ્યાલ બાંધી શકાય ખરો. લોકકથાના

---

૪૨ શ્રીશચન્દ્ર ચક્રવર્તી, ન્યાસ (સંપાદન), પ્રસ્તાવના, પૃ. ૧૪, પા. ટી. ૧૭
૪૩ પૃ. ૧૮૦
૪૪ પૃ. ૧૮૦
૪૫ રાજશેખર, કાવ્ય મીમાંસા, અધ્યાય ૧૦

સહિત્યમા પચતન્ત્ર ઉપરાત बृहत्कथानो કથાસંગ્રહ[૪૬] પ્રચલિત હશે એમ બાણભટ્ટે જણાવેલી એની લોકપ્રિયતા પરથી સૂચિત થાય છે[૪૭] સઘદાસ ગણિએ રચેલી वसुदेवहिंडी એ વસ્તુત बृहत्कथानु પ્રાકૃત જૈન રૂપાતર છે જેમા કથાના નાયક તરીકે વત્સરાજ ઉદયનના પુત્ર નરવાહનદત્તને સ્થાને શ્રીકૃષ્ણના પિતા વસુદેવને મૂકવામા આવ્યા છે[૪૮] महाभारत ને रामायण ઇતિહાસ ગ્રન્થોને આખરી સ્વરૂપ મળી ચૂક્યુ હતુ મહાભારતનુ ખિલપર્વ हरिवंश પણ રચાઈ ચૂક્યો હતો, જેમા ગોપાલ કૃષ્ણનું બાલચરિત નિરૂપાયુ છે રાજસભામા કવિઓની પરીક્ષા કરીને એમની કાવ્યપ્રવૃત્તિને ઘણુ ઉત્તેજન આપવામા આવતુ[૪૯] કાવ્યો ને રૂપકોમા ભાસાદિ પ્રાચીન કવિઓની કૃતિઓ ઉપરાત કવિવર કાલિદાસની કૃતિઓ લોકપ્રિય બની હતી ને એની અમર મૈત્રકોના દાનશાસનોમા પણ દષ્ટિગોચર થાય છે હવે કાવ્યોમા અમરુ, ભર્તૃહરિ, મયૂર ને બાણના શતક કાવ્યોનો તેમજ ભટ્ટિ, ભારવિ, કુમારદાસ ને માઘના મહાકાવ્યોનો ઉમેરો થઈ રહ્યો હતો આમા रावणवधनु ભટ્ટિકાવ્ય તો મૈત્રકવશના શાસન દરમિયાન વલભીમા રચાયુ હતું ને એ મહાકાવ્યે કથાવસ્તુના નિરૂપણની અદર શબ્દવિદ્યા ને કાવ્યશાસ્ત્રને લગતા ઉદાહરણ પૂરા પાડવાનો બેવડો આશય સિદ્ધ કરી બતાવ્યો હતો દક્ષિણ ભારતમા વસેલો ભારવિ આનન્દપુરના કૌશિક ગોત્રના

૪૬ ગુણાઢ્યે આ ગ્રન્થ પૈશાચી ભાષામા રચ્યો ગણાય છે રાજશેખર સસ્કૃત પ્રાકૃત ને અપભ્રંશ ઉપરાત ભૂતભાષાના કવિઓનો ઉલ્લેખ કરે છે (અધ્યાય ૧૦) બુધસ્વામીએ કરેલુ बृहत्कथानु સક્ષિપ્ત સસ્કૃત રૂપાતર ઈ સ ૫૦૦ના અરસાનુ હોઈ મૈત્રકકાલમા પ્રચલિત થયુ હોવા સભવે છે

૪૭ હાલ પચતન્ત્રની સાથે ગાઢ સબધ ધરાવતુ हितोपदेश ઈ સ ૮૦૦ના સુમારમા રચાયુ હોઈ મૈત્રકકાલીન શિક્ષણમા એનો સમાવેશ સભવતો નથી

૪૮ સાડેસરા, ગુજરાતી અનુવાદ, પૃ ૫–૧૪

૪૯ રાજશેખર काव्यमीमांसा, અધ્યાય ૧૦

બ્રાહ્મણોનો વંશજ હતો ને ભારવિની કીર્તિને ઝાંખી પાડનાર મહાકવિ માઘ ગુજરાત સાથે નિકટતા ધરાવતા ભિલ્લમાલ(શ્રીમાલ)નો વતની હતો. રૂપકોમાં શૂદ્રકનું मृच्छकटिक, વિશાખદત્તનાં मुद्राराक्षस ને देवीचन्द्रगुप्त અને હર્ષદેવનાં प्रियदर्शिका रत्नावली ને नागानन्द જેવી નવી કૃતિઓ ઉમેરાતી હતી. ગદ્ય સાહિત્ય સુબન્ધુની वासवदत्ता, દણ્ડીના दशकुमारचरित ને अवन्तिसुन्दरीकथा અને બાણભટ્ટનાં हर्षचरित ને कादम्बरी જેવી વિખ્યાત કૃતિઓથી સમૃદ્ધ થઈ રહ્યું હતું. કોશ સાહિત્યમાં વ્યાડિ, વરરુચિ, ભાગુરિ ને વાચસ્પતિ વગેરે કોશકાર તેમજ त्रिकाण्ड, उत्पलिनी, रत्नकोश ને अमरमाला જેવા કોશ અમરસિંહ ને अमरकोश કરતાં પ્રાચીન ગણાય છે. અમરસિંહ કૃત नामलिङ्गानुशासन, જે अमरकोश તરીકે જાણીતું છે, તે મૈત્રકકાલ દરમિયાન રચાયેલું છે. કોશકાર બૌદ્ધ સંપ્રદાયનો હોઈ આ કોશનો એ સમયે ચીની અનુવાદ પણ થયો હતો. છન્દઃશાસ્ત્રમાં પિંગલના छन्द सूत्र ઉપરાંત કાલિદાસનાં ગણાતા श्रुतबोध ને वृत्तरत्नावली અને બૌદ્ધ નૈયાયિક રત્નાકરશાન્તિના छन्दोरत्नाकर જેવાં નવાં પુસ્તક રચાયાં હતાં. વરાહમિહિરની बृहत्संहितामां પણ સંસ્કૃત વૃત્તોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. કાવ્યશાસ્ત્રમાં કાવ્યના ગુણ, દોષ ને અલંકારોનાં ઉદાહરણ भट्टिकाव्यમાં વિગતવાર આપવામાં આવ્યાં છે, જે પરથી એ કાલના ગુજરાતમાં પ્રવર્તતા કાવ્યશાસ્ત્રને લગતા મત જાણવા મળે છે. ભામહનો काव्यालङ्कार ને દંડીનો काव्यादर्श આ કાલ દરમિયાન લખાયા છે. કાવ્ય ને કાવ્યશાસ્ત્રને લગતા આ સાહિત્યમાંનાં અનેક પુસ્તક મૈત્રકકાલીન ગુજરાતની પાઠશાળાઓમાં શીખવાતાં હશે. એમાં વલભીમાં રચાયેલું भट्टिकाव्य મહાકાવ્ય તરીકે તેમજ કાવ્યશાસ્ત્રના ઉદાહરણકાવ્ય તરીકે સાહિત્યવિદ્યાના શિક્ષણમાં ઘણું મહત્ત્વનું સ્થાન ધરાવતું હશે.

૨૩૫. વળી બૌદ્ધ ને જૈન લોકોના શિક્ષણમાં સાહિત્યની કેટલીક વિશિષ્ટ કૃતિઓ શીખવાતી હશે. બૌદ્ધ વિહારોમાં અપાતા શિક્ષણમાં

અશ્વઘોષનાં કાવ્યો ને રૂપકો, માતૃચેટનાં સ્તોત્રો, આર્યશૂરની જાતકમાલા ને એ ઉપરાંત અવદાનશતક, દિવ્યાવદાન, મહાવસ્તુ, દીપવંસ, મહાવંસ, લલિતવિસ્તર ઇત્યાદિ બૌદ્ધ ધર્મની કૃતિઓ શીખવવામાં આવતી હશે. મૈત્રકકાલના બૌદ્ધ લેખકોનું લેખન બૌદ્ધ ધર્મના જુદાજુદાં દર્શનો વિશે કેન્દ્રિત હોઈ આ કાલ દરમિયાન લલિત સાહિત્યની નવી કૃતિઓ ભાગ્યેજ રચાઈ છે. જેમ શબ્દવિદ્યામાં જયાદિત્ય ને વામનની કાશિકાવૃત્તિ એ બૌદ્ધ વિદ્વાનોની કીમતી કૃતિ છે તેમ સાહિત્યવિદ્યામાં અમરસિંહનું नामलिंगानुशासन, ભિક્ષુ રત્નાકર શાન્તિનો छन्दोरत्नाकर, ને ભામહનો કાવ્યાલંકાર એ બૌદ્ધ લેખકોની પ્રસિદ્ધ કૃતિઓ છે. એવી રીતે જૈન સાધુઓએ પણ પ્રાકૃતમાં તેમજ સંસ્કૃતમાં કેટલીક સુંદર સાહિત્યકૃતિઓનો ફાળો આપ્યો છે. વિમલસૂરિકૃત પ્રાકૃત पउमचरिय ને સંઘદાસ ગણિએ લખેલી પ્રાકૃત वसुदेवहिंडी એ અનુક્રમે પદ્મ અર્થાત્ રામ ને વાસુદેવ કૃષ્ણના ચરિતનાં પ્રાચીન જૈન રૂપાંતર હતાં. એમાં આ કાલ દરમિયાન રવિષેણકૃત पद्मपुराण ને જિનસેનકૃત हरिवंशपुराणની સંસ્કૃત કૃતિઓનો ઉમેરો થયો. આમાંનું हरिवंशपुराण તો મૈત્રકકાલના અંત ભાગમાં સુરાષ્ટ્રમાં રચાયું હતું. નવા કથાવસ્તુવાળી કૃતિઓમાં પાદલિપ્તસૂરિકૃત तरंगवती જેવી પ્રાચીન ને હરિભદ્રસૂરિકૃત समराइच्चकहा જેવી નવી કૃતિ રચાઈ હતી. આમાંની અનેક કૃતિઓ મૈત્રકકાલીન ગુજરાતના જૈન છાત્રોને શીખવાતી હોય એ તદ્દન સંભવિત છે.[૫૦]

૨૩૬. કાલગણના ને મુહૂર્તજ્ઞાન અંગે ગ્રહગણિતનો વિકાસ ઘણા પ્રાચીન સમયથી થયો હતો. ઉચ્ચ ગણિતવિદ્યાનો વિષય પણ

૫૦ शत्रुंजयमाहात्म्यને એનો લેખક મૈત્રકકાલીન જણાવે છે છતાં વસ્તુતઃ એ મૈત્રકકાલના અસ્ત પછી ઘણા મોડા સમયે લખાયું હોઈ અહીં એનો સમાવેશ કરવામાં નથી. એના સમયનિર્ણય માટે જુઓ § ૨૫૬.

**જ્યોતિષ વિદ્યા** ગ્રહગણિતનાં પુસ્તકોમાં નિરૂપાતો. આ વિદ્યાને સામાન્યતઃ જ્યોતિષ કહેતા ને એની ગણના વેદાંગ તરીકે થતી. આ વેદાંગનો સૂત્ર ગ્રન્થ ઘણો પ્રાચીન છે. એ પછી આ વિદ્યાના એકંદરે પાંચ સિદ્ધાન્ત પ્રચલિત થયા હતા, જેના ગ્રન્થોનો સાર મૈત્રક કાલના આરંભમાં ઉજ્જયિનીના વરાહમિહિરે पञ्चसिद्धान्तिकामा સંકલિત કર્યો હતો. આ સમયે જ્યોતિષ વિદ્યામાં જાતકફલ જ્યોતિષનો વિકાસ થઈ રહ્યો હતો ને વરાહમિહિરે बृहज्जातक ને लघुजातक નામે જાતકગ્રન્થ રચ્યા હતા, જેમાં ગ્રીક હોરાશાસ્ત્રની ઘણી અસર નજરે પડે છે. વરાહમિહિરની बृहत्संहिताમાં આ બંને પ્રકારના જ્યોતિષનું નિરૂપણ આવે છે ને યુઆન શુઆંગે શિલ્પવિદ્યામાં આ બંને પ્રકારના જ્યોતિષનો ઉલ્લેખ કર્યો છે.[૫૧] મુહૂર્તવિદ્યા ઘણા પ્રાચીન કાલથી પ્રચલિત હતી ને મૌહૂર્તિકોનો એ સમયે પણ ખાસ વર્ગ હતો. વળી એ સમયે શાકુન વિદ્યાનો પણ વિકાસ થયો હતો એવું बृहत्संहिता પરથી સ્પષ્ટ થાય છે. ગ્રહગણિતમાં આ સમયે ત્રણ મત પ્રવર્તતા હતા पञ्चसिद्धान्तिकामां જણાવેલા પ્રાચીન સૂર્યસિદ્ધાન્તનો, આર્યભટે પ્રતિપાદિત કરેલા આર્યસિદ્ધાન્તનો, ને બ્રહ્મગુપ્તે પ્રચલિત કરેલા બ્રહ્મસિદ્ધાન્તનો. ગુજરાતમાં શરૂઆતમાં સૂર્યસિદ્ધાન્તનો પ્રચાર હશે, પરંતુ ચક્રવર્તી ધરસેનના સમયથી તો એ સમયે ભિન્નમાલમાં પ્રતિપાદિત થયેલો ब्रह्मसिद्धान्त જ પ્રચલિત હતો એવું મૈત્રકકાલનાં દાનશાસનોની મિતિઓ પરથી સિદ્ધ થાય છે.[૫૨] પશ્ચિમ ભારતમાં બ્રહ્મગુપ્તનો કરણગ્રન્થ પંચાગ-ગણિત માટે લાંબા વખત લગી લોકપ્રિય રહ્યો હતો. મૈત્રકકાલીન દાનશાસનોમાં બ્રાહ્મણોનાં નામ સાથે આવતા गणक ના ઉલ્લેખ પરથી જ્યોતિષ વિદ્યાનું વિશિષ્ટ જ્ઞાન ધરાવનાર જ્યોતિષીઓનો વર્ગ સૂચિત થાય છે.

---

૫૧ બીલ, રેકૉર્ડ્ઝ, પુ. ૧, પૃ. ૭૮

૫૨ જુઓ પ્રકરણ ૧૪.

૨૩૭ ચિકિત્સાવિદ્યાને આયુર્વેદ કહેતા, જેની ગણના ઉપવેદ તરીકે થતી. યુઅન શુઆંગ એને પાંચમાંની એક મુખ્ય વિદ્યા જણાવે છે એ પરથી આ વિદ્યા ગૃહસ્થોની જેમ શ્રમણો

**ચિકિત્સા વિદ્યા**

ને પણ ઉપયોગી ગણાતી હોવાનું ફલિત થાય છે. ઇત્સિંગ આયુર્વેદના આઠ વિભાગ ગણાવે છે ને જણાવે છે કે એ આઠ વિભાગના અગાઉ આઠ અલગઅલગ પુસ્તક હતા, પરંતુ થોડા વખત પર એક જણે એને એક ગ્રન્થમાં સંકલિત કર્યા છે ને સમસ્ત ભારતના બધા વૈદ્ય આ ગ્રન્થને અનુસરે છે.[53] તકાકુસુ આ ઉલ્લેખ સુશ્રુતને લગતો હોવાનું ધારે છે,[54] પરંતુ સુશ્રુત તો ઠેઠ મૈત્રક કાલની પહેલાં થઈ ગયો જણાય છે. ચરક પણ પ્રાગ્-મૈત્રક કાલીન છે. આથી આ ઉલ્લેખ ચરક ને સુશ્રુત પછી થયેલા વાગ્ભટને લગતો હોવો જોઈએ. વાગ્ભટના પુસ્તકનું નામ અષ્ટાङ्गहृदय છે અને અગાઉ આયુર્વેદના પૃથક્ તન્ત્ર હતા ને એ પૃથક્ તન્ત્રોનો સાર આ એક અષ્ટાંગ ગ્રન્થમાં સંકલિત કરવામાં આવે છે એવો એના આરંભમાં સ્પષ્ટ ઉલ્લેખ પણ આવે છે.[55] છતાં આ આઠ અંગોનો ઉલ્લેખ વાગ્ભટ કરતાં સુશ્રુતના ગ્રન્થમાં વિગતવાર આપેલો છે, ને ઇત્સિંગે ગણાવેલા અંગોનો ક્રમ પણ લગભગ સુશ્રુતે જણાવેલા ક્રમને મળતો આવે છે, એ હકીકત છે. એ આઠ અંગ આ પ્રમાણે છે : (૧) શલ્યમાં શરીરની અંદરના તેમજ ઉપરના શલ્ય દૂર કરવાનો, (૨) શાલાક્યમાં કાન, આંખ, મો, નાક ઇત્યાદિ ઉપલા અંગોના વ્યાધિઓને શલાકા (શસ્ત્ર) વડે દૂર કરવાનો, (૩) કાયચિકિત્સામાં સકલ કાયાના

---

૫૩ પૃ. ૧૨૮

૫૪ પૃ. ૨૨૨

૫૫ . . ते तु पृथक् तन्त्राणि तेनिरे।
तेभ्योऽतिविप्रकीर्णेभ्यः प्रायः सारतरोच्चयः ॥
क्रियतेऽष्टाङ्गहृदयं नातिसंक्षेपविस्तरम्। (१. ४-५)

જ્વરાદિ રોગોનુ ઉપશમન કરવાને, (૪) भूतविद्यामा અસુરાદિ યોનિઓ તેમજ ગ્રહોના ઉપદ્રવને શાન્ત પાડવાનો, (૫) कौमारभृत्यमां કુમારભરણ-(બાળઉછેર)ને લગતા દોષો ને વ્યાધિઓનુ નિવારણ કરવાને, (૬) अगद-तन्त्रमा સર્પાદિના વિષને પ્રતિકાર કરનાર ઓષધિઓના ઉપચારને, (૬) रसायनतन्त्रमा વય રક્ષનારા ને આયુષ વધારનારા રસાયનોના ઉપચારને ને (૮) वाजीकरणमां વિષયભોગ અર્થે દેહની શક્તિ વધારનારા ઔષધોના ઉપચારનો વિષય નિરૂપવામાં આવે છે.[૫૬] अष्टाङ्गहृदयमां આને બદલે कायचिकित्सा, कुमारभृत्या, भूतविद्या, शालाक्य, शल्य, विष-(अगद), रसायण ने वाजीकरण એવો ક્રમ આપવામાં આવ્યો છે.[૫૭] પુસ્તકને અતે શસ્ત્રક્રિયામા સુશ્રુતની ને ઔષધશાસ્ત્રમા ચરકની મહિતાની અપૂર્ણતાને ઉલ્લેખ કરેલો છે.[૫૮] આ પુસ્તકમાં આયુર્વેદની એ બને શાખાઓને પૂરો ન્યાય આપવાનુ ધ્યેય રાખવામાં આવ્યુ છે અને ચરક ને સુશ્રુત ઉપરાત ધન્વન્તરિ, નિમિ, કશ્યપ વગેરે બીજા લેખકોના પુસ્તકોનો યે આધાર લેવામા આવ્યો છે. ઇ ત્સિંગના સમયમા આયુર્વેદના

---

૫૬ તકાકુસુ, ઇ-ત્સિગ, પૃ. ૧૨૭, ૨૨૨ ૨૩.

૫૭ कायबालग्रहोर्ध्वाङ्गशल्यदंष्ट्राजरावृषान् ।
अष्टावङ्गानि तस्याहुश्चिकित्सा येषु संश्रिता ॥ (१. ५–६)

भूतविद्यानी જગ્યાએ અહીં ग्रहविद्या શબ્દ વાપર્યો છે ऊर्ध्वाङ्गचिकित्सा એ शालाक्यनो વિષય છે जराथी रसायन ને वृषथी वाजीकरण ઉદ્દિષ્ટ છે.

૫૮ यदि चरकमधीते तद्ध्रुवं सुश्रुतादि
प्रणिगदितगदानां नाममात्रेऽपि बाह्य ।
अथ चरकविहीनः प्रक्रियायामखिन्नः
किमिह खलु करोतु व्याधितानां वराकः ॥ (४०, ८४)

[ભાવાર્થ—જે માત્ર ચરકનો અભ્યાસ કરે તે સુશ્રુતાદિના ગ્રથમા બતાવેલા વ્યાધિઓની બાબતમા મૂઝાઈ જાય ને જે સુશ્રુતનો અભ્યાસ કરે તે શસ્ત્રક્રિયામા કુશળ બને પણ ચરકના જ્ઞાન વિના વ્યાધિ મટાડી ના શકે.]

શિક્ષણમાં ચરકસંહિતા ને સુશ્રુતસંહિતા ઉપરાંત વાગ્ભટના આ ગ્રન્થનો ય સમાવેશ થતો હોવો જોઈએ. ચોસઠ કલાઓની યાદીમાં વૃક્ષાયુર્વેદનો ઉલ્લેખ આવે છે, જેમાં વૃક્ષોની રક્ષા તેમજ ચિકિત્સાને લગતી વિદ્યા આપવામાં આવે છે.

**ન્યાયવિદ્યા**

૨૩૮ ન્યાયવિદ્યાને અગાઉ आन्वीक्षिकी, हेतुविद्या કે तर्कविद्या કહેતા. શબ્દવિદ્યાની જેમ ન્યાયવિદ્યા પણ સર્વ વિદ્યાઓના અધ્યયનના પાયારૂપ ગણાતી દર્શનો–શાસ્ત્રોનો તત્ત્વાર્થ સમજવા માટે ન્યાયવિદ્યા આવશ્યક ભૂમિકાનું સ્થાન ધરાવતી. આથી ન્યાયવિદ્યાની ગણના મુખ્ય વિદ્યા તરીકે થતી. મૈત્રકકાલના આરંભ પહેલાં અક્ષપાદ–ગૌતમકૃત ન્યાયસૂત્ર, વાત્સ્યાયનકૃત ન્યાયભાષ્ય, કણાદકૃત वैशेषिकसूत्र ને પ્રશસ્તપાદકૃત पदार्थधर्मसंग्रह જેવા કેટલાક પુસ્તક રચાયા હતા. એમાં આ કાલ દરમિયાન ઉદ્યોતકરે રચેલા न्यायवार्तिक નામે મહત્ત્વના વૃત્તિગ્રન્થનો ઉમેરો થયો હતો.[૫૯] આ ગ્રન્થમાં નાગાર્જુન ને વસુબન્ધુએ બૌદ્ધ ન્યાયમાં પ્રતિપાદિત કરેલા કેટલાક મતોનું ખંડન કરવાનો એ હેતુ રહેલો છે. બૌદ્ધ ને જૈન નૈયાયિકોની સરખામણીએ બ્રાહ્મણ નૈયાયિકોએ આ સમય સુધીમાં ઘણી ઓછી પ્રગતિ કરી જણાય છે, પરંતુ વિદ્યા તરીકે ન્યાયવિદ્યાની ગણના ૭ મુખ્ય દર્શનોમાં થઈ ચૂકી હતી એ નોંધપાત્ર છે. બૌદ્ધ ધર્મના માધ્યમિક મત ને વિજ્ઞાનવાદમાં ન્યાયવિદ્યાનો ઘણો વિકાસ સાધવામાં આવ્યો હતો. નાગાર્જુનના ગ્રન્થોમાં પ્રાચીન ન્યાયવિદ્યાના પ્રમાણ મતનું ખંડન ને વાદવિદ્યાનું વિશદીકરણ કરવામાં આવ્યું છે. મૈત્રેય ને અસંગના ગ્રન્થોમાં ન્યાયવિદ્યાનું કેટલુંક નિરૂપણ આવે છે, પરંતુ એમાં વૈભાષિક-યોગાચાર વાદોના મતભેદોની ચર્ચા મુખ્ય સ્થાન ધરાવે છે. વસુબન્ધુએ વાદવિદ્યા વિશે ત્રણ ગ્રન્થ લખ્યા હતા ને એ ઉપ-

૫૯ ઉદ્યોતકર ધર્મકીર્તિ(ઈ. સ. ૬૩૫)નો સમકાલીન હતો (સતીશચન્દ્ર વિદ્યાભૂષણ, એ હિસ્ટરી ઑફ ઇન્ડિયન લૉજિક, પૃ. ૧૨૪).

રાંત તર્કશાસ્ત્રનું એક ખાસ પુસ્તક રચ્યું હતું. દિગ્નાગના प्रमाणसमुच्चय ને न्यायप्रवेश એ પ્રમાણશાસ્ત્ર-ન્યાયશાસ્ત્રના ઘણા મહત્ત્વના ગ્રન્થ ગણાય છે. અનુમાનના પ્રમાણભૂત ગ્રન્થ તરીકે હ્યુ ત્સિંગે જણાવેલું न्याय-द्वारतारकशास्त्र એ દિગ્નાગનો આ બીજો ગ્રન્થ હોવાનું જણાય છે.૬૦ મૈત્રકકાલ દરમિયાન વસુબન્ધુના तर्कशास्त्रનો ચીની અનુવાદ કરનાર પરમાર્થે न्यायसूत्र પર भाष्य રચ્યું, દિગ્નાગના શિષ્ય શંકરસ્વામીએ न्यायप्रवेशनो બીજો ગ્રન્થ લખ્યો, નાલંદા વિદ્યાપીઠમાં ધર્મપાલ ને શીલભદ્રે ન્યાયવિદ્યાનો વિકાસ ચાલુ રાખ્યો, ને ધર્મકીર્તિએ प्रमाणवार्तिक प्रमाणनिश्चय ને न्यायबिन्दु ઇત્યાદિ ગ્રન્થ રચ્યા. પછી આ ગ્રન્થો પર અનેક ટીકાઓ તૈયાર થતી રહી, જેમકે દેવેન્દ્રબોધિની प्रमाणवार्तिक-पञ्जिका, શાક્યબોધિની प्रमाणवार्तिकटीका, વિનીતદેવની हेतुबिन्दुटीका, રવિગુપ્તની प्रमाणवार्तिकवृत्ति, જિનેન્દ્રબોધિની प्रमाणसमुच्चयटीका ને શાન્તરક્ષિતની वादन्यायवृत्ति. વળી શાન્તિરક્ષિતે तत्त्वसंग्रह નામે કારિકા ગ્રન્થ લખીને એમાં ન્યાય વૈશેષિક, મીમાંસા, સાંખ્ય ઇત્યાદિ મતોની ચર્ચા કરી છે ને એના શિષ્ય કમલશીલે तत्त्वसंग्रहपञ्जिका રચી. કમલશીલે આ ઉપરાંત ધર્મકીર્તિકૃત न्यायबिन्दुને લગતા પૂર્વપક્ષ મતોનો સંક્ષેપ તૈયાર કર્યો. આમ મૈત્રકકાલ દરમિયાન બૌદ્ધ ન્યાયવિદ્યાનો ઘણો વિકાસ થયો હતો, જે પરથી વલભીના બૌદ્ધ વિદ્યાપીઠમાં એનું શિક્ષણ ઘણું મહત્ત્વ ધરાવતું હોવાનું ફલિત થાય છે.

૨૩૯. જૈનધર્મમાં યે ન્યાયવિદ્યા સારો વિકાસ પામેલી હતી. શ્વેતાંબરોમાં સિદ્ધસેન દિવાકરે સંસ્કૃત न्यायावतार ને પ્રાકૃત सम्मति प्रकरण દ્વારા જૈનધર્મના પ્રમાણશાસ્ત્રનો પાયો નાખ્યો હતો ને દિગં-

૬૦ પૃ. ૧૭૭. યુઅન શ્વાંગે જણાવેલા 'શિન-ન' નામનું સંસ્કૃત રૂપાંતર જુલિયને जिन કર્યું ને ઇ-ત્સિંગના પુસ્તકમાં તાકાકુસુએ પણ એ જ અપનાવ્યું છે (પૃ. ૧૮૬). પરંતુ વૉટર્સે એ ચીની નામ વસ્તુતઃ 'દિન્-ન-ક' અર્થાત્ दिङ्नाग (दिग्नाग) હોવાનું પ્રતિપાદિત કર્યું છે (પુ. ૨, પૃ. ૨૧૦-૨૦).

બરોમા સ્વાતી સમન્તભદ્રે આપ્તમીમાંસા દ્વારા સ્યાદ્વાદનુ સમર્થન કરનાર તર્કપદ્ધતિનું બીજારોપણ કર્યુ હતુ. મૈત્રકકાલ દરમિયાન આપ્તમીમાંસા પર અકલંકદેવે અષ્ટશતી વૃત્તિ લખી ને ન્યાયવિનિશ્ચય નામે ગ્રન્થ રચ્યો ક્ષત્રપકાલના અંતભાગ દરમિયાન વલભીના પ્રસિદ્ધ મલ્લવાદી સૂરિએ પ્રાચીન નયચક્ર પરથી દ્વાદશારનયચક્ર નામે નયગ્રન્થ રચ્યો હતો, જે જૈન ન્યાયનો અપૂર્વ ગ્રન્થ ગણાય છે જૈનોના આ પ્રખર વાદી નૈયાયિક ગુજરાતના હતા એ નોંધપાત્ર છે. મૈત્રકકાલ દરમિયાન સિંહ ક્ષમાશ્રમણે આ નયચક્ર પર વિસ્તીર્ણ ટીકા રચી મલ્લવાદીના ગ્રન્થના મૂળ વાક્ય હાલ આ ટીકા દ્વારા જ ઉપલબ્ધ રહ્યાં છે મૈત્રકકાલના મહાન ભાષ્યકાર જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે પોતાના વિશેષાવશ્યક ભાષ્યમા આગમ અનુસાર તર્કનો ઉપયોગ કરી બતાવ્યો. જિનભદ્રગણિના એક સત્રગ્રન્થ પર ચૂર્ણિ લખનાર સિદ્ધસેન ગણિએ ઉમાસ્વાતિના તત્ત્વાર્થાધિગમસૂત્ર પર તત્ત્વાર્થટીકા લખીને એમા પ્રમાણ ને નયનુ વિવરણ કર્યું, જે જૈન ન્યાયના મુખ્ય અંગ ગણાય છે. પછી પ્રસિદ્ધ વૃત્તિકાર હરિભદ્રસૂરિએ અનેકાન્તવાદપ્રવેશ ને અનેકાન્તજયપતાકા જેવા વાદ ગ્રન્થ લખીને જૈન નયની શ્રેષ્ઠતા પ્રતિપાદિત કરી, દિગ્નાગકૃત ન્યાયપ્રવેશસૂત્ર ને સિદ્ધસેનકૃત ન્યાયાવતાર પર ટીકા લખી અને ષડ્દર્શનસમુચ્ચય નામે ગ્રન્થ તૈયાર કર્યો, જેમા બૌદ્ધ નૈયાયિક સાંખ્ય જૈન વૈશેષિક ને જૈમિનીય દર્શનોનો સાર સંગૃહીત કરવામાં આવ્યો છે. આમ મૈત્રકકાલ દરમિયા। સિદ્ધસેન દિવાકર, મલ્લવાદી સૂરિ ને જિનભદ્રગણિ ઇત્યાદિ આચાર્યોના ન્યાયગ્રન્થો દ્વારા જૈનન્યાયનો ઠીક વિકાસ થઈ રહ્યો હતો.

૨૪૦. બ્રાહ્મણધર્મની વિદ્યાઓમાં અગ્રિમ સ્થાન વેદોનું હતું. દાનશાસનોમાં આવતા ત્રૈવિદ્ય ને ચાતુર્વિદ્યના ઉલ્લેખો પરથી મૈત્રકકાલીન ગુજરાતમા ત્રણ કે ચાર વેદવિદ્યાઓનુ જ્ઞાન ધરાવનાર બ્રાહ્મણોની વેદ પર્ષદો હોવાનુ જાણવા મળે છે રાજાઓની પ્રશસ્તિ પરથી વેદોનુ શિક્ષણ રાજકુમારોને પણ આપવામા આવતુ હોવાનુ જાણવા

મળે છે. વેદોના અધ્યયનનો અધિકાર ઉપનયન સંસ્કાર પછી પ્રાપ્ત થાય છે. બ્રાહ્મણ કુમારોને આ સંસ્કાર સામાન્ય રીતે આઠમા વર્ષે આપવામાં આવતો ને એ વર્ષ ગર્ભાધાનથી ગણવામાં આવતું તો એ જન્મ પછીના સાતમા વર્ષે ય અપાતો. આટલી વહેલી વયે વેદની સંહિતાના મન્ત્ર શુદ્ધ રીતે પઢવાનું ને કંઠસ્થ કરવાનું જ શિક્ષણ શરૂ થતું હશે. પરંતુ મન્ત્રો ને બ્રાહ્મણોનો અર્થ સમજવાનું શિક્ષણ તો શબ્દવિદ્યાના શિક્ષણ પછી જ અપાતું હશે. ધર્મશાસ્ત્રમાં બ્રહ્મચર્ય અર્થાત્ વેદાભ્યાસનો સમય સામાન્ય રીતે બાર વર્ષનો જણાવવામાં આવ્યો છે, જે દરમિયાન ચારમાંથી એક વેદનો જ અભ્યાસ થઈ શકતો.[૬૧] મૈત્રકકાલ દરમિયાન પ્રાથમિક ને માધ્યમિક શિક્ષણનો સમય છથી સોળ વર્ષ સુધીનો હોવાનું જણાય છે.[૬૨] એ દરમિયાન વેદાભ્યાસમાં એક સંહિતાનો જ અભ્યાસ થઈ શકતો હશે ને દરેક કુલમાં અમુક અમુક સંહિતાના સ્વાધ્યાયની પરંપરા ચાલતી હતી. દાન-શાસનો પરથી મૈત્રકકાલીન ગુજરાતનાં બ્રાહ્મણકુળોમાં થતા કેટલીક અમુક સંહિતાઓના સ્વાધ્યાયની માહિતી મળે છે.[૬૩] ઋગ્વેદની શાખ

મહિતાના ચાર काण्ड ને ચોપન પ્રપાઠક છે. વાજસનેયી સંહિતાનાં माध्यन्दिन ને काण्व એમ બે પાઠાંતર હતા,[65] જે બંનેનો ઉલ્લેખ દાનશાસનોમાં આવે છે. એ બે પાઠના વિષય અને અનુક્રમ લગભગ એકસરખા છે. ભેદ છે તે માત્ર કેટલાક શબ્દોનો જ છે ને એ ભેદ પણ મંત્રોમાં નહિ, પણ ગદ્યમાં જ દેખા દે છે આ ભેદ ઘણુ કરીને સ્થાનભેદને લીધે પડચો હશે એવુ જણાય છે.[66] આ બંને પાઠ પ્રમાણેની શુક્લ યજુર્વેદની સંહિતાના હાલ ચાળીસ અધ્યાય છે, જેના પહેલા અઢાર અધ્યાય વધુ પ્રાચીન છે, જ્યારે છેલ્લા પંદર અધ્યાય સ્પષ્ટ ખિલ(પરિશિષ્ટ)રૂપ છે.[67] પહેલા પચ્ચીસ અધ્યાયમા દર્શપૂર્ણમાસ, અગ્નિહોત્ર, ચાતુર્માસ્ય, સોમયાગ, અગ્નિચયન, સૌત્રામણી ને અશ્વમેધના વિષય આવે છે. સામવેદની શાખાઓમા છન્દોગ શાખા પ્રચલિત હતી એની કૌથુમ સંહિતા હજી ગુજરાતમાં પ્રચલિત છે. આ સંહિતાના आर्चिक ને उत्तरार्चिक એવા બે ખંડ છે. आर्चिकમાં ૫૮૫ ઋચાઓના જુદાંજુદાં સ્તોત્ર દર્શાવવામાં આવ્યાં છે ને उत्तरार्चिकમાં મોટે ભાગે ત્રણત્રણ ઋચાઓના એવા એકંદરે ૪૦૦ સ્તોત્ર આપવામાં આવ્યાં છે. અથર્વવેદની સંહિતાનો ઉલ્લેખ आथर्वण એવા સામાન્ય નામે જ આવે છે, એથી એ સમયે એની એક જ સંહિતા રહી હશે. હાલ એની શૌનક શાખાની સંહિતા પ્રચલિત છે. એના ૨૦ काण्ड છે ને એમાં કુલ ૭૩૧ सूक्त છે. પહેલા કાંડના બધાં સૂક્ત ચાર ઋચાઓના, બીજા કાંડનાં પાંચ ઋચાઓના, ત્રીજા કાંડનાં ૭ ઋચાઓના, ચોથા કાંડના સાત ઋચાઓનાં ને પાંચમા કાંડનાં સાતથી વધુ ઋચાઓનાં છે. છઠ્ઠા કાંડના સૂક્ત મોટે ભાગે ત્રણ ઋચાઓના ને સાતમા કાંડના સૂક્ત એક કે બે ઋચાઓના છે. કાંડ ૮–

---

૬૫ સદર, પૃ. ૧૭૦

૬૬ મેકડોનલ, સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ, પૃ. ૨૩૧

૬૭ સદર, પૃ. ૨૩૧–૩૨

૧૪, ૧૭ ને ૧૮મા વીસથી વધુ ઋચાઓનાં લાગાં સૂક્ત ગોઠવેલાં છે પદરમા કાડ ને સોળમા કાડનો ઘણો ભાગ ગદ્યમા છે છેલ્લા બે કાડ પાછળથી ઉમેરાયા છે. અઢાર કાડમાયે પહેલા તેર કાંડ વધુ પ્રાચીન છે, જ્યારે બાકીના પાચ કાડ જુદા જ વિષયોને લગતા જણાઈ આવે છે ૧૮ એમા ચૌદમા કાડમા વિવાહવિધિનો ને અઢારમા કાડમા અંત્યેષ્ટિક્રિયાનો વિષય નિરૂપાયો છે. દાનશાસનોમા આવતા અધ્વર્યુ, દીક્ષિત ને યાજ્ઞિકના ઉલ્લેખો પરથી વ્યવહારમા યજુર્વેદનુ શિક્ષણ સહુથી વધુ ઉપયોગી હોવાનુ જણાય છે. ગાન્ધર્વવિદ્યા સાથે સંબધ ધરાવતા સામવેદનો સ્વાધ્યાય પણ અહીં એ સમયે ઘણો પ્રચલિત હતો એ નોધપાત્ર છે

મળેલી પરિષદમાં તૈયાર થયેલી પાલિ વાચનાનાં ત્રિપિટકોની પરંપરા ધરાવતા હતા. विनयपिटकમાં ભિક્ષુઓ ને ભિક્ષુણીઓ માટેના पातिमोक्ख सुत्तोનું વિવરણ તેમજ સંઘપ્રવેશ, ઉપોસથ, વસ્સા, પધારણા, ચીવર, આસન, ભૈષજ ઇત્યાદિના નિયમોનું નિરૂપણ કરવામાં આવ્યું હોઈ એ ભિક્ષુવર્ગ માટે સહુથી મહત્ત્વનું પિટક છે. सुत्तपिटकમાં ભગવાન બુદ્ધનાં સુત્તો (ધર્મપ્રવચનો)ના પાંચ નિકાય (સંગ્રહ) સંકલિત કરવામાં આવ્યા છે. એમાંના खुद्दनिकायમાં ધમ્મપદ, થેરગાથા, જાતક ને બુદ્ધવંસ જેવા અનેક પ્રકારના વિષયોનાં પ્રકીર્ણ પુસ્તકોનો સંગ્રહ કરેલો હોઈ એને કેટલેક અંશે अभिधम्मपिटकમાં પણ સમાવવામાં આવે છે. अभिधम्म-पिटकમાં અભિધર્મને લગતા વિવિધ વિષયોનાં લક્ષણ ને વર્ગીકરણ આપવામાં આવ્યાં છે. મૈત્રકકાલીન મહાયાનિકો સ્થવિરનિકાયની જે વાચના ધરાવતા હશે તે મૌર્યકાલીન થેરવાદની વાચનાની જેમ પાલિમાં હોવાને બદલે ઉત્તર ભારતના મૂલસર્વાસ્તિવાદ નિકાયની વાચનાની જેમ સંસ્કૃતમાં હોવા સંભવે છે. મૂલસર્વાસ્તિવાદ નિકાયની જેમ મહા-સાંઘિક નિકાયની વાચના પણ સંસ્કૃતમાં હતી.[૭૧] પરંતુ સમ્મતીય નિ-કાયની વાચનાનાં કોઈ પુસ્તક ઉપલબ્ધ નથી, એથી મૈત્રકકાલીન ગુજરાતના હીનયાનિકોનાં ત્રિપિટકોની વાચના વિશે કંઈ જાણવા મળતું નથી. ઇ-ત્સિંગના સમયમાં નાગાર્જુનકૃત सुहृल्लेख, મહાયાનસૂત્રોમાં મુખ્ય સ્થાન ધરાવતા सद्धर्मपुण्डरीकमांનું अवलोकितेश्वरसूत्र, महापरिनि-र्वाणसूत्र, ને આર્યશૂર કૃત जातकमाला ઘણાં પ્રચલિત હતાં. ઇત્સિંગ અંતિમ મુખ્ય વિદ્યા તરીકે અભિધર્મનું નામ જણાવે છે ને ગ્રહણશક્તિ કેળવવા માટેના ઉત્તમ અભ્યાસગ્રન્થ તરીકે जातकमाला નો ઉલ્લેખ કરે છે.[૭૨] મહાયાનસૂત્રોમાં सद्धर्मपुण्डरीकની જેમ ललितविस्तर ને लङ्का-वतारसूत्र પણ ઘણાં પ્રચલિત લાગે છે. ललितविस्तरમાં બુદ્ધચરિતના

૭૧ વિન્ટરનિટ્ઝ, હિસ્ટરી ઑફ ઇન્ડિયન લિટરેચર, પુ. ૨, પૃ. ૨૨૩

૭૨ તકાકુસ, ઇ ત્સિંગ, પૃ. ૧૭૬-૭૭

લવિતોનું વિસ્તૃત નિરૂપણ કરવામાં આવ્યુ છે ને लङ्कावतारसूत्रમાં લંકામાં થયેલા સદ્ધર્મના અવતરણરૂપે વિજ્ઞાનવાદનું વિવરણ કરવામાં આવ્યું છે. માધ્યમિક મતમાં નાગાર્જુન ને આર્યદેવની અને વિજ્ઞાનવાદમાં મૈત્રેય, અસંગ ને વસુબન્ધુની કૃતિઓ મહત્ત્વની ગણાતી. અસંગ ને વસુબન્ધુના શિષ્ય ગુણમતિ ને સ્થિરમતિએ સુરાષ્ટ્રના એક વિહારમાં રહી પોતાની પ્રસિદ્ધ કૃતિઓ રચી હતી એ ઉલ્લેખ ગુજરાતના બૌદ્ધધર્મ માટે ખાસ નોંધપાત્ર છે. આ કાલ દરમિયાન ભાવિવેક, ધર્મપાલ, શીલભદ્ર, પ્રજ્ઞાગુપ્ત ઇત્યાદિ અનેક આચાર્ય બૌદ્ધ ધર્મનો વિકાસ કરી રહ્યા હતા.[૭૩]

૨૪૨. જૈન વિદ્યાર્થીઓ વેદની જગ્યાએ આગમનો અભ્યાસ કરતા. આગમ એટલે જૈનોના મૂળ ધાર્મિક ગ્રન્થોનો સંગ્રહ, જેને ત્રિપિટકની જેમ द्वादशांग गणिपिटक કહેતા, કેમકે એ પિટક આગમ ગણિ–ગણધરે જાળવ્યુ હતું ને એના દ્વાદશ અંગ હતા.[૭૪] આ બારે અંગોનુ જ્ઞાન સુધર્માથી માંડીને ભદ્રબાહુ સુધીના ગણધરોએ જાળવી રાખ્યુ હતુ, પરંતુ મૌર્યકાલના આરંભમાં મગધમાં મળેલી પરિષદ વખતે બારમુ દૃષ્ટિવાદ અંગ જેમાં આગમના ચૌદ પૂર્વ ગ્રન્થોનો સમાવેશ એમાં થયો હતો તે લગભગ લુપ્ત થઈ ગયુ હતું. મગધ પરિષદમાં સંકલિત થયેલાં આગમ વળી કાળજો છિન્નભિન્ન થતા ગયાં. એથી ઈ. સ. ૩૦૦ના અરસામા એની વાચના પુનઃ સંકલિત કરવામા આવી. આ વાચના સ્કન્દિલાચાર્યની અધ્યક્ષતા નીચે મથુરામાં ને નાગાર્જુનની અધ્યક્ષતા નીચે વલભીમાં તૈયાર થઈ. આથી એમાં કેટલાક પાઠભેદ થયા.[૭૫] આ વાચનાઓ વીર સંવત ૯૮૦

---

૭૩ સદર, પૃ. ૫૮

૭૪ મો. દ. દેસાઈ, જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ. ૪૦

૭૫ ...द्वयो: समयोर्मेलापकोऽभवत्–एको वलभ्यामेको मथुरायाम्। तत्र च

કે ૯૯૩(ઈ. સ. ૪૫૪ કે ૪૬૭)માં દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે સંકલિત કરી ને ત્યારે એમણે માથુરી વાચનાને મુખ્ય વાચના તરીકે સ્વીકારીને વાલભી વાચનાના પાઠભેદ વાચનાંતર તરીકે નોંધ્યા.[૭૬] આ પ્રત સમસ્ત ભારતના શ્વેતાંબરોમા સર્વમાન્ય બની ને શ્વેતાંબર સંપ્રદાયના આગમ ગ્રન્થોનુ સાહિત્ય હાલ એ વાચનારૂપે જ ઉપલબ્ધ છે. વલભીની આ વાચના ને સંકલના દ્વારા ગુજરાતે આગમવાચનાની પરંપરામા ઘણો નોંધપાત્ર ફાળો આપ્યો છે. ગુપ્તકાલ દરમિયાન તૈયાર થયેલી દેવર્દ્ધિગણિની વાચના મૈત્રકકાલના આગમશિક્ષણમાં ઘણી ઉપયોગી થઈ હશે. આ વાચના અનુસાર આગમમા ૧૧ અંગો, ૧૨ ઉપાંગો, ૪ મૂલસૂત્રો, ૬ છેદસૂત્રો ને ૧૦ પ્રકીર્ણકો અને નદિસૂત્ર ને અનુયોગદ્વારસૂત્ર નામે બે છૂટક સૂત્રો મળીને કુલ ૪૫ ગ્રન્થોનો સમાવેશ કરવામાં આવે છે. કેટલાક આમા આઠ અન્તર્ગત સૂત્રોને અલગ ગણીને તથા બીજા વીસ પ્રકીર્ણકો, નિર્યુક્તિઓ ને વિશેષાવશ્યકભાષ્યનો ઉમેરો કરીને એને બદલે ૮૪ આગમોની ગણતરી કરે છે.[૭૭] આ વાચના સમયે સંકલિત થયેલા આગમગ્રન્થોની ભાષા આર્ષ પ્રાકૃત છે, જે અર્ધમાગધી તરીકે જાણીતી છે. આ આગમ ગ્રન્થો પર નિર્યુક્તિ રૂપે પ્રાકૃત ગાથામાં સંક્ષિપ્ત વિવરણ લખાયા હતા મૈત્રકકાલ દરમિયાન જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ જેવા ભાષ્યકારોએ આગમો પર ભાષ્ય લખ્યા પછી પ્રાકૃત (કે સંસ્કૃત-પ્રાકૃત)મા ચૂર્ણિ રૂપે ગદ્ય વિવરણ લખાયાં, જેમાં જિનદાસગણિ મહત્તરે ઘણો મોટો ફાળો આપ્યો. ને એ પછી વળી હરિભદ્રસૂરિએ આગમ ગ્રન્થો પર સંસ્કૃત ગદ્યમાં વૃત્તિ લખવાની શરૂ-

---

सूत्रार्थसघटने परस्परवाचनाभेदो जात.। (मलयगिरिकृत ज्योतिष्करण्डक-टीका, पृ ४१)

૭૬ કલ્યાણવિજયજી, जैनकालगणना और वीरनिर्वाणसंवत्, પૃ.૧૧૨ થી

૭૭ મો. દ. દેસાઈ, જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસ, પૃ. ૮૫-૮૬

આત કરી. આમ નિર્યુક્તિ ઉપરાંત ભાષ્યો ચૂર્ણિઓ ને વૃત્તિઓનું સાહિત્ય ઉમેરાતાં મૂલગ્રન્થો સહિતનું આગમ સાહિત્ય 'પંચાંગી' થવા લાગ્યું. આથી આ કાલના આગમ શિક્ષણનું સાહિત્ય એકંદરે ઘણું વિપુલ થયું જણાય છે.

૨૪૩. વ્યવહારમાં શ્રૌત ગ્રન્થો કરતાં યે સ્મૃતિનું સ્થાન વધુ મહત્ત્વનું હતું. સ્મૃતિમાં વેદાંગો, શ્રૌતસૂત્રો, ગૃહ્યસૂત્રો, ધર્મસૂત્રો ને ધર્મશાસ્ત્રનો સમાવેશ થાય છે. ઋત્વિજો ને પુરોહિતોને માટે સ્મૃતિ શ્રૌતસૂત્રો ને ગૃહ્યસૂત્રોનું શિક્ષણ ખાસ ઉપયોગી ગણાતું હશે. પરંતુ સામાન્ય શિક્ષણમાં તો ધર્મશાસ્ત્રનો વિષય જ ઘણો પ્રચલિત હતો. દાનશાસનોમાં રાજાઓના સંબંધમાં સ્મૃતિનો જે ઉલ્લેખ આવે છે[૭૮] તે સ્પષ્ટતઃ મનુસ્મૃતિ જેવી સ્મૃતિઓના અર્થમાં છે. આ સ્મૃતિઓ ધર્મશાસ્ત્રના મુખ્ય અંગરૂપ હતી ને એમાં રાજનીતિનું નિરૂપણ આવતું હોઈ રાજાઓ માટે એનું શિક્ષણ ઘણું ઉપયોગી ગણાતું. મૈત્રકકાલ સુધીમાં મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, નારદસ્મૃતિ, બૃહસ્પતિસ્મૃતિ, કાત્યાયનસ્મૃતિ વગેરે અનેક સ્મૃતિગ્રન્થ તૈયાર થયા હતા. એમાં મનુસ્મૃતિ અગ્રિમ સ્થાન ધરાવતી.[૭૯] યાજ્ઞવલ્ક્યસ્મૃતિ એની સરખામણીએ અર્વાચીન હોઈ એ કાલને વધુ અનુરૂપ હશે, પરંતુ વિશ્વરૂપ ને વિજ્ઞાનેશ્વરની ટીકાઓના સમય પરથી એ મૈત્રકકાલના અન્ત પછી વધુ લોકપ્રિય થઈ લાગે છે. દાનશાસનોમાં રાજનીતિને લગતો કેટલાક ઉલ્લેખ આવે છે, જેમાં ધ્રુવસેન બાલાદિત્યની પ્રશસ્તિમાં આવતો ઉલ્લેખ ખાસ નોંધપાત્ર છે.[૮૦] એમાં રાજશાસ્ત્ર માટે राज्य-

---

૭૮ सकलस्मृतिप्रणीतमार्गसम्यक्परिपालनप्रजाहृदयरञ्जनान्वर्थराजशब्दः... श्रीगुहसेनः ।

૭૯ मन्वादिप्रणीतविधिविधानधर्मा...श्रीमहाराजद्रोणसिंहः ।

૮૦ જુઓ પ્ર. ૫, પા. ટી. ૧૫૮

તન્ત્ર શબ્દ વપરાયો છે. અર્થશાસ્ત્રનો વિશિષ્ટ ઉલ્લેખ આવતો નથી, પરંતુ ગુપ્તકાલ દરમિયાન એના પરથી કામન્દકે રચેલો નીતિસાર ગ્રન્થ મૈત્રકકાલના શિક્ષણમાં પ્રચલિત હોવા સંભવે છે. મહાભારત ને રામાયણમાં ધર્મશાસ્ત્રના વિષયોનું નિરૂપણ આવતું હોવાથી એનો ય ધર્મશાસ્ત્રના ગ્રન્થોમાં સમાવેશ થતો વ્યાસની કૃતિઓમાં મહાભારત ઉપરાંત પુરાણોની ય ગણના થતી. પુરાણોમાં વાયુપુરાણ મત્સ્યપુરાણ ને બ્રહ્મપુરાણ જેવાં કેટલાંક પુરાણ અગાઉ લખાયાં લાગે છે, જ્યારે વિષ્ણુપુરાણ માર્કંડેય-પુરાણ વામનપુરાણ વરાહપુરાણ ને કૂર્મપુરાણ જેવાં બીજાં કેટલાંક પુરાણ આ કાલ દરમિયાન રચાયાં જણાય છે.[૮૧] વાયુપુરાણના પાઠનો ઉલ્લેખ હર્ષચરિતમાં આવે છે ને દાનશાસનોમાં આપેલા ભૂમિદાનને લગતા શ્લોક પણ પુરાણોમાંથી ટાંકેલા જણાય છે. ધર્મશાસ્ત્ર ને અર્થશાસ્ત્રને લગતું આ સ્મૃતિસાહિત્ય બ્રાહ્મણો તેમજ રાજાઓને ઘણું ઉપયોગી હોઈ મૈત્રકકાલીન શિક્ષણમાં મહત્ત્વનું સ્થાન ધરાવતું હશે

૨૪૪. રાજનીતિની જેમ યુદ્ધવિદ્યા, રાજાઓના શિક્ષણનો મુખ્ય વિષય હોવાનું જણાય છે. દાનશાસનોમાં ધનુર્વેદનો ખાસ ઉલ્લેખ આવે છે.[૮૨] એ ઉપરાંત ખડ્ગાદિ શસ્ત્રોના ઉલ્લેખ

**શિલ્પવિદ્યા** આવે છે એ પરથી શસ્ત્રવિદ્યાનું શિક્ષણ સૂચિત થાય છે. વૈશ્યોને લગતા શિક્ષણમાં વાર્તા એટલે વાણિજ્ય, કૃષિ ને પશુપાલનના વિષય મુખ્ય સ્થાન ધરાવતા હશે. આ ઉપરાંત અનેક પ્રકારની હુન્નર કલાઓને લગતી શિલ્પવિદ્યાઓનું શિક્ષણ અપાતું. બૌદ્ધ વિદ્યાપીઠોમાં તો શબ્દ પછી શિલ્પસ્થાનોની વિદ્યાની ગણના થતી હતી આ વિદ્યાઓનાં એ કાલના કોઈ વિશિષ્ટ પુસ્તક કાલ ભાગ્યે જ ઉપલબ્ધ રહ્યાં છે, પરંતુ વરાહમિહિરની બૃહત્સંહિતા પરથી એ કાલની

---

૮૧ પુરાણોના સમયનિર્ણય માટે જુઓ દુ. કે. શાસ્ત્રી કૃત પુરાણવિવેચન

૮૨ कार्म्मुके धनुर्वेद इव सम्भावितारोषलक्ष्यकलापः ...चक्रवर्तिश्रीधरसेनः

કેટલીક શિલ્પવિદ્યાઓની સંક્ષિપ્ત માહિતી મળે છે. એમાં વાસ્તુ (વસતિગૃહો), જળાશયો ને દેવતાયતનોના પ્રાસાદ બાંધવાની સ્થાપત્યવિદ્યાને લગતા કેટલાક અધ્યાય આવે છે. એમાં વરાહમિહિરે પોતે લખેલી વાસ્તુવિદ્યાનો ઉલ્લેખ આવે છે,[૮૩] પરંતુ એ પુસ્તક હાલ ઉપલબ્ધ નથી. વળી એમાં જુદાંજુદાં દેવદેવીઓની પ્રતિમાના વિધાનનો ય વિષય આવે છે, જેમાં આદિત્યની પ્રતિમાને લગતા ઉલ્લેખ નોંધપાત્ર છે.[૮૪] વજ્રમણિ (હીરા), મુક્તા (મોતી), પદ્મરાગ (ગોખરાજ) વગેરેનાં લક્ષણોને લગતા અધ્યાય આવે છે, જે રત્નશિલ્પની વિદ્યાનો ખ્યાલ આપે છે. વૈકટિક(ઝવેરી)ની કલા સાથે માણિક્યગન્ધકકલાનો ય ઉલ્લેખ આવે છે. ને ખનિજના હુન્નરની સાથે મણિરાગ ને રત્નરંજનની કલા સંકળાયેલી છે. સ્વર્ણકાર (સોની) ને લોહકાર(લુહાર)ના ધંધાના તેમજ ધાતુવાદની કલાના ઉલ્લેખ પરથી સુવર્ણ લોહ તેમજ તામ્રાદિ ધાતુઓને લગતી શિલ્પકલા સૂચિત થાય છે.[૮૫] વર્દ્ધકિ (સુથાર) વર્ગને લગતી તક્ષણ (સુથારી) કલાનો પણ ઉલ્લેખ આવે છે. વીણાદિ વાદ્યો ને યન્ત્રો ઘડવાની હુન્નર કલાઓનો અલગ ઉલ્લેખ આવે છે. પટ્ટવાન (કાપડવણાટ), ને વેત્રવાન(નેતરગૂંથણ)ની તથા સુચિકલા (સીવણકળા)ની હુન્નરકલાનું યે શિક્ષણ અપાતું. સૂદશાસ્ત્ર(પાકશાસ્ત્ર)ના શિક્ષણનોયે ઉલ્લેખ આવે છે. શિલ્પીઓના વિવિધ ધંધાદારી વર્ગોને આવી અનેક હુન્નર કલાઓનું શિક્ષણ અપાતું હતું, જેમાં શાસ્ત્ર કરતાં પ્રયોગ પર વધુ ધ્યાન આપવામાં આવતું.

૨૪૫ મૈત્રકકાલના સાહિત્યમાં ચૌદ વિદ્યા ઉપરાંત ચોસઠ કલા-
ાનો ઉલ્લેખ આવે છે.[૮૬] આ કલાઓની ગણના ઉપવિદ્યા તરીકે
થતી.[૮૭] એમાં અનેક પ્રકારની લલિત કલાઓનો સમાવેશ
કલાઓ થાય છે. ગીત વાદ્ય ને નૃત્ય એ ત્રણ કલાઓનો ઉલ્લેખ
અનેક વાર આવે છે. ગુપ્તકાલના સાહિત્યમાં સંગીતશાલા
ને ગાન્ધર્વવિદ્યાનો ઉલ્લેખ આવે છે. બાણભટ્ટ ગાન્ધર્વશાસ્ત્રનો તેમજ
દુન્દુભિ તુર્ય વીણા તાલ ઇત્યાદિ અનેકવિધ વાદ્યોનો ઉલ્લેખ કરે છે.
માલવિકાગ્નિમિત્રમાં કાલિદાસ નાટ્યાચાર્યોના નૃત્યશિક્ષણની પરી-
ક્ષાનો પ્રસંગ નિરૂપે છે. નટવર્ગ ને નાટ્યાચાર્યના ઉલ્લેખોમાં
નાટ્યકલાનો ઉલ્લેખ સૂચિત થાય છે. નટ નર્તક ગાયક વાદક
કુશીલવ વાગ્જીવન ઇત્યાદિ વર્ગોને લગતી વિદ્યાના શિક્ષણ માટે ભરત-
મુનિનું પ્રસિદ્ધ નાટ્યશાસ્ત્ર એ ઘણો પ્રાચીન ગ્રન્થ છે. એમાં ગીત
વાદ્ય નૃત્ય સહિત નાટ્ય કલાનું વિસ્તૃત નિરૂપણ કરવામાં આવ્યું છે.

ઘણી ઉપયોગી થઈ હશે. આ ઉપરાત આલેખ્ય (ચિત્ર) કલાનો પણ ઘણો વિકાસ થયો હતો. નેપથ્ય (વેશ), ભૂષણ, અંગરાગ ગન્ધ ને કેશમર્દનને લગતી કલાનું તેમજ મણિભૂમિકાકર્મ માલ્યગ્રથન ને શયનરચનની કલાઓનું શિક્ષણ અપાતું. પુસ્તકવાચન, કાવ્યરચના, પ્રહેલિકાજ્ઞાન, સમસ્યાપૂરણ, મુષ્ટિકાક્ષરકથન, ભાષાજ્ઞાન, શબ્દજ્ઞાન, છન્દોજ્ઞાન ઇત્યાદિ કલાઓનું શિક્ષણ શબ્દવિદ્યા ને સાહિત્યવિદ્યા સાથે અપાતું હશે. આ ઉપરાંત મેષ કુક્કુટ ને લાવકને લડાવવાની કલા તેમજ શુક ને સારિકાને બોલતાં શીખવવાની કલા રાજકુલોમાં ઘણી ઉપયોગી ગણાતી. ઐન્દ્રજાલ, છલિતક, વસ્ત્રગોપન, દ્યૂતકલા, આકર્ષક્રીડા, બાલક્રીડા, ઉત્સાદનકલા, વૈનયિકીકલા, વૈજયિકીકલા, વૈતાલિકીકલા ઇત્યાદિ કલાઓ સમાજના અમુક વર્ગોની આજીવિકાના સાધનરૂપ હતી. મલ્લ ને પ્લવકની કલા પણ આ પ્રકારની છે. આ કલાઓનું શિક્ષણ એ ધંધાદારી વર્ગોમાં ઘણું મહત્ત્વ ધરાવતું હશે. આમ એ સમયે અનેક પ્રકારની સંખ્યાબંધ કલાઓ પ્રચલિત હતી, પરંતુ એમાં ગીત, વાદ્ય, નૃત્ય, નાટ્ય ને ચિત્રની કલાઓનું શિક્ષણ સહુથી વધુ લોકપ્રિય લાગે છે,

છે — દક્ષિણપશ્ચિમમા માલવ દેશ ને ઉત્તરપૂર્વમા મગધ દેશ."[91] માલવ દેશ સોલકી કાલમા પણ વિદ્યા માટે પ્રસિદ્ધ હતો ને મૈત્રકકાલ દરમિયાન દશપુર વિદ્યાનુ મહાન કેન્દ્ર હતુ એવુ દાનશાસનો પરથી પણ ફલિત થાય છે. માલવની જેમ ખેટક, આનદપુર ને વલભી દેશના લોકોના શિક્ષણનુ ધોરણ પણ ઘણુ ઊચુ હતુ"[92] દાનશાસનોમા આવતા ઉલ્લેખો પરથી દશપુરની જેમ આનદપુર પણ વિદ્યાનુ મહાન કેન્દ્ર જણાય છે રાજકીય કેન્દ્ર તરીકે ગિરિનગર, વલભીપુર ને ભરુકચ્છ પણ વિદ્યાધામ તરીકે જાણીતા થયા હતા આ ઉપરાત સિંહપુર, નગરક, ખેટક જબૂસર વગેરે બીજા અનેક નગરોમા વિદ્યા ને શિક્ષણનો વિકાસ થયો હતો મૈત્રકકાલ દરમિયાન આ બધા નગરોમા વલભીપુર સહુથી વધુ વિખ્યાત થયુ જણાય છે कथासरित्सागरની એક કથામા અન્તર્વેદીના વિપ્ર વસુદત્તનો પુત્ર વિષ્ણુદત્ત સોળ વર્ષની વયે વિદ્યોપાર્જન અર્થે વલભી આવવા નીકળ્યાનો ઉલ્લેખ આવે છે[93] એ પરથી વલભીપુરના વિદ્યાધામની ખ્યાતિ સૂચિત થાય છે

૨૪૭ પ્રાગ્-મૈત્રક કાલમા વલભીપુર જૈન આગમવિદ્યાનું મહાન કેન્દ્ર હતું એમ ત્યા તૈયાર થયેલી બે વાચનાઓ પરથી ફલિત થાય છે, પરતુ ગુપ્ત કાલ દરમિયાન વલભી નજીકના વિહારમા

**વલભી વિદ્યાપીઠ** રહીને સ્થિરમતિ ને ગુણમતિએ ગ્રન્થ રચ્યા હતા એ પરથી ત્યા બૌદ્ધ દર્શનની વિદ્યા પણ ખીલી લાગે છે મૈત્રકકાલ દરમિયાન વલભીમા બૌદ્ધ ભિક્ષુઓ ને ભિક્ષુણીઓનાં વિશાળ

---

૯૧ સદર, પૃ ૨૬૦

૯૨ સદર, પૃ ૨૬૧-૬૮

૯૩ अन्तर्वेद्यामभूत्पूर्वं वसुदत्त इति द्विज ।
विष्णुदत्ताभिधानश्च पुत्रस्तस्यादपद्यत ॥
स विष्णुदत्तो वयसा पूर्णषोडशवत्सर ।
गन्तु प्रववृते विद्याप्राप्तये वलभीं पुरीम् ॥ (३२ ४२-४३)

વિહારમંડલ રચાયાં હતાં ને આથી ત્યાં બૌદ્ધ ધર્મના શિક્ષણની પ્રવૃત્તિ ઘણા મોટા પાયા પર ચાલે એ સ્વાભાવિક છે. વલભીમાં નાલંદાના જેવું મોટું વિદ્યાપીઠ હતું એવી માહિતી ઇ-ત્સિંગે નોંધી છે. શબ્દ-વિદ્યાથી માંડીને અભિધર્મવિદ્યા સુધીના શિક્ષણની નોંધ પૂરી થતાં એ જણાવે છે કે આ રીતે પોતાના શિક્ષકો પાસેથી શિક્ષણ લઈને ને બીજાઓને શિક્ષણ આપતા રહીને વિદ્યાર્થીઓ સામાન્ય રીતે મધ્ય ભારતમાંના નાલંદા વિહારમાં કે પશ્ચિમ ભારતમાંના વલભી દેશમાં બેત્રણ વર્ષ ગાળે છે.[૯૪] આ પરથી જણાય છે કે પશ્ચિમ ભારતના બૌદ્ધોને ઉચ્ચ શિક્ષણ વલભીમાં જ અપાતું હતું. વલભી વિદ્યાપીઠને ઇ-ત્સિંગ મગધના સુપ્રસિદ્ધ નાલંદા વિદ્યાપીઠની હરોળમાં મૂકે છે ને એ એ વિદ્યાપીઠોને ચીનનાં વિખ્યાત વિદ્યાપીઠો સાથે સરખાવે છે[૯૫] એ પરથી વલભી વિદ્યાપીઠની કારકિર્દી ઘણી ઊંચી હોવાનું જણાય છે. ત્યાં અગ્રગણ્ય ને વિદ્યાસંપન્ન માણસ સમૂહમાં એકઠા થતા, સંભવિત ને અસંભવિત મતોનો વિવાદ કરતા ને વિદ્વાનોની પાસે પોતાના મતોની શ્રેષ્ઠતાની પ્રતીતિ કરીને પોતાના જ્ઞાન માટે વિખ્યાત બનતા.[૯૬] ઇ-ત્સિંગ નોંધે છે કે નાલંદા ને વલભીનાં વિદ્યાપીઠોના એ વિદ્વાનો જ્યારે પરધર્મોના મતોનું ખંડન કરતા ત્યારે એ સર્વ પ્રતિપક્ષોનો એવો પરાભવ કરતા કે એમની કીર્તિ ચારે દિશામાં પ્રસરતી, એમને ભૂમિનાં દાન પ્રાપ્ત થતાં, એ ઉચ્ચ શ્રેણી પામતા ને એમનાં ખ્યાત નામ એ વિદ્યાપીઠોનાં ઉચ્ચ પ્રવેશદ્વારો પર લખવામાં આવતાં.[૯૭] આ વર્ણન પરથી નાલંદા તેમજ વલભી વિદ્યાપીઠનું ઉચ્ચ શિક્ષણ બૌદ્ધ ધર્મને લક્ષ્યમાં રાખીને આપવામાં આવતું એવું ફલિત થાય છે. છતાં આ શિક્ષણ કંઈ ભિક્ષુઓ પૂરતું મર્યાદિત નહોતું. ઇ-ત્સિંગ સ્પષ્ટ નોંધે છે કે આ ઉચ્ચ શિક્ષણ લીધા પછી એ વિદ્યાર્થીઓ એમને ગમે તે ધંધો

૯૪-૯૬ પૃ. ૧૭૭
૯૭ પૃ. ૧૭૮

કરી શકતા[૯૮] ને કેટલાક તો રાજસભામાં જઈ પોતાની મેધાવિતા પ્રદર્શિત કરી રાજ્યતંત્રના અધિકાર પ્રાપ્ત કરતા ને વિવાદસભામા ઉચ્ચ શ્રેણી પામતા.[૯૯] આથી આ વિદ્યાપીઠનું ઉચ્ચ શિક્ષણ લેનાર વિદ્યાર્થીઓ ભિક્ષુઓ ઉપરાંત ગૃહસ્થ વર્ગના પણ હોવાનું ફલિત થાય છે. નાલંદા વિદ્યાપીઠની હકીકતમાં યુઅન શુઆંગ નોંધે છે કે જુદાજુદા નગરોના વિદ્વાન લોકો ત્યાં જઈ પોતાના સંશય દૂર કરી વાદવિશારદ તરીકે ખ્યાતિ પામતા ને એ વિદ્યાપીઠના નામે સર્વત્ર માન મેળવતા.[૧૦૦] પશ્ચિમ ભારતમાં વલભી વિદ્યાપીઠની પણ આવી પ્રતિષ્ઠા હોવાનું જણાય છે. આથી આ વિદ્યાપીઠોમાં પ્રવેશ મેળવવા માટે પડાપડી થતી. બહારથી આવેલા વિદ્યાર્થીઓને આ વિદ્યાપીઠોની વાદસભામાં પ્રવેશ પામતા પહેલાં પ્રવેશદ્વારે જ પરીક્ષા આપવી પડતી.[૧૦૧] એમાં જેણે પ્રાચીન તેમજ નવીન પુસ્તકોનો બરાબર અભ્યાસ કર્યો હોય તે જ સફળ થતા. દસમાં સાતઆઠ જણ તો નિષ્ફળ થઈ પાછા જતા ને બેત્રણ જણ સફળ થઈ અંદર પ્રવેશ પામતા. વાદસભામાં જઈને વળી એમાંના કોઈક જ સિદ્ધિ પામતા. વિદ્યાપીઠની એ વિરલ વ્યક્તિઓને વિદ્વાન આચાર્યોની શ્રેણીમાં અમર નામના મળતી.

૨૪૮. વલભી વિદ્યાપીઠ ઉચ્ચ શિક્ષણ માટેનું વિશિષ્ટ વિદ્યાપીઠ હતું, એટલું જ નહિ, એમાં આભ્યન્તર વિદ્યાર્થીઓ માટે માધ્યમિક શિક્ષણની યે જોગવાઈ રહેલી હતી. આ શિક્ષણમાં શબ્દવિદ્યા, ન્યાયવિદ્યા ને અભિધર્મવિદ્યા મુખ્ય સ્થાન ધરાવતી. આ ઉપરાંત શિલ્પવિદ્યા ને ચિકિત્સાવિદ્યાનું યે શિક્ષણ અપાતું. વળી નાલંદા વિદ્યાપીઠની જેમ આ વિદ્યાપીઠમાં વેદ, ઉપનિષદ, સાંખ્ય ઇત્યાદિ બૌદ્ધેતર વિષય

૯૮ પૃ. ૧૭૮
૯૯ પૃ. ૧૭૭
૧૦૦ બીલ, રેકોર્ડ્ઝ, પુ. ૨, પૃ. ૧૭૦
૧૦૧ સદર, પૃ. ૧૭૧

પણ શીખવાતા હોવાનો સંભવ રહેલો છે.[૧૦૨] બૌદ્ધ ધર્મના શિક્ષણમાં અઢારે ય નિકાયોના ધર્મનું શિક્ષણ અપાતું હશે પરંતુ, એમાં સમ્મતીય નિકાયનું મહત્ત્વ રહેલું જણાય છે. વળી વલભીના વિહારોમાં હીનયાન પ્રચલિત હોઈ આ વિદ્યાપીઠ હીનયાનના શિક્ષણને માટે જાણીતું હોવું જોઈએ. સાકળિયા જણાવે છે તેમ વલભી વિદ્યાપીઠ નાલંદા વિદ્યાપીઠનું અનેક રીતે પ્રતિસ્પર્ધી હતું[૧૦૩] ભૌગોલિક દૃષ્ટિએ નાલંદા વિદ્યાપીઠમા મહાયાનનો ઘણો મહિમા મનાતો હતો, જ્યારે વલભી વિદ્યાપીઠમા હીનયાનની મહત્તા ગણાતી હતી. છતાં જેમ નાલંદા વિદ્યાપીઠમાં ધર્મપાલ, ચન્દ્રપાલ, ગુણમતિ, સ્થિરમતિ, પ્રભમિત્ર, જિનમિત્ર, જ્ઞાનચન્દ્ર, શીલભદ્ર, ને રત્નસિંહ જેવા અનેક વિદ્વાને આચાર્ય થયાની માહિતી મળે છે[૧૦૪] તેમ વલભી વિદ્યાપીઠમાં આચાર્યો વિશે ખાસ માહિતી મળતી નથી ગુણમતિ ને સ્થિરમતિએ અર્હત્ અચલે બંધાવેલા વિહારમાં વાસ કરીને પોતાની પ્રસિદ્ધ કૃતિઓ રચી હતી,[૧૦૫] પરંતુ એ વિહાર વલભીથી થોડે દૂર આવેલો હોઈ વલભી તળમા આવેલા વિહાર-મંડલની અંતર્ગત હોવા સંભવતો નથી. દાનશાસનોમા આચાર્ય સ્થિરમતિએ વલભી તળમાં બપ્પપાદીય વિહાર બંધાવ્યો હોવાનો ઉલ્લેખ આવે છે ને એ સમયે આચાર્ય બુદ્ધદાસે એની સમીપમા બીજો વિહાર બંધાવ્યો હતો.[૧૦૬] વલભીના આ વિહાર ચોથી સદી જેટલા પ્રાચીન હોઈ ત્યાંના વિદ્યાપીઠનો આરંભ છેક ક્ષત્રપકાલ દરમિયાન થયો જણાય છે. ગુપ્તકાલ દરમિયાન વલભીના વિહારો

વિદ્યાપીઠની શી સ્થિતિ હતી એ વિશે કંઈ માહિતી મળતી નથી. વલભીમાં મૈત્રક રાજ્યની સ્થાપના થતાં ભટાર્કે પાટનગરમાં પોતાના નામનો એક વિહાર બંધાવ્યો જણાય છે. ભટાર્કપુત્ર ધ્રુવસેનના સમયમાં એની ભાગિનેયી દુડ્ડાએ વલભીમાં મહાવિહાર બંધાવ્યો ને ધ્રુવસેનાદિ રાજાઓએ વિહારોને ભૂમિદાન કરવા માંડ્યાં ત્યારથી વલભીના વિહારમંડલનો એકદમ અધિક વિકાસ થયો જણાય છે ને એ અનુસાર એના વિદ્યાપીઠનો યે અભ્યુદય એ સમયે થયો સંભવે છે. વલભીના ભિક્ષુવિહારોના મંડલમાં દુડ્ડાનો મહાવિહાર કેન્દ્રસ્થાને હતો ને એમાં ધર્મપુસ્તકોના સંગ્રહ વિશે ખાસ લક્ષ્ય આપવામાં આવતું હતું.[૧૦૭] નાલંદા વિદ્યાપીઠમાં પુસ્તકાલયના रत्नसागर, रत्नोदधि ને रत्नरंजक નામે ત્રણ મકાન હતાં,[૧૦૮] એવી રીતે વલભીમાં દુડ્ડા વિહારમંડલમાં પણ પુસ્તકાલયના ખાસ ખંડ બંધાયા હશે. વલભીમાં આવેલા ભિક્ષુણી-વિહારોના મંડલમાં સ્ત્રીઓના શિક્ષણનો ખાસ પ્રબંધ થતો હશે ને એમાં યક્ષશૂરે બંધાવેલો મહાવિહાર કેન્દ્ર સ્થાને હતો. દુડ્ડા વિહારમંડલમાં વિમલગુપ્ત નામે આચાર્યે એક વિહાર બંધાવ્યો હતો, એ આચાર્ય વલભી વિદ્યાપીઠના એક મૈત્રકકાલીન આચાર્ય હોવાનું જણાય છે. મૈત્રકકાલ દરમિયાન વલભી વિદ્યાપીઠમાં એવા અનેક આચાર્ય થયા હશે, પરંતુ એમાંના કોઈ બીજા આચાર્યોનાં નામ ઉપલબ્ધ નથી. દુડ્ડાની જેમ વાણિજક અજિત, ગિમ્મા, વાણિજક કક્ક, શીલાદિત્ય ધર્માદિત્ય, યક્ષશૂર, ગોહક, પૂર્ણભદ્રા, દિવિરપતિ સ્કન્દભટ ને આચાર્ય વિમલગુપ્ત ઇત્યાદિ અનેક જનોએ વલભીનાં વિહારમંડલોમાં વધુ ને વધુ વિહાર બંધાવ્યા હતા. યુઅન શુઆંગના સમયમાં વલભીમાં બૌદ્ધોના સોએક વિહાર હતા ને એમાં એકંદરે ૬,૦૦૦ ભિક્ષુ વસતા

૧૦૭ सद्धर्मस्य पुस्तकोप[चयार्थं] (લેખ ૩૫)

૧૦૮ આળતેકર, ઍજ્યુકેશન ઇન ઍન્સ્યન્ટ ઇન્ડિયા, પૃ. ૨૬૮

હતા.[૧૦૯] આથી વલભી વિદ્યાપીઠમાં વિદ્યાભ્યાસ કરનારાઓની સંખ્યા આથી યે અધિક હોવી જોઇએ ધ્રુવસેન ૧ લાના સમય(લગભગ ઈ. સ. ૫૨૦-૫૫૦)થી છેક શીલાદિત્ય ૩ જાના સમય(લગભગ ઈ. સ ૬૬૦-૬૮૫) સુધી વલભીના વિહારોને મૈત્રક રાજાઓ તરફથી ઉત્તેજન મળતું હતું, પરંતુ ત્યાર પછીના રાજાઓના સમયમાં એને કંઈ ઉત્તેજન મળ્યાનો ઉલ્લેખ ઉપલબ્ધ નથી. આથી મૈત્રકકાલના છેલ્લા સૈકા દરમિયાન રાજ્યાશ્રયને અભાવે વલભી વિદ્યાપીઠની જાહોજલાલી ઘટવા લાગી હશે, પરંતુ એનો અંત તો વિ. સં ૮૪૫માં થયેલા વલભી-ભંગને કારણે જ આવ્યો હશે. નાલંદા વિદ્યાપીઠનો નાશ પણ બારમો વર્ષ પછી મ્લેચ્છોના આક્રમણથી થયો હતો ને એ વખતે એ આક્રમણે ત્યાં ભાગમો ને પુસ્તકોનો સદંતર નાશ કર્યો હતો તેવો નાશ વલભી વિદ્યાપીઠ પર થયેલા મ્લેચ્છ આક્રમણ વખતે પણ થયો હોવા સંભવે છે. આ રીતે વલભી વિદ્યાપીઠે એકંદરે ચારસોથી વધુ વર્ષનું આયુષ્ય ભોગવ્યું હતું ને એમાં મૈત્રકકાલ દરમિયાન ધ્રુવસેન ૧ લાના સમયથી માંડીને છેક શીલાદિત્ય ૩ જાના સમય સુધીના સોએક દસકા સુધી એ પૂરી જાહોજલાલી ભોગવતું હતું

૨૪૯ મૈત્રક રાજ્યમાં થયેલા સાહિત્યસર્જનમાં ભટ્ટિકાવ્ય અગ્રિમ સ્થાન ધરાવે છે. ભટ્ટિ એ આ કાવ્ય રચનાર કવિનું નામ છે. કેટલાક એને ભટ્ટસ્વામી, ભર્તૃસ્વામી કે ભર્તૃહરિ કહેતા.[૧૧૦] એમાં

**ભટ્ટિકાવ્ય** સ્વામી સ્પષ્ટ: નામાન્ત છે અને ભટ્ટ ને ભર્તૃ એ ભટ્ટિનાં રૂપાંતર છે. પરંતુ ભર્તૃ નામ ઉપરથી એને ભર્તૃહરિ માનવો અસ્થાને છે.[૧૧૧] ભટ્ટિકાવ્યનો કર્તા વૈયાકરણ હતો, છતાં એ ભટ્ટિસ્વામી ભર્તૃસ્વામી ને વાક્યપદીયનો કર્તા ભર્તૃહરિ એ બે ભિન્ન વ્યક્તિ છે એ નિશ્ચિત છે. ભટ્ટિસ્વામીના પિતાનું નામ શ્રીધરસ્વામી-શ્રીસ્વામી હતું[૧૧૨] સ્વામી

---

૧૦૯ બીલ, રેકૉર્ડ્ઝ, પુ ૨ પૃ. ૨૬૬

૧૧૦, ૧૧૧, ૧૧૨ કે પ્રા. ત્રિવેદી, ભટ્ટિકાવ્ય, પ્રસ્તાવના, પૃ. ૧૩-૧૮. કેટલાક ટીકાકારોએ એને ભૂલથી ભર્તૃહરિ માન્યો હતો.

નામાન્ત મૈત્રકકાલીન બ્રાહ્મણોમાં ઠીક પ્રચલિત હતું. કાવ્યને અંતે કવિ જણાવે છે કે મેં આ કાવ્ય નરેન્દ્ર ધરસેનના સમયમાં વલભીમાં રચ્યુ છે.[113] આ પરથી ભટ્ટિકાવ્ય મૈત્રકકાલ દરમિયાન વલભીમા રચાયુ હતું એટલુ સ્પષ્ટ થાય છે. પરંતુ વલભીમાં ધરસેન નામના ચાર રાજા થયા હતા, એથી આ કાવ્ય એમાંના કયા ધરસેનના સમયમાં રચાયુ હશે એ વિચારવું પ્રાપ્ત થાય છે. કાવ્યમાં રચનાની મિતિ આપવામાં આવી નથી, એટલે આ નક્કી કરવું મુશ્કેલ બને છે. મૈત્રક રાજાનાં દાનશાસનોમાં દાન લેનાર બ્રાહ્મણોમાં ભટ્ટિ નામે જે પાંચ બ્રાહ્મણોનો ઉલ્લેખ આવે છે તેમાં એક જ ભટ્ટિને વલભીનો રહેવાસી જણાવેલો છે.[114] પરંતુ એના પિતાનું નામ भट्टगुह હોઈ એ ભટ્ટિ શ્રીધર સ્વામીનો પુત્ર ભટ્ટિસ્વામી હોવા સંભવતો નથી. ચક્રવર્તી ધરસેનના પુત્ર ધ્રુવસેન ૩ જાના દાનશાસનમાં જણાવેલો ભટ્ટિ કદાચ વલભીનો રહેવાસી હોય તોપણ એ બપ્પનો પુત્ર હોઈ આ મહાકવિ હોઈ શકે નહિ.[115] વિ. સં. ૫૨૯ના દશપુરનો લેખ લખનાર વત્સભટ્ટિ ધરસેન ૧ લાનો સમકાલીન હોઈ શકે, પરંતુ એ વલભીનો આ ભટ્ટિ હોય એ સંભવિત નથી.[116] ભટ્ટિકાવ્યમાં ધરસેનના નામ સાથે જે નરેન્દ્ર શબ્દનો પ્રયોગ

---

૧૧૩ काव्यमिदं विहितं मया वलभ्यां
श्रीधरसेननरेन्द्रपालितायाम्।
कीर्तिरतो भवतान्नृपस्य तस्य
प्रेमकरः क्षितिपो यत प्रजानाम्॥ (२२,३५)

જયમંગલે સેન ની જગ્યાએ સૂનુના પાઠદોષને લઈને 'શ્રીધરના પુત્ર નરેન્દ્ર નામે રાજા' એવો અર્થ તારવ્યો છે!

૧૧૪ લેખ ૩૯

૧૧૫ લેખ ૬૧. કેટલાકે આ ભટ્ટિને મહાકવિ ભટ્ટિ માનેલો, પરંતુ એ અસ્થાને છે એવું હુલ્ટ્શે પ્રતિપાદન કર્યું છે (એઇ, પુ. ૧, પૃ ૯૨)

૧૧૬ આ બે ભટ્ટિ એક જ હશે એવો મત અગાઉ રજૂ થયેલો (જરૉએસો, ૧૯૦૪, પૃ. ૩૯૫-૯૭), પરંતુ એ કલ્પના માટે કંઈ પ્રમાણ ઉપલબ્ધ નથી.

થયો છે તે શબ્દને મહાન સત્તાનો દ્યોતક માનીને ભગવાનલાલે આ ઉલ્લેખ ચક્રવર્તી ધરસેન ૪ થાને લગતો હોવાનું અનુમાન કર્યું છે,[૧૧૭] પરંતુ નરેન્દ્ર શબ્દ વસ્તુતઃ રાજાનો સામાન્ય અર્થ જ ધરાવે છે ને એ શ્લોકની પછીની પંક્તિઓમાં વપરાયેલા નૃપ ને ક્ષિતિપ (ભૂપ) શબ્દ પણ એ સામાન્ય અર્થ જ ધરાવે છે. ચક્રવર્તીનો વિશિષ્ટ અર્થ ઉદ્દિષ્ટ હોત, તો ભટ્ટિ નરેન્દ્રની જગ્યાએ નૃપેન્દ્ર શબ્દનો પ્રયોગ કરત. આથી નરેન્દ્ર–નૃપના પ્રયોગ પરથી કંઈ અર્થ તારવવો હોય તો ઊલટું આ ઉલ્લેખ ચક્રવર્તી ધરસેનને લાગુ નથી પડતો એવો અર્થ ઘટાવી શકાય. ને એ રીતે સેનાપતિ ધરસેન કંઈ રાજબિરુદ ધરાવતો નહિ હોવાથી એ ઉલ્લેખ એને લગતો હોવા સંભવે નહિ. આ અનુસાર ભટ્ટિકાવ્યમાં જણાવેલો રાજા ધરસેન ધરસેન ૧ લો કે ૪ થો હોય નહિ, તો ભટ્ટિ-કાવ્ય ધરસેન રજા (લગભગ ઈ. સ. ૫૭૦–૫૯૫)ના કે ધરસેન ૩જા-(લગભગ ઈ. સ. ૬૨૦–૬૨૮)ના સમયમાં રચાયું ગણાય. આ આધારે એની રચના લગભગ ઈ. સ. ૫૭૦ થી ૬૨૫ સુધીમાં થઈ સંભવે છે. કાવ્યની અંદર કવિએ પોતાને વિશે કંઈ વિશેષ માહિતી આપી નથી કાવ્યની પુષ્પિકામાં યે કંઈ અધિક માહિતી આવતી નથી. કાવ્ય પરની ટીકાઓમાં કવિના પિતાના નામ ઉપરાત એ બ્રાહ્મણ ને મહાવૈયાકરણ હોવાનો ઉલ્લેખ આવે છે.[૧૧૮] ભટ્ટિ મહાન વૈયા-કરણ હતો એની તો એની કૃતિ પરથી પણ પ્રતીતિ થયા વિના રહેતી નથી. ભટ્ટિના અંગત જીવન વિશે આથી કંઈ વિશેષ માહિતી ઉપ-લબ્ધ નથી. ભટ્ટિના કાવ્યનું નામ રાવણવધ છે, પરંતુ માઘકાવ્યની જેમ એ ભટ્ટિકાવ્ય તરીકે પ્રસિદ્ધ છે. આમ તો ભટ્ટિકાવ્ય માઘકાવ્યના જેવું મહાકાવ્ય છે, પરતુ એ ઉપરાત એ શાસ્ત્રકાવ્ય પણ છે. કાવ્યને

---

૧૧૭ બૉગે, પુ. ૧, ભા. ૧, પૃ. ૯૨

૧૧૮ પા. ટી. ૧૧૦ પ્રમાણે

અને કવિ પોતે સ્પષ્ટ કરે છે કે આ કાવ્યનો અભ્યાસ શબ્દપ્રયોગ કરવા માગતા તેમજ કરતા જનોને સારી રચનામાં વિજય અપાવનારો છે. જેઓને શબ્દલક્ષણની દૃષ્ટિ છે તેઓને આ પ્રબન્ધ દીપ તુલ્ય છે, વ્યાકરણના જ્ઞાન વિના એ અંધ જનોના આરીસા જેવો છે.૧૧૯ આ રીતે કથાકાવ્ય ને શાસ્ત્રકાવ્યના બેવડા હેતુથી ગદ્યકાવ્ય રચવાની ને એમાં કથા તથા શાસ્ત્રના ભિન્નભિન્ન તતુઓને તાણાવાણાની જેમ સંકલિત કરતા રહેવાની અપૂર્વ કુશળતા દર્શાવનારી કૃતિ રચીને ભટ્ટિએ સમસ્ત સંસ્કૃત સાહિત્યમાં નવીન પ્રકારના મહાકાવ્યની પહેલ કરી છે. અલબત્ત, એમાં કવિએ કથાવસ્તુના પ્રસંગોની સગવડ પ્રમાણે શબ્દશાસ્ત્રના વિષયોને આડાઅવળા ગોઠવવા પડ્યા છે ને કાવ્યના કયા શ્લોકમાં શબ્દશાસ્ત્રના કયા વિષયના ઉદાહરણ ઉદ્દિષ્ટ છે એ ભાવાર્થ કાવ્યના વિવરણ વિના દુર્ગમ રહે છે આથી કાવ્યને અંતે કવિ પોતે જ કહે છે કે આ કાવ્ય વિવરણ દ્વારા જ સમજાય એવું હોઈ માત્ર વિદ્વાનોને આનંદ આપનારું છે.૧૨૦ પરંતુ કવિને આનો ખેદ નથી એ તો વિદ્વાનો તરફનો પક્ષપાત ગણી અવિદ્વાનોની અવગણના કરવામાં ગૌરવ ગણે છે.૧૨૧ ભટ્ટિ પછી થોડા વખતમાં થયેલા ભામહે શાસ્ત્રની જેમ વિવરણ દ્વારા જ સમજાય

૧૧૯ દીપતુલ્યઃ પ્રબન્ધોઽયં શબ્દલક્ષણચક્ષુષામ્।
हस्तादर्श इवान्धानां भवेद् व्याकरणादृते॥ (२२, ३३)

हस्तादर्श પાઠ પ્રમાણે અહીં 'આંધળાના હાથમાં આરસી' એવો ભાવાર્થ અભિપ્રેત છે પરંતુ જયમંગલ ને પ્રાચીન ટીકામાં છે તેમ મૂળ પાઠ એને બદલે हस्तामर्ष(र्श) હોય તો અહીં ચક્ષુ વિનાના માણસને જેમ પદાર્થોનો પરિચય હસ્તસ્પર્શથી જ થાય છે તેમ વ્યાકરણના ચક્ષુ વિનાના માણસને કાવ્યનો પરિચય શબ્દશ્રવણથી જ થાય છે એવો અર્થ ઉદ્દિષ્ટ છે

૧૨૦ व्याख्यागम्यमिदं काव्यमुत्सवः सुधियामलम्।
૧૨૧ हता दुर्मेधसश्चास्मिन् विद्वत्प्रियतया मया॥ (२२,३४)

એવા કાવ્યની રચનાનો ઉપહાસ કર્યો છે,[૧૨૨] છતાં સંસ્કૃત સાહિત્યમાં આ કાવ્ય ઘણું લોકપ્રિય બનતું ગયું એમ એના પર લખાયેલી અનેક ટીકાઓ પરથી માલૂમ પડે છે.[૧૨૩] એમાં જયમંગલકૃત जयमङ्गला ટીકા સહુથી વધુ પ્રાચીન છે. એમાં કાવ્યમાં આવતાં અટપટાં શબ્દ-રૂપોની રચનાના સૂક્ષ્મ નિયમ સમજાવવામાં આવ્યા છે. સુપ્રસિદ્ધ ટીકાકાર મલ્લિનાથે પણ પંચ પ્રસિદ્ધ મહાકાવ્યો ઉપરાંત આ મહાકાવ્ય પર ટીકા લખી છે. આ ટીકાનું નામ सर्वपथीन છે. એમાં અન્વય અનુસાર દરેક શબ્દનો અર્થ આપવામાં આવ્યો છે ને શબ્દોનાં રૂપો તથા શ્લોકના છંદ ને અલંકારોનો પણ સ્ફોટ કરવામાં આવ્યો છે. આ બધી ટીકાઓ પરથી આ કાવ્ય છેક પંદરમી સદી સુધી લોકપ્રિય રહ્યું લાગે છે. વળી આ પ્રકારનાં બેવડા હેતુનાં મહાકાવ્ય રચવાની પદ્ધતિ પણ લાંબા વખત લગી ચાલુ રહી જણાય છે. ભટ્ટ ભૂમક(કે ભૌમક)કૃત रावणार्जुनीय, હલાયુધકૃત कविरहस्य, વાસુદેવકૃત वासुदेवविजय ને હેમચન્દ્રકૃત कुमारपालचरित (જે સૂચક રીતે द्व्याश्रयकाव्य તરીકે પ્રસિદ્ધ છે)એ આ પ્રકારનાં કાવ્ય છે.[૧૨૪] હેમચન્દ્રના द्व्याश्रयकाव्यથી ભટ્ટિકાવ્યની પ્રણાલિકા ગુજરાતમાં બારમી સદીમાં પુનઃ આવિર્ભાવ પામી ગણાય.

---

૧૨૨ काव्यान्यपि यदीमानि व्याख्यागम्यानि शास्त्रवत्।
उत्सवः सुधियामेव हन्त दुर्मेधसो हताः॥

૧૨૩ જયમંગલકૃત जयमङ्गला, હરિહરકૃત ટીકા, પુણ્ડરિકાક્ષકૃત कलापदीपिका, કન્દર્પશર્માકૃત वैजयन्ती, વિદ્યાવિનોદકૃત भट्टिचन्द्रिका, રામાનંદકૃત मुग्धबोध, ભરતમલ્લિકકૃત मुग्धबोधिनी, કુમુદાનંદકૃત सुबोधिनी, નારાયણ-વિદ્યાવિનોદકૃત भट्टिबोधिनी, રામચન્દ્ર-વાચસ્પતિકૃત सुबोधिनी, રામચન્દ્રકૃત व्याख्यानन्द, વિદ્યાસાગરકૃત कलापदीपिका, પુરુષોત્તમકૃત भाषावृत्ति, મલ્લિનાથકૃત सर्वपथीन ઇત્યાદિ

૧૨૪ દાસગુપ્ત, એ હિસ્ટરી ઑફ સંસ્કૃત લિટરેચર, પુ. ૧, પૃ. ૬૧૬-૧૭

૨૫૦ ભટ્ટિકાવ્યનું કલેવર મહાકાવ્યનું છે એના સમયમાં અશ્વઘોષ ને કાલિદાસના કાવ્યો દ્વારા મહાકાવ્યનું સ્વરૂપ નિશ્ચિત થયેલું હતું ભટ્ટિકાવ્ય એ મધ્યમ કદનું સર્ગબદ્ધ કાવ્ય **મહાકાવ્ય તરીકે** છે[125] એનો આરંભ વસ્તુનિર્દેશથી થાય છે એનું કથાવસ્તુ રામાયણના પ્રસિદ્ધ ઇતિહાસગ્રન્થમાંથી લેવામાં આવ્યું છે ને એ કથાના નાયક પ્રસિદ્ધ રાજવંશના ઉદાત્ત રાજવી હોઈ મહાકાવ્યના ધીરોદાત્ત નાયક તરીકે સુયોગ્ય છે[126] કાવ્યમાં વીરરસ મુખ્ય છે ને રૌદ્ર કરુણ આદિ અન્ય રસ ગૌણ છે, જે મહાકાવ્ય માટે સમુચિત છે કાવ્યના સર્ગ અતિશય નાના કે અતિશય મોટા નથી[127] લગભગ દરેક સર્ગમાં મુખ્યત એક છંદ યોજવામાં આવ્યો છે ને સર્ગને અંતે અન્ય છંદોનું વૈવિધ્ય લાવવામાં આવ્યું છે[128] વળી સંસાર ને નિસર્ગના આલેખ્ય વિષયોનું વર્ણન એ મહાકાવ્યનો આવશ્યક વિષય હોઈ[129] આ કાવ્યમાં નગર, અરણ્ય, સરોવર, સમુદ્ર, શરદ, વર્ષા, રાત્રિ, પ્રભાત, વિગ્રહ, મંત્રણા ઇત્યાદિ અનેક વિવિધ વિષયોનું વિગતવાર વર્ણન કરવામાં આવ્યું છે કાવ્યનું એક નામ વસ્તુના મુખ્ય પ્રસંગ પરથી ને બીજું

---

૧૨૫ મહાકાવ્યમાં સર્ગોની સંખ્યા આઠથી ઓછી કે ત્રીસથી વધુ હોવી જોઈએ નહિ એવું મનાય છે

૧૨૬ सद्वंश क्षत्रियो वापि धीरोदात्तगुणान्वित । (વિશ્વનાથ, साहित्यदर्पण, ૬, ૩૧૭)

૧૨૭ મહાકાવ્યમાં સર્ગોના શ્લોકોની સંખ્યા ૩૦થી ઓછી કે ૨૦૦ થી વધુ ન હોવી જોઈએ એવું મનાય છે આ મહાકાવ્યમાં મોટામાં મોટો સર્ગ (નં. ૬) ૧૪૩ શ્લોકનો જ છે પરંતુ બે સર્ગ (નં ૧ ને ૨૧)માં શ્લોકોની સંખ્યા ૩૦થી ઓછી છે આથી આ નિયમ ઘણો પાછળથી ઘડાયો લાગે છે

૧૨૮ एकवृत्तमयैः पद्यैरवसानेऽन्यवृत्तकैः (साहित्यदर्पण, ૬, ૩૨૦)

૧૨૯ જુઓ દંડી, काव्यादर्श ૧, ૧૪-૧૯

નામ કવિના નામ પ થી પડેલુ છે આમ ભટ્ટિમા પમા મહાકાવ્યના સર્વ લક્ષણ રહેના છે હવે આ કાવ્યના લક્ષણ વિગતવાર જોઈએ એમા કુલ બાવીસ સર્ગ છે એના આરભિક વસ્તુનિર્દેશમા વિષ્ણુના રામાવતારનો નિર્દેશ કરવામા આવ્યો છે ને એમા ગર્ભિત રીતે ઇષ્ટ દેવનુ સ્મરણ પણ કરવામા આવ્યુ છે[130] કથાવસ્તુના નિરૂપણમા કથાનો આરભ છેક રામજન્મના પ્રસગથી કરવામા આવ્યો છે, પરતુ કાવ્યનો ઉદ્દિષ્ટ વિષય રાવણવધનો હોવાથી એમા રાવણવૈર પૂર્વેના પ્રસગ સક્ષેપમા આપવામા આવ્યા છે પહેલા ત્રણ સર્ગમા જન્મ, કૌમાર, તાટકાવધ, વિવાહ વનપ્રયાણ ને ભરતવિલાપ જેવા પૂર્વ પ્રસગ સક્ષેપમા આપવામા આવ્યા છે ચોથા સર્ગમા નિરૂપેલા શૂર્પણખાની અવહેલનાના પ્રસગમા રામરાવણના વૈરનુ બીજ રોપાય છે, જેના પરિણામે થતા સીતાહરણનો પ્રસગ પાચમા સર્ગમા આલેખવામા આવ્યો છે છટ્ઠા ને સાતમા સર્ગમા સીતાન્વેષણના નિરૂપણમા જટાયુવિલાપ, સુગ્રીવમૈત્રી, વાલિવધ કપિપ્રયાણ, લકાગમન, સીતાદર્શન ઇત્યાદિ પ્રસગ વર્ણવવામા આવ્યા છે આઠમા ને નવમા સર્ગમા હનૂમાને લકામા કરેલા પરાક્રમ વર્ણવીને દસમા સર્ગમા હનૂમાનના પ્રત્યાગમન પછી થયેલી રામ–લક્ષ્મણની ગોષ્ઠી આપવામા આવી છે પછી કાવ્યમાધુર્ય રૂપે અગિયારમા ને બારમા સર્ગમા રાવણના પક્ષની ને તેરમા સર્ગમા રામના પક્ષની યુદ્ધતૈયારીનુ વર્ણન આવે છે ચૌદમા સર્ગથી યુદ્ધવર્ણનનો આરભ થાય છે પછીના ચાર સર્ગોમા કુભકર્ણવધ, રાવણવિલાપ, રાવણવધ ને વિભીષણવિલાપના પ્રસગ આલેખવામા આવ્યા છે ઓગણીસમા સર્ગમા વિભીષણનો રાજ્યાભિષેક વર્ણવાયો છે વીસમા સર્ગમા સીતાના પ્રત્યાખ્યાનનો ને એકવીસમા

130 अभून्नृपो विबुधसख परतप श्रुतान्वितो दशरथ इत्युदाहृत ।
गुणैर्वर भुवनहितच्छलेन य सनातन पितरमुपागमत् स्वयम् ॥

સર્ગમા સીતાના સ્વીકારનો પ્રસંગ નિરૂપાયો છે. બાવીસમા સર્ગમાં અયોધ્યા-પ્રત્યાગમનના પ્રસગ સાથે કથાવસ્તુ સમાપ્ત થાય છે. પાત્રાલેખનમાં રામ, સીતા, લક્ષ્મણ ને રાવણના મુખ્ય પાત્રોનુ તેમજ શૂર્પણખા, સુગ્રીવ, હનુમાન, વિભીષણ ઇત્યાદિ ગૌણ પાત્રોનુ આલેખન કરવામાં કવિ પાત્રોને બદલે પ્રસંગો પર ને પ્રસંગનિરૂપણને બદલે શબ્દપ્રયોગ પર પોતાનુ ધ્યાન કેન્દ્રિત કરતો જણાય છે બારમા સર્ગથી શરૂ થતા મુખ્ય વિષયના નિરૂપણમાં તેમજ તાટકાવધ, વાલિવધ ને જટાયુવધ જેવા ગૌણ પ્રસંગોના આલેખનમાં વીરરસની નિષ્પત્તિ થયા કરે છે. સીતાહરણ વિશેના રામવિલાપમાં, કુંભકર્ણવધ વિશેના રાવણવિલાપમાં ને રાવણવધ વિશેના વિભીષણવિલાપમાં કરુણરસનો આવિર્ભાવ થાય છે. હનુમાને કરેલા વનોચ્છેદના વર્ણનમાં રૌદ્રરસનો, પ્રભાતવર્ણનના સર્ગમાં શૃંગારરસનો, અને શૂર્પણખા ને રામ વચ્ચેના સંવાદમાં હાસ્યરસનો ભાવ દેખા દે છે. રાવણ ને સીતા, હનુમાન ને રાવણ, અને સીતા ને રામ વચ્ચેના સંવાદમાં યે વિવિધ પ્રકારની રસનિષ્પત્તિ થાય છે. બાવીસ સર્ગમાં કુલ ૧,૬૨૪ શ્લોક હોઈ સર્ગનું સરેરાશ માન ૭૪ શ્લોકોનું થાય છે. એમાં નાનામાં નાનો સર્ગ (નં. ૧૯) ૨૩ શ્લોકનો ને મોટામાં મોટો સર્ગ (નં. ૬) ૧૪૩ શ્લોકનો છે. પંદર સર્ગનો મુખ્ય છંદ અનુષ્ટુભ છે.[૧૩૧] આ છંદનો વિપુલ પ્રયોગ ખાસ કરીને રામાયણ-મહાભારત જેવાં વિરાટ કાવ્યોમાં થાય છે, જ્યારે મહાકાવ્યોમાં સામાન્ય રીતે એ આટલા બધા પ્રમાણમાં ભાગ્યેજ નજરે પડે છે. પરંતુ શાસ્ત્રકાવ્યના અધિક હેતુવાળાં આવાં મહાકાવ્યોમાં આ છંદ સહુથી વધુ અનુકૂળ પડે એ સ્વાભાવિક છે. બાકીના સાત સર્ગોમાંથી પાંચ સર્ગનો મુખ્ય છંદ ઉપજાતિ છે ને એક સર્ગ આર્યાગીતિમાં રચાયો છે.[૧૩૨] આ રીતે સર્ગોના મુખ્ય છંદોમાં

૧૩૧ સર્ગ ૮-૯, ને ૧૮-૨૨

૧૩૨ સર્ગ ૧-૩, ૧૧ ને ૧૨ મા ઉપજાતિ અને સર્ગ ૧૩ માં આર્યાગીતિ છે.

ઘણું ઓછું વૈવિધ્ય રહેલું છે. છતાં છન્દોવૈવિધ્યની દૃષ્ટિએ કવિ અનેકાનેક છંદોના નાનાનાના નમૂના રજૂ કરે છે. સર્ગોને અંતે આવતા અન્ય છંદોમા એ માલિની, પુષ્પિતાગ્રા, મન્દાક્રાન્તા, પૃથ્વી, અશ્વલલિત, અપરવક્ત્ર, પ્રહરણકલિકા, ઉપજાતિ, શાર્દૂલ વિક્રીડિત, પ્રહર્ષિણી, નર્દટક, સ્રગ્ધરા ને દ્રુતવિલમ્બિત જેવા અનેક છંદ યોજે છે. દસમા સર્ગમાં તો છંદોવૈવિધ્યનું[૧૩૩] લક્ષ્ય રહેલું હોઈ એમા એ દ્રુતવિલંબિત, પ્રમિતાક્ષરા, તોટક, વંશસ્થ, તનુમધ્યા, પ્રહર્ષિણી, ગાથા, માલિની, ઉપેન્દ્રવજ્રા, ઇન્દ્રવજ્રા ઇત્યાદિ સંખ્યાબંધ છંદોનું વૈવિધ્ય દર્શાવે છે. વર્ણનાત્મક વિષયોના વર્ણન વિશે અગિયારમા સર્ગમા આપેલુ પ્રભાતવર્ણન નોંધપાત્ર છે. લંકાપુરીમાં થયેલા પ્રભાતના આ વર્ણનમાં ચન્દ્રાસ્ત, અરુણોદય ને સૂર્યોદયના નૈસર્ગિક સૌંદર્યનું ઘણુ ઓછુ આલેખન નજરે પડે છે, પરંતુ રાત્રિ પૂરી થતા ને પ્રભાત શરૂ થતાં નગરીનાં જનોની પ્રણયલીલામાં જે ભાવપરિવર્તન થાય છે તેનુ વર્ણન એકંદરે ઘણી રસિક ને સૂક્ષ્મ રીતે રજૂ કરવામાં આવ્યુ છે. નિસર્ગવર્ણન કરતાં કવિ સંસારવર્ણનમા વિશેષ ખીલે છે[૧૩૪] ને નિસર્ગવર્ણનમાં યે સંસારના ભાવ આરોપે છે.[૧૩૫] કાવ્યમાધુર્યના ઉદાહરણ રૂપે યોજાયેલા આ વર્ણનમાં એ કેટલીક વાર કાલિદાસની

---

૧૩૩ नानावृत्तमयः क्वापि सर्गः कश्चन दृश्यते। (साहित्यदर्पण, ६, ३२१)

૧૩૪ દ્વા. વ. पीने भटस्योरसि वीक्ष्य भुग्नास्-
तनुत्वचः पाणिरुहान् सुमध्या।
इच्छाविभङ्गाकुलमानसत्वाद्-
भर्त्रे नखेभ्यश्च चिरं जुजूरे॥ (११, ८)

૧૩૫ દ્વા. વ. शशाङ्कनाथापगमेन धूम्रा
मूर्च्छापरीतामिव निर्विवेकाम्।
ततः सखीव प्रथितानुरागा
प्राबोधयद् द्यां मधुराऽरुणश्रीः॥ (११, १६)

કલ્પના જેવી રસભરી કલ્પના રજૂ કરે છે,[136] પરંતુ એમાં એ કાલિદાસની પ્રસાદભરી શૈલી જેવી શૈલી ભાગ્યેજ જાળવી શકે છે. સન્ધિવિગ્રહના નિર્ણય અંગે મળેલી રાવણની સમિતિમા થયેલી રાજનૈતિક ચર્ચાના નિરૂપણમાં ભિન્નભિન્ન પક્ષોના મતોનું સુંદર વિવેચન કરવામાં આવ્યું છે, જે ભારવિ ને માઘનાં મહાકાવ્યોમા નિરૂપેલી એવી રાજનૈતિક ચર્ચાનું સ્મરણ કરાવે છે. ભટ્ટિકાવ્યના કેટલાક શ્લોકોમાં यतिर्वशिष्ठो यमिनां वरिष्ठ.[137] જેવી લલિત પદરચના તેમજ सिध्यन्ति कार्याणि सुमन्त्रितानि[138] જેવાં સુભાષિત નજરે પડે છે. પરંતુ આ મહાકાવ્યમાં શાસ્ત્રકાવ્યના ભિન્ન ઉદ્દેશને કારણે શબ્દપ્રયોગો ને ભાવપ્રયોગોની જાતે વહોરી લીધેલી મોટી મર્યાદા કવિની કલમને ડગલે ને પગલે જકડી લે છે અને એને લીધે વસ્તુનિરૂપણ, પાત્રલેખન, વિષયવર્ણન, રસનિષ્પત્તિ, પદરચના ને છંદઃપ્રયોગની બાબતમાંયે કવિ કાવ્યસર્જનનું લક્ષ્ય જાળવી શકતો નથી આથી એનું કવિત્વ સતત કુંઠિત થતું રહે છે ને એની સમસ્ત કૃતિ કૃત્રિમતાનું આક્ષેપપાત્ર ઠરે છે.[139] છતાં કવિની બેવડા લક્ષ્યની મર્યાદાને ધ્યાનમાં રાખીને એના કાવ્યનું વિવેચન કરવામાં આવે, તો એ મર્યાદાની અંદર રહીને પોતાની કૃતિમાં કાવ્યનો જેટલો પ્રાણ પૂરી શકાય તેટલો પ્રાણ પૂરવામાં કવિ ઘણો સફળ થયો જણાય છે.[140] કવિ ભટ્ટિની

---

૧૩૬ દા. ત.

रामोऽपि दाराहरणेन तप्तो वयं हतैर्बन्धुभिरात्मतुल्यैः।
तप्तस्य तप्तेन यथायसो नः संधिः परेणास्तु विमुञ्च सीताम्॥ (૧૨,૪૦)

૧૩૭ સર્ગ ૧, શ્લોક ૧૫

૧૩૮ સર્ગ ૧૨, શ્લોક ૧૪

૧૩૯ કે, એ હિસ્ટરી ઑફ સંસ્કૃત લિટરેચર, પુ. ૧, પૃ. ૮૪

૧૪૦ "It must be said, however, to Bhatti's credit that his narrative flows undistrurbed by lengthy digressions; that his diction, though starched and weighted by grammatical

પ્રતિભાને વૈયાકરણ ભટ્ટિએ કુંઠિત કરી ન હોત, તો ભટ્ટિકાવ્ય સંસ્કૃત સાહિત્યના ઉત્તમ મહાકાવ્યોમાં ગણના પામત

**શાસ્ત્રકાવ્ય તરીકે**

૨૫૧ વૈયાકરણ ભટ્ટિએ નર્યું શબ્દશાસ્ત્રનું કાવ્ય રચ્યું હોત, તો એ કદાચ આટલું બધું લોકપ્રિય ન થાત શાસ્ત્રીય નિરૂપણને કાવ્યના કલેવરથી મઢવાની એની કલ્પના દ્વયાશ્રય રચનાની દૃષ્ટિએ અપૂર્વ તથા શૈક્ષણિક ઉપયોગિતાની દૃષ્ટિએ ઘણી વ્યાવહારિક છે શાસ્ત્રના નિયમોને વારંવાર ગોખવા છતાં બરાબર યાદ ન રહે તેવા અટપટા વિષય એના સમગ્ર ઉદાહરણ આપતા આ રસિક કાવ્ય દ્વારા સરળતાથી કંઠસ્થ થઈ જાય એ ભટ્ટિએ બરાબર લક્ષ્યમાં લીધું છે પરંતુ વિવિધ વિષયોના એ ઉદાહરણોને નિયત કથાવસ્તુના ચોકઠામાં બંધ બેસાડવા એ ખરેખર ઘણું કપરું કામ છે ઉદાહરણોના વિષયોને કથાપ્રસંગોની સગવડ અનુસાર ગોઠવવાના હોવાથી કવિએ એની યોજના અગાઉથી નક્કી કરી લેવી જોઈએ છે ભટ્ટિએ શબ્દશાસ્ત્રના વિષયોમાં અધિકાર ને તિઙન્તના કાંડને મુખ્ય સ્થાન આપ્યું ને બાકીના મહત્ત્વના વિષયોનો

---

learning, is without complexities of involved construction and laboured compounds that, in spite of the inevitable play of word and thought, there is nothing recondite or obscure in his ideas, and that his versification, though undistinguished, is smooth, varied and lively

(દે સદર, પૃ ૧૮૪)

'કેટલાક ભાગમાં કવિએ રસને બીલકુલ ક્ષતિ પહોંચાડ્યા વિના સહજ રીતે વ્યાકરણના ઉદાહરણો ગોઠવી દીધા છે, અને થોડાક સર્ગો રસ અને અલંકારના ઉદાહરણથી પણ મનોહર અને સુશોભિત કર્યા છે, તેમજ શરદ્ ચન્દ્રોદય વગેરેના વર્ણનો તથા નીતિશાસ્ત્રના ઘણા સંવાદો પ્રથમ પંક્તિના સંસ્કૃત કવિઓમાં ભટ્ટિની ગણના કરાવે તેવા છે'

(આ બા ધ્રુવ, હિન્દ ત, પૃ ૧૧)

પ્રકીર્ણ કાંડ યોજ્યો વળી એણે શબ્દશાસ્ત્ર ઉપરાંત કાવ્યશાસ્ત્રનાં પણ ઉદાહરણ આપવાનું અધિક લક્ષ્ય રાખીને એમાં પ્રસન્નકાણ્ડનો સમાવેશ કર્યો આ કાંડમાં ભટ્ટિએ કાવ્યશાસ્ત્રમાંથી અલંકાર, માધુર્ય, ભાવિકત્વ ને ભાષાસમાવેશ એ ચાર મુખ્ય ઉદાહરણીય વિષય લીધા પરંતુ તદ્દન ભિન્ન પ્રકારના તાણાવાણાને સંકલિત કરતાં એનાં ઉદાહરણોના વાણાને કથાવસ્તુના તાણાની સળંગ સુગ્રથન ઘણા આડાઅવળા ગોઠવવા પડ્યા છે ને ક્યારેક ક્યારેક કથાવસ્તુના તાણાને પણ શાસ્ત્રવિષયના વાણા અનુસાર શિથિલ કરવા પડ્યા છે શબ્દશાસ્ત્રના તિઙન્તકાણ્ડને એ કથાવસ્તુનો મુખ્ય વિષય વર્ણવતા અંતિમ સર્ગો સાથે યોજે છે એમાં યુદ્ધદૃશ્યનું નિરૂપણ કરતા ચૌદમા, પંદરમા ને સત્તરમા સર્ગમાં એ લિટ્ (પરોક્ષ ભૂતકાળ), લુઙ્ (અદ્યતન ભૂતકાળ) ને લઙ્ (હ્યસ્તન ભૂતકાળ)ના વિષય ગોઠવે છે[141] એ નિરૂપણની વચ્ચે રાવણનો વિલાપ નિરૂપીને એ સોળમા સર્ગમાં લૃટ્ (સામાન્ય ભવિષ્યકાળ)ને અને યુદ્ધને અંતે વિભીષણનો વિલાપ નિરૂપીને અઢારમા સર્ગમાં આવતા લટ્ (વર્તમાન કાળ)નો વિષય યોજે છે[142] અયોધ્યાપ્રત્યાગમનના છેલ્લા સર્ગમાં રામને મુખે અગાઉથી ભાવી કાર્યક્રમની

---

૧૪૧ દા ત हया जिहेषिरे हर्षाद् गम्भीरं जगर्जुर्गजाः ।
सन्नस्ता करभा रेदुश्चुक्रुशुः पत्तिपङ्क्तयः ॥ (૧૪,૫)
अतौत्सीद् गदया गाढमपिपच् चोपगूहनैः ।
जानुभ्यामदमीच् चान्यान् हस्तवर्तमवीवृतत् ॥ (૧૫ ૩૭)
अस्तुवन् वन्दिनः शब्दान् योधाश्चोदभावयन् ।
अनदन् सिंहनादांश्च प्राद्रेकत हयद्विपम् ॥ (૧૭ ૮)

૧૪૨ દા ત पतिष्यति क्षितौ भानुः पृथिवी तोलयिष्यते ।
नभस्वान् भङ्क्ष्यते व्योम मुष्टिभिस्ताडयिष्यते ॥ (૧૬,૧૬)
समाश्वसिमि केनाहं कथं प्राणिमि दुर्गतः ।
लोकत्रयपतिर्भ्राता यस्य मे स्वपिति क्षितौ ॥ (૧૮,૧૦)

ઉપરેખા કર્તૃવાચીને લુટ્ (શ્વસ્તન ભવિષ્યકાળ)નાં ઉદાહરણ આપવામાં આવ્યાં છે.[૧૪૩] ઓગણીસમા સર્ગમાં રાવણના અગ્નિસંસ્કાર ને વિભીષણના અભિષેક નિમિત્તે આજ્ઞા ને આશિષના પ્રસંગ યોજીને લિઙ્(વિધ્યર્થ-આશીર્વાદાર્થ)નો, વીસમા સર્ગમાં સીતાપ્રત્યાખ્યાન ને દેવસ્તવનના પ્રસંગ યોજીને લોટ્(આજ્ઞાર્થ)નો, અને એકવીસમા સર્ગમાં સીતાશુદ્ધિ અંગે અગ્નિનિવેદન નિમિત્તે લૃઙ્(ક્રિયાતિપત્ત્યર્થ)નો વિષય નિરૂપવામાં આવ્યો છે.[૧૪૪] લેટ્નો પ્રયોગ અનુ-વૈદિક ભાષામાં લુપ્ત થયો હોવાથી તિઙન્ત(ક્રિયાપદ)ના દસ લકારના બાકીના નવેય લનો લગતો વિષય આ રીતે પ્રયોજવામાં આવ્યો છે. अधिकारकाण्डमां टः, आम्, सिच् ઇત્યાદિ પ્રત્યયો તેમજ कारक આદિ સંબંધોના ઉદાહરણ આપવામાં આવ્યાં છે.[૧૪૫] આ કાંડનો આરંભ પાંચમા સર્ગના અંતભાગમાં કરવામાં આવ્યો છે ને છઠ્ઠા સર્ગથી નવમા સર્ગ સુધીના ચાર સર્ગોમાં

---

૧૪૩ દા.ત. **आन्दितारस्**त्वां दृष्ट्वा **प्रष्टार**श्चावयोः शिवम्।
मातरः सह मैथिल्या **तोष्टा** च भरतः परम्॥ (२२,१४)

૧૪૪ દા.ત. यज्ञपात्राणि गात्रेषु **चिनुयाच्च** यथाविधि।
**जुहुयाच्च** हविर्वह्नौ **गायेयुः** साम सामगाः॥ (१९,१३)
**वर्धिषीष्ठाः** स्वजातिषु **वध्यास्**त्वं रिपुसंहतीः।
भूयास्त्वं गुणिनां मान्यस्तेषां **स्थेयाः** व्यवस्थितौ॥ (१९,२६)
**जहीहि** शोकं वैदेहि प्रीतये **धेहि** मानसम्।
रावणे **जहिहि** द्वेषं **जहाहि** प्रमदावनम्॥ (२०,१०)
यावज्जीव**मशोचिष्यो नाहास्य**श्चेदिदं तमः।
भानुरप्य**पतिष्यत्** क्ष्माम**क्षोभिष्यत** चेदियम्॥ (२१,६)

૧૪૫ દા.ત. यशस्**कर**समाचारं ख्यातं भुवि दया**करम्**।
पितुर्वाक्य**करं** रामं धिक् त्वां दुन्वन्तगनपम्॥ (५,९८)
आस्स्व साकं मया सौधे **माधिष्ठा** निर्जनं वनम्।
**माधिथास्**सीर्भुवं शय्याम**धिशेष्व** स्मरोत्सुका॥ (८,७९)

મુખ્યત એ જ વિષય ॥ ઉદાહરણ યોજવામા આવ્યા છે प्रकीर्णकाण्डના ઉદાહરણ મુખ્યત કહેલા પાચ સર્ગોમા ને કયારેક કયારેક એ પછીના अधिकारकाण्ड ॥ ચાર સર્ગોમા આપવામા આવ્યા છે કા યથાક્રમે લગતા प्रसन्नकाण्ड ॥ ચાર વિષય अधिकारकाण्ड ને तिङन्तकाण्डની વચ્ચે રહેલા ચાર સર્ગો (૧૦–૧૩)મા યોજવામા આવ્યા છે દસમા સર્ગમા નકાદહન, પ્રત્યાગમ, સીતાનિવેદન, દડયાત્રા, સમુદ્રવર્ણન ને ચદ્રવર્ણનના પ્રસગો દ્વારા શબ્દાલકારો ને અર્થાલકારો ॥ ઉદાહરણ આપવામા આવ્યા છે[૧૪૬] લકાપુરીની નિશાન્ત ને પ્રભાત સમયની પ્રણયનીના ઓના નિરૂપણ દ્વારા અગિયારમા સર્ગમા કાવ્યમાધુર્યના નમૂના રજૂ કરવામા આવ્યા છે[૧૪૭] ને રાવણની સભામા થયેલી મત્રણાના નિરૂપણ દ્વારા બારમા સર્ગમા ભાવિકત્વના ઉદાહરણ આપવામા આવ્યા છે[૧૪૮] છેવટે તેરમા સર્ગમા સમુદ્રસેતુબન્ધના નિરૂપણમા સમાનપદો દ્વારા સસ્કૃતમા પ્રાકૃતના ભાષાસમાવેશના પ્રયોગ પ્રયોજવામા આવ્યા છે[૧૪૯] ભટ્ટોજી દીક્ષિતે પોતા ॥ सिद्धातकौमुदीમા તેમજ मनोरमाમા

૧૪૬ દા ત चक्रवालयमक માટે

अवसित हसित प्रसित मुदा विलसित हसित स्मरभासितम्।
न समदा प्रमदा हतसमदा पुरहित विहितन समीहितम् ॥ (૧૦,૬)

मध्यदीपक માટે

गहडानिलतिग्मरश्मय पततां यद्यपि समता जवे।
अचिरेण कृतार्थमागत तममन्यन्त तथाप्यतीव ते ॥ (૧૦,૨૫)

૧૪૭ ઉદાહરણ માટે જુઓ ઉપર પા ટી ૧૩૪ ૩૫મા આપેલા શ્લોક

૧૪૮ જેમા ભૂત ને ભાવી પ્રસગોને પ્રત્યક્ષ રીતે રજૂ કરવામા આવ્યા હોય તે અલકારને भाविकत्व કહે છે દા ત

कृताभिषेको युवराजराज्ये सुग्रीवराजेन सुताविशेषम्।
ताराविधेयन कथ विकार तारासुतो यास्यति राक्षसार्थम् ॥ (૧૨,૫૦)

૧૪ દા ત हरहासरुद्धविगम परकण्ठगण महाहवसमारम्भे।
छिन्दन्तु रामबाणा गम्भीरे मे जले महागिरिरुद्धे ॥ (૧૩,૧૩)

ભટ્ટિકાવ્યમાંથી અનેક ઉદાહરણ ટાંક્યાં છે. અલંકારસર્વસ્વમાં રુય્યકે ભટ્ટિકાવ્યના અલંકારોનાં ને સંક્ષિપ્તસારમાં ક્રમદીશ્વરે એમાંનાં શબ્દ-શાસ્ત્રનાં ઉદાહરણ લીધાં છે. કથાવસ્તુના નિરૂપણ સાથે થયેલી શાસ્ત્ર-નિયમોનાં ઉદાહરણોની આ અદ્ભુત સંકલનાને લીધે ભટ્ટિકાવ્ય એ પ્રકારના કાવ્યના અપૂર્વ નમૂના તરીકે પ્રસિદ્ધિ પામ્યું છે. આ રીતે મૈત્રકકાલીન ગુજરાતે સંસ્કૃત સાહિત્યમાં કાવ્યના એક નવીન પ્રકાર-ની પહેલ કરી જણાય છે.

૨૫૨. મૈત્રક રાજ્યમાં રચાયેલ બીજી પ્રસિદ્ધ કાવ્યકૃતિ તે જિન-સેનસૂરિકૃત હરિવંશ પુરાણ છે. કાવ્યને અંતે એની રચનાનાં સમય-સ્થળ વિગતવાર જણાવવામાં આવ્યાં છે. 'શક સંવત સાતસો ને પાંચમા, ઉત્તર દિશાનું રક્ષણ ઇન્દ્રાયુધ નામે રાજા, દક્ષિણ દિશાનું કૃષ્ણરાજના પુત્ર શ્રીવલ્લભ, પૂર્વ દિશાનું અવંતિભૂપ વત્સરાજ ને પશ્ચિમ દિશાનું–સૌરમંડલનું વીર જયવરાહ કરે છે તે દરમિયાન આ હરિવંશ રચાયો છે'[૧૫૦] આમાં છેલ્લો ઉલ્લેખ સૌરાષ્ટ્રના જયવરાહ નામે કોઈ સ્થાનિક રાજાનો છે, જેના નામનિર્દેશ પરથી ગ્રન્થની મિતિનો નિર્ણય કરવો ઘણો મુશ્કેલ પડત. પરંતુ લેખકે ગ્રન્થરચનાની મિતિનું ચોક્કસ વર્ષ આપીને એની રચના શક સંવત ૭૦૫(ઈ. સ. ૭૮૩–૮૪)માં થઈ હોવાનું નિશ્ચિત કરી આપ્યું છે. ઉત્તર ને પૂર્વને લગતા ઉલ્લેખો પરથી એ સમયે ગુર્જરદેશ પર કનોજના ઇન્દ્રાયુધની ને અવંતિદેશ પર પ્રતીહાર વંશના વત્સરાજની સત્તા પ્રવર્તતી હોવાનું જણાય છે.

**હરિવંશ પુરાણ**

---

૧૫૦ शाकेष्वब्दशतेषु सप्तसु दिशं पञ्चोत्तरेषूत्तरां
पातीन्द्रायुधनाम्नि कृष्णनृपजे श्रीवल्लभे दक्षिणाम् ।
पूर्वां श्रीमदवन्तिभूभृति नृपे वत्सादिराजेऽपरां
सौराणामधिमण्डलं जययुते वीरे वराहेऽवति॥

દક્ષિણના શ્રીવલ્લભનો ઉલ્લેખ રાષ્ટ્રકૂટ વંશના કૃષ્ણરાજ પહેલાના પુત્ર ગોવિન્દરાજ કે ધ્રુવરાજને લાગુ પડે છે[151] પશ્ચિમમાં આવેલું સૌરમણ્ડલ એ સ્પષ્ટ સૌરાષ્ટ્ર–સૌરાષ્ટ્ર છે. શક સંવત ૭૦૫ (વિ. સં. ૮૩૯–૪૦)મા સૌરાષ્ટ્ર પર વસ્તુત: મૈત્રક નરેશ શીલાદિત્ય સાતમાનુ શાસન પ્રવર્તતુ હતુ, પરંતુ આ ગ્રન્થમા આપેલો ઉલ્લેખ વર્દ્ધમાન ભુક્તિના સામન્ત રાજાને લગતો જણાય છે.[152] આ પ્રદેશમા શક સંવત ૮૩૯(ઈ સ ૯૧૭–૧૮)મા ચાપ વંશનો ધરણીવરાહ રાજ્ય કરતો હતો એના દાનશાસનમા જણાવેલા પુરોગામીઓમા એના પ્રપિતામહ વિક્રમાર્ક સુધીનો ઉલ્લેખ કરવામા આવ્યો છે, જેનો સમય ઈ.સ ૮૦૦ના સુમારનો ગણાય છે. શક સંવત ૭૦૫ (ઈ. સ. ૭૮૩–૮૪)માં રાજ્ય કરતો જયવરાહ એ ધરણીવરાહના આ પ્રપિતામહનો નજીકનો પૂર્વજ હોવા સભવે છે. આ ગ્રન્થનો કેટલોક ભાગ પહેલા વર્ધમાન-પુરમા પાર્શ્વાલયની નન્નરાજ-વસતિમા ને બાકીનો ભાગ પછી દોસ્તટિકાની પ્રજા દ્વારા પૂજિત શાન્તિનાથના મદિરમા રચાયો હતો[153] આ વર્ધમાનપુર એ સ્પષ્ટ સૌરાષ્ટ્રમા આવેલુ વર્દ્ધમાન (વઢવાણ) છે. જિનસેનસૂરિ પુન્નાટ સંઘના હતા ને વર્ધમાનપુરમા શક સંવત ૮૪૮ (વિ. સ. ૯૮૯)માં કથાકોશ રચનાર હરિષેણ પણ પુન્નાટસંઘના હતા. આ પરથી આ સંઘના

---

૧૫૧ જુઓ § ૧૯૭

૧૫૨ નાથૂરામ પ્રેમી 'વરાહ' શબ્દ પરથી જયવરાહ ચાલુક્ય વંશની કોઈ શાખાનો હોવાની કલ્પના કરે છે (जैनसाहित्य और इतिहास, પૃ. ૨૭–૨૮), ને છેવટે એ ધરણીવરાહનો પૂર્વજ હોવાનો વિકલ્પ પણ રજૂ કરે છે વર્દ્ધ-માનપુરની દૃષ્ટિએ વિચારતા આ બીજો મત જ બરાબર બધ બેસે છે

૧૫૩ कल्याणै परिवर्द्धमानविपुलश्रीवर्धमाने पुरे
श्रीपार्श्वालयनन्नराजवसतौ पर्याप्तशेषः पुरा।
पश्चाद्दोस्तटिकाप्रजाप्रजनितप्राज्यार्चनावर्जने
शांतेः शातगृहे जिनस्य रचितो वंशो हरीणामयम्॥ (६६,५३)

સાધુઓ મૂળ પુન્નાટ (કર્ણાટક) દેશમાંથી આવેલા ને વર્ધમાનપુરમાં લાંબા વખત લગી રહેલા જણાય છે. શક સંવતનો પ્રયોગ પણ દક્ષિણ દેશની અસર સૂચવે છે.[૧૫૪] જિનસેનસૂરિ કીર્તિષેણના શિષ્ય હતા ને કીર્તિષેણના ગુરુ જયસેન હતા. જયસેનસૂરિ સમસ્તસિદ્ધાંતમાં પારંગત હતા ને પ્રસિદ્ધ વૈયાકરણ હતા. એમના બીજા અમિતસેન (કીર્તિષેણના ધર્મબંધુ) પ્રખર વાદી હોઈ પુન્નાટ ગણના અગ્રણી ગણિ હતા. આ પરથી સૌરાષ્ટ્રમાં પુન્નાટ સંઘ લાવનાર એ હોવા સંભવે છે.[૧૫૫] જયસેનની ગુરુપરંપરામાં શાંતિસેન, જિનસેન, ભીમસેન, અભયસેન, સિદ્ધસેન ઇત્યાદિથી માંડીને વિનયંધર સુધીના અનેક ગુરુ થયા, જેમનો સંબંધ મહાવીરની શિષ્યપરંપરામાં વી. નિ સંવત ૬૮૩માં થયેલા લોહાર્ય સાથે સાંકળવામાં આવ્યો છે.[૧૫૬] આમાંની મહાવીરથી લોહાર્ય સુધીની પરંપરા શ્રુતાવતાર આદિ અન્ય ગ્રંથોમાં મળે છે અને વિનયધર ને શિવગુપ્તનાં નામ પણ શ્રુતાવતારમાં દેખા દે છે. કથાકોશના કર્તા હરિષેણ પોતાની ગુરુપરંપરામાં ભરતસેન, હરિષેણ ને મૌનિભટ્ટારક સુધીનાં નામ આપે છે, એથી જિનસેનસૂરિની શિષ્યપરંપરામાં બે એક શિષ્યોનાં નામ જાણવા બાકી રહે છે. હરિવંશ પુરાણના કર્તા વિશે આથી અધિક માહિતી મળતી નથી.

૨૫૩. હરિવંશ પુરાણ સંસ્કૃત પદ્યમાં રચાયેલું છે. એના ૬૬ સર્ગ છે. જેમ રઘુવંશ રઘુના વંશને લગતું છે તેમ હરિવંશ હરિના વંશ વિશે રચાયું છે.[૧૫૭] હરિવંશના વર્ણનનો મુખ્ય વિષય વસુદેવ-

૧૫૪ નાથુરામ પ્રેમી, जैनसाहित्य और इतिहास, પૃ. ૪૨૯

૧૫૫ સદર, પૃ. ૪૨૮

૧૫૬ જુઓ સર્ગ ૬૬, શ્લોક ૨૨-૩૩.

૧૫૭ प्रशस्तवंशो हरिवंशपर्वत क्व मे मतिः क्वाप्यतरात्पशक्तिका॥ (૬૬,૩૫)માં રઘુવંશની क्व सूर्यप्रभवो वंशः क्व चाल्पविषया मतिः। (૧,૨) એ પંક્તિની અસર લાગે છે.

ચરિતનો છે, જે જૈન કથાકારોનો માનીતો વિષય હતો. એમાં કન્યાલાભને લગતી અનેક અદ્ભુત લોકકથાઓને શ્રીકૃષ્ણના પિતા વસુદેવ સાથે સાંકળવામાં આવે છે ને વસુદેવના જ્યેષ્ઠ બંધુ સમુદ્રવિજયને ત્યાં જન્મેલા અરિષ્ટનેમિ (નેમિનાથ) તીર્થંકરનું યે ચરિત આલેખવામાં આવે છે. આથી આ પુરાણને अरिष्टनेमिपुराणसंग्रहની અન્તર્ગત ગણવામાં આવે છે. સમુદ્રવિજય ને વસુદેવના વંશમાં હરિ નામે પ્રસિદ્ધ પૂર્વજ થયો હોઈ એ સમસ્ત વંશ હરિવંશ તરીકે ઓળખાતો. જૈન સાહિત્યમાં પદ્મ અર્થાત્ રામના ચરિત વિશે મૈત્રકકાલ દરમિયાન વી. નિ. સંવત ૫૩૦ (વિ. સં. ૬૦)માં વિમલસૂરિએ પ્રાકૃત પદ્યમાં રચેલું पउमचरिय ઉપલબ્ધ છે,[૧૫૮] પરંતુ જિનસેનસૂરિના હરિવંશ પુરાણની પહેલાં રચાયેલું વસુદેવચરિતને લગતું એક જ પુસ્તક ઉપલબ્ધ છે ને એ પણ અધૂરું છે. એ છે સંઘદાસગણિએ પ્રાકૃત ગદ્યમાં લખેલું वसुदेवहिंडी, જેની રચના મૈત્રકકાલના આરંભ પહેલાં થઈ જણાય છે.[૧૫૯] જિનસેનસૂરિના હરિવંશ પુરાણમાં આપેલા ઘણા પ્રસંગ સંઘદાસગણિના આ વસુદેવચરિતમાં મળી આવે છે, જેમકે ઋષભદેવનું ચરિત, હરિવંશના અંધકવૃષ્ણિનું ચરિત, કુમાર વસુદેવની ક્રીડા, વસુદેવનું ગુપ્ત નિર્ગમન, સોમા-વિજયાનો પરિગ્રહ, શ્યામા ને અંગારકનો મિલાપ, ચારુદત્તની પુત્રી ગન્ધર્વસેના સાથે વિવાહ ને ચારુદત્ત-વસંતસેનાનું પૂર્વચરિત, નીલયશાનું પાણિગ્રહણ, આર્ય અનાર્ય વેદની ઉત્પત્તિ, સોમશ્રી સાથે વિવાહ, નરભક્ષક સૌદાસનો વધ ને કન્યાવૃંદની પ્રાપ્તિ, અચલગ્રામનો પ્રસંગ, કપિલાની પ્રાપ્તિ, નીલકંઠનો પ્રસંગ, ધનુર્વેદનો ઉપદેશ ને પદ્માવતીની પ્રાપ્તિ, સ્વયંવરવિરક્ત સોમશ્રીનો સમાગમ, વેગવતીનું કપટ,

---

૧૫૮ વલભીના મલ્લવાદી સૂરિએ પણ पउमचरिय રચ્યુ જણાય છે.

૧૫૯ એની રચના વિક્રમના સાતમા સૈકા પૂર્વે-છઠ્ઠા સૈકામાં કે કદાચ એકસરતાય એક બે સૈકા જેટલી વહેલી થઈ ગણાય છે. (જુઓ સાંડેસરા કૃત ગુજરાતી અનુવાદ, પૃ.૨.)

મદનવેગાનું પાણિગ્રહણ, સાર્વભૌમ સુભૌમનું ચરિત, ત્રિશિખરનો વધ, રાજગૃહમાં પ્રવેશ, બંધન ને મુક્તિ, બાલચન્દ્રાનો મિલાપ, સંજયંત-મુનિનું આખ્યાન, પ્રિયંગુસુંદરીનો પ્રસંગ, મૃગધ્વજ ને મહિષનો વૃત્તાંત, કામદેવની પ્રતિમાનો પ્રસંગ, બંધુમતી સાથે વિવાહ, કામપતાકા ને ઋષિદત્તાનાં આખ્યાન, પ્રિયંગુસુંદરીનું પાણિગ્રહણ, માનસવેગનો પરાભવ, કેતુમતી ને પ્રભાવતીની પ્રાપ્તિ, પદ્માવતીનું પાણિગ્રહણ, જરાનો પરિગ્રહ ને જરત્કુમારનો જન્મ, રોહિણીનો સ્વયંવર, સમુદ્રવિજયનો સમાગમ, બલરામનો જન્મ, વસુદેવનું ગૃહાગમન, દેવકીનું પાણિગ્રહણ, મુનિની આગાહી, કંસની સાવચેતી, કૃષ્ણનો ગુપ્ત ઉછેર ઇત્યાદિ આમ હરિવંશ પુરાણના અનેકાનેક પ્રસંગ વસુદેવહિંડીના પ્રસંગો સાથે મળતા આવે છે ને હરિવંશ પુરાણમાં વસુદેવચરિતના પ્રસ્તાવનો ઉલ્લેખ આવે છે.[૧૬૦] હરિવંશ પુરાણનુ મૂળ વસુદેવહિંડી હોવાનો સંભવ ઉપસ્થિત થાય છે. પરંતુ કેટલાક પ્રસંગોની વિગતોમાં તીવ્ર ભેદ માલૂમ પડે છે.[૧૬૧] આથી હું હરિવંશ પુરાણના કથાવસ્તુનું મૂળ પદ્મચરિતના કર્તા વિમલસૂરિએ રચેલું हरिवंशपुराण હોવાનો વિશેષ સંભવ માનું છું[૧૬૨] વિમલસૂરિની આ કૃતિ હાલ ઉપલબ્ધ નથી, પરંતુ એની રચના વસુદેવહિંડીનું મૂળ જણાતી बृहत्कथाની લગભગ સમકાલીન હોઈ એ પ્રાચીન સમયની પ્રચલિત લોકકથાઓનું સંકલન જૈન દૃષ્ટિએ પહેલવહેલું વિમલસૂરિએ કર્યું જણાય છે.[૧૬૩] રામચરિતની જેમ

૧૬૦ જુઓ સર્ગ ૪૮, શ્લોક ૧-૨૯. પહેલા સર્ગમાં જણાવેલા વિષયોમાં વસુદેવના हिंडन–भाख्यान નો યે ઉલ્લેખ આવે છે (શ્લો. ૧૦૩)

૧૬૧ દા.ત વસુદેવહિંડીમાં શ્રીકૃષ્ણને સત્યભામાની પ્રાપ્તિ કંસની હયાતીમાં એનું ભારે ધનુષ ચડાવી શકવાથી થાય છે, જ્યારે હરિવંશ પુરાણમાં શ્રીકૃષ્ણે કંસનો વધ કર્યા પછી સત્યભામાનો પિતા સામેથી માગુ મોકલે છે.

૧૬૨ નાથૂરામ પ્રેમી, जैनसाहित्य और इतिहास, પૃ. ૫૭૧-૭૨

૧૬૩ वुहयणसहस्सदइय हरिवंसुप्पत्तिकारय पढमं ।
वंदामि वंदियं पि हु हरिवंस चेव विमलपयं॥ ३८

વસુદેવચરિતની આ પ્રણાલી આમ ઓછામાં ઓછી વિમલસૂરિના સમય જેટલી અર્થાત્ શક સંવત પૂર્વે પહેલી સદી જેટલી પ્રાચીન છે ને જૈન સાહિત્યમા એનો સમાવેશ લુપ્ત દષ્ટિવાદ અંગના પ્રથમાનુયોગમાં કરવામાં આવે છે એ આ રીતે ઘણું સૂચક છે જિનસેનસૂરિનું હરિવંશપુરાણ એ આ પ્રાચીન ચરિત ગ્રંથનું પ્રથમ ઉપલબ્ધ રૂપાતર છે.

૨૫૪ ગ્રન્થના આરંભમાં જિનસેનસૂરિ સર્વ તીર્થંકરોને નમસ્કાર કરે છે[૧૬૪] ને પછી સમંતભદ્રાદિ ગ્રન્થકાર આચાર્યોનું સ્મરણ કરે છે.[૧૬૫] આ પછી આગમનું વત્તુંઓછું જ્ઞાન ધરાવનાર પૂર્વાચાર્યોની પરંપરા આપવામાં આવી છે.[૧૬૬] પછી પુરાણના આઠ મુખ્ય વિષય ગણાવવામાં આવ્યા છે: લોકસંસ્થાન, રાજવંશોદ્ભવ, હરિવંશાવતાર, વસુદેવવિચેષ્ટિત, નેમિનાથચરિત, દ્વારાવતીનિવેશન, યુદ્ધવર્ણન ને નિર્વાણ[૧૬૭] આ હરિવંશ પુરાણમા એ વિષયોનું નિરૂપણ જે રીતે કરવામા આવ્યુ છે તે ત્રણ પ્રસંગ વિસ્તારથી ગણાવવામા આવ્યા છે.[૧૬૮] પુરાણનો આરંભ મહાવીર સ્વામીના ચરિતથી થાય છે, જેમાં એમના ધર્મપ્રવર્તનનું વર્ણન કરવામાં આવ્યું છે. આ ધર્મનું પ્રવચન રાજગૃહમાં શ્રેણિક રાજા સાંભળતા હતા એ દરમિયાન ત્યા હરિવંશના જિતશત્રુને કેવલજ્ઞાનની પ્રાપ્તિ થતાં, શ્રેણિકે ગણધર ગૌતમને હરિવંશનો વૃત્તાંત પૂછ્યો ને એના ઉત્તરમાં ગૌતમે રાજાને હરિવંશનું ચરિત કહ્યું એ રીતે આ પુરાણના વસ્તુનો પ્રસ્તાવ કરવામા આવ્યો છે (સર્ગ ૨-૩). હરિવંશની ઉત્પત્તિ પહેલાં લોક ને કાલના વિસ્તાર તથા વિભાગ ગણાવીને અમુક દેશમાં અમુક કાલમા કુલકર પરિશ્રુત-

૧૬૪ સર્ગ ૧, શ્લોક ૨-૨૬
૧૬૫ સર્ગ ૧, શ્લોક ૨૯-૪૧
૧૬૬ સર્ગ ૧, શ્લોક ૫૮-૬૫
૧૬૭ સર્ગ ૧, શ્લોક ૭૧-૭૨
૧૬૮ સર્ગ ૧, શ્લોક ૭૫-૧૨૫

ના કુલના નાભિને ત્યાં જન્મેલા ઋષભદેવનું ચરિત આલેખવામાં આવે છે. જૈન પુરાણોમાં આ આદિદેવનું ચરિત હંમેશાં વિસ્તારથી નિરૂપવામાં આવે છે ને આ પુરાણમાં એનો પાંચ સર્ગ(૮–૧૨)માં વિસ્તાર કરવામાં આવ્યો છે. એની અંદર ચક્રવર્તી ભરત ને એના ભાઈ બાહુબલીને લગતા પ્રસંગ પણ નિરૂપાયા છે. બાહુબલીના પુત્ર સોમયશાથી સોમવંશ ઉત્પન્ન થયો. એ વંશમાં દસમા તીર્થંકર શીતલદેવના સમયમાં હરિ નામે પ્રભાવશાળી રાજા થયા, જેનાથી હરિવંશનો ઉદ્ભવ થયો.[૧૬૯] હરિવંશમાં રાજા સુમિત્રને ત્યાં વીસમા તીર્થંકર

કૃષ્ણ, બલરામ ને પાંડવોની અંતિમ અવસ્થાના પ્રસંગ સમાવવામાં આવ્યા છે. છેલ્લા સર્ગમાં મહાવીર સ્વામીના સમયમાં કેવલજ્ઞાન પામતો જિતશત્રુ એ કૃષ્ણનો અજાણતાં વધ કરનાર વસુદેવપુત્ર જરત્કુમારનો વંશજ છે એમ કહી શ્રેણિક–ગૌતમના સંવાદનો ઉપસંહાર કરવામાં આવે છે ને વીરનિર્વાણના પ્રસંગ દ્વારા મહાવીરચરિતનો પ્રે ઉપસંહાર કરી ગણધર ગૌતમથી માંડીને ગ્રન્થકર્તા જિનસેનસૂરિ સુધીની આચાર્યપરંપરા[૧૭૧] આપીને ગ્રંથ સમાપ્ત કરવામાં આવે છે. આ રીતે હરિવંશના વસુદેવ, કૃષ્ણ ને નેમિનાથ એ ત્રણ મહાપુરુષોનાં ચરિતોનું આલેખન એ હરિવંશ પુરાણનો મુખ્ય વિષય છે. એની અંદર અવાંતરે સર્વતીર્થંકરાદિ ત્રેસઠ શલાકાપુરુષોનું ચરિત આપ્યું હોવાનો દાવો કરવામાં આવ્યો છે[૧૭૨] એ અમુક અંશે ખરો છે.

૨૫૫. હરિવંશ પુરાણમાં જિનસેનસૂરિ જે પ્રાચીન ગ્રંથકારોનું સ્મરણ કરે છે તેઓની કૃતિઓ એમના સમયમાં પ્રસિદ્ધ હોવી જોઈએ. એમા પહેલાં જણાવેલા સમંતભદ્ર ને સિદ્ધસેનની કૃતિઓ જૈન ધર્મના પ્રાચીન સાહિત્યમાં ઘણું મહત્ત્વનું સ્થાન ધરાવે છે. ત્રીજો ઉલ્લેખ દેવનંદીનો છે, જેમને ઐન્દ્ર, ચાન્દ્ર, સૌર, જૈનેન્દ્ર ને વ્યાડિ પદ્ધતિના વ્યાકરણમાં પારગત કહેવામાં આવ્યા છે.[૧૭૩] દેવનંદી જૈનેન્દ્ર વ્યાકરણના કર્તા ગણાય છે, જે જૈનોનું સહુથી પ્રાચીન સંસ્કૃત વ્યાકરણ જણાય છે. દેવનંદી પછી વજ્રસૂરિનું નામ આવે છે, જે દેવનંદીના શિષ્ય વજ્રનંદી હોવા સંભવે છે. એ પછી સુલોચના નામે કથાના કર્તા મહાસેનનો ને પદ્મપુરાણના કર્તા રવિષેણનો ઉલ્લેખ આવે છે. પછી

૧૭૧ શ્લોક ૨૨–૩૩

૧૭૨ जिनाश्चतुर्विंशतिरत्र कीर्तिता. सुकीर्तयो द्वादश चक्रवर्तिनः।
नवत्रिधा सीरिहरिप्रतिद्विषस्त्रिषष्टिरित्थं पुरुषाः पुराणगा ॥
(૬૬,૩૭)

૧૭૩ સર્ગ ૧, શ્લોક ૩૧

વરાગચરિતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જે જટાનન્દનદીએ રચેલું છે.[૧૭૪] પછી શાન્તસૂરિનો ઉલ્લેખ આવે છે, જેની કૃતિ ઉત્પ્રેક્ષા ને વક્રોક્તિથી ભરપૂર હતી.[૧૭૫] એ પછી વિશેષનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જે ગદ્યપદ્યમાં વિશિષ્ટ ગણાતો, પણ જે હાલ ઉપલબ્ધ નથી.[૧૭૬] પછી કુમારસેનનો ઉલ્લેખ આવે છે, જેના શિષ્ય પ્રભાચન્દ્રે ચન્દ્રોદય રચેલું છે. પછી વીરસેન નામે આચાર્યનો ઉલ્લેખ આવે છે, જેમને કવિચક્રવર્તી કહેવામાં આવ્યા છે. વીરસેન પછી જિનસેનનું નામ આવે છે, જેની સાથે પાર્શ્વનાથના ગુણકીર્તનને લગતા કાવ્યનો નિર્દેશ કરવામાં આવ્યો છે. આમાં સ્પષ્ટતઃ आदिपुराणના કર્તા જિનસેન સ્વામીએ રચેલું पार्श्वाभ्युदय ઉદ્દિષ્ટ છે. આ અનુસાર અહીં જણાવેલા વીરસેન એ જિનસેન સ્વામીના ગુરુ વીરસેન સ્વામી છે, જે સિદ્ધાન્ત, છન્દ, જ્યોતિષ, વ્યાકરણ ને પ્રમાણશાસ્ત્રમાં નિપુણ હતા.[૧૭૭] વીરસેનરચિત ધવલા, વીરસેન ને જિનસેને લખેલી जयधवला અને જિનસેન ને ગુણભદ્રે રચેલું आदिपुराण એ હરિવંશ પુરાણ રચાયા પછી લખાયાં છે[૧૭૮] ને આથી એમાં જિનસેનના નામની સાથે पार्श्वाभ्युदयની જેમ એમના સુપ્રસિદ્ધ आदिपुराणનો ઉલ્લેખ આવતો નથી. આ ગ્રંથો ને ગ્રંથકારોના ઉલ્લેખ પરથી મૈત્રકકાલના અંતના અરસામાં જૈન સાહિત્યમાં પુરાણકથાગ્રંથોને લગતાં પદ્મપુરાણ, હરિવંશપુરાણ ને આદિપુરાણ જેવાં પુરાણ-કાવ્યોની રચનાપ્રવૃત્તિ ઘણી

૧૭૪ શ્લોક ૩૫. અહીં કર્તાનું નામ આપવામાં આવ્યું નથી.
૧૭૫ શ્લોક ૩૬. અહીં કૃતિનું નામ સ્પષ્ટ જણાતું નથી.
૧૭૬ એના કર્તાનું નામ પણ ઉપલબ્ધ નથી વાદિરાજસૂરિ એના કર્તાનો વિશેષવાદી તરીકે ઉલ્લેખ કરે છે (पार्श्वनाथचरित, ૧, ૨૯).
૧૭૭ નાથૂરામ પ્રેમી, जैन साहित्य और इतिहास, પૃ. ૫૦૨.
૧૭૮ આ કૃતિઓના સમય માટે જુઓ સદર પૃ. ૫૦૩-૧૨.

પ્રચલિત થઈ જણાય છે.૧૭૯ હરિવંશ પુરાણમાં કુલ લગભગ નવ હજાર જેટલા શ્લોક છે. એમાં કથાવસ્તુ યોજનાપુરઃસર ગૂંથવામાં આવ્યું છે. કથાનો ઉપોદ્ઘાત મહાવીર સ્વામીના ચરિતથી થાય છે ને એનો ઉપસંહાર એમની શિષ્યપરંપરાથી થાય છે. હરિવંશના વિષયનો પ્રસ્તાવ એ વંશના જિતશત્રુની કૈવલ્યપ્રાપ્તિના વર્તમાન પ્રસંગ પરથી શરૂ કરવામાં આવ્યો છે અને એનું વસ્તુ શ્રેણિક ને ગૌતમની પ્રશ્નોત્તરીરૂપે નિરૂપવામાં આવ્યુ છે. આરંભમાં ઋષભદેવનું ચરિત આપવામાં આવ્યું છે ને હરિના કુલને બાહુબલીના વંશ સાથે સાંકળવામાં આવ્યું છે. હરિવંશના નિરૂપણમાં વસુદેવ ને અરિષ્ટનેમિના ચરિત ઉપરાંત કૃષ્ણ ને પાંડવોના ચરિતનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. વળી પુરાણની ઢબે સમસ્ત લોક ને સમગ્ર કાલનું વર્ણન કરવામાં આવ્યું છે. કેટલીક કથાઓમાં પૂર્વભવના પ્રસંગ આપવામાં આવ્યા છે; કર્મફલ ને સ્વમદર્શનની માન્યતા ઘણી કથાઓમાં દેખા દે છે. જૈનધર્મ ને વેદધર્મ તરફના રાગદ્વેષ પણ કેટલીક વાર નજરે પડે છે. જૈનધર્મનાં તત્ત્વોનો ઉપદેશ કેટલાક સર્ગોમાં સ્વાભાવિક રીતે ઉમેરવામાં આવે છે. વીરનિર્વાણનો સમય શક સંવત પૂર્વે ૬૦૫(ઈ. પૂ. ૫૨૭)નો માનવામાં આવ્યો છે. શૈશવ, તપ, વિહાર, નગર, દિગ્વિજય, વસંત, યૌવન, સંગીત, સ્વયંવર, સંગ્રામ, અપહરણ ઇત્યાદિ વિવિધ વર્ણનીય વિષયોનું વર્ણન ક્યારેક નજરે પડે છે, પરંતુ મહાકાવ્યોના ધોરણે એનું પ્રમાણ ઘણું ઓછું જણાય છે. પાંડવોની કથામાં દ્રૌપદી એકલા અર્જુનની પત્ની હોવાનું પ્રતિપાદિત કરીને એના પર થયેલા અનેકપતિત્વના દોષારોપણને વખોડવામાં આવ્યું છે. ભારતયુદ્ધમાં જરાસંધવધનો પ્રસંગ મૂકવામાં આવ્યો છે ને એ યુદ્ધને અંતે

૧૭૯ રવિષેણ કૃત પદ્મચરિતની રચના વી.સં. ૧૨૦૪ (વિ.સં.૭૩૪)માં થઈ હતી. જિનસેન સ્વામીનું આદિપુરાણ શક સંવત ૭૬૦-૬૫(વિ. સં. ૮૯૫-૯૦૦)ના અરસામાં રચાયું જણાય છે. (જુઓ નાથૂરામ પ્રેમી, સદર, પૃ.૫૧૨.)

વાસુદેવનું શાસન સ્થપાતાં દુર્યોધન, દ્રોણ, કર્ણ, દુઃશાસન વગેરેએ જૈનદીક્ષા લીધાનું જણાવવામાં આવ્યું છે. કૃષ્ણે તીર્થંકરના ઉપદેશથી જૈનધર્મની અસર ઝીલી દ્વારિકાનો નાશ થતાં દક્ષિણ મથુરા તરફ પ્રયાણ કર્યું ને ત્યાં એ જરત્કુમારના શરથી વિંધાતાં નેમિનાથનું સ્મરણ કરી મૃત્યુ પામ્યા, પાંડવોએ વિરક્ત બની જિનની ઉપાસના કરતાં શત્રુંજય પર દેહત્યાગ કર્યો અને બલરામે પણ જૈનધર્મની દીક્ષા લઈ સ્વર્ગારોહણ કર્યું એવા ફેરફાર જૈન પુરાણોની પ્રચલિત રચના છે. આ લાંબા પુરાણકાવ્યના પંચાણાંશ સર્ગ બૃહત્કાવ્યોમાં પ્રચલિત એવા અનુષ્ટુપ છંદમાં લખાયા છે. બાકીના સર્ગોમાં દ્રુતવિલંબિત, વંશસ્થ, વસંતતિલક, ઉપેન્દ્રવજ્રા, માલિની, વંશસ્થ, પૃથ્વી ને નર્દટક વૃત્ત વપરાયા છે. સર્ગને અંતે મોટે ભાગે શાર્દૂલવિક્રીડિત, સ્રગ્ધરા, મંદાક્રાન્તા, વસંતતિલક, પૃથ્વી, દ્રુતવિલંબિત ઇત્યાદિ જુદાજુદા છંદોનો પ્રયોગ જોવામાં આવે છે. ચોત્રીસમા સર્ગમાં તો અનુષ્ટુપ ઉપરાંત ઇંદ્રવજ્રા, શાર્દૂલવિક્રીડિત, સ્રગ્ધરા, હરિણી, રથોદ્ધતા, આર્યા ઇત્યાદિ અનેક છંદોનું વૈવિધ્ય દર્શાવવામાં આવ્યું છે. હરિવંશ પુરાણ આમ મૈત્રકકાલીન જૈન પુરાણકાવ્ય તરીકે અનેક રીતે પઠનીય છે.

૨૫૬. જૈન સાહિત્યમાં શત્રુંજયમાહાત્મ્યનું જે પુરાણકાવ્ય છે તે વલભીમાં 'રાજા શિલાદિત્યના આગ્રહથી' ધનેશ્વરસૂરિએ રચ્યું હતું એવો ઉલ્લેખ એમાં આવે છે.[૧૮૦] વળી એમાં રાજા-

ઇતર સાહિત્ય ઓતે બૌદ્ધ ધર્મનો બોધ આપી પોતાનું વર્ચસ સ્થાપનાર બૌદ્ધ લોકોનો પરાભવ કરી ધનેશ્વરસૂરિએ રાજા

---

૧૮૦ शत्रुंजयोद्धारकर्तुरष्टादशनृपेशितुः।
वलभ्यां श्रीसुराष्ट्रेशशिलादित्यस्य चाग्रहात्॥ (१,१४)
सूरिः सौगतशेमुषीं विमुष्णयन् श्रीचन्द्रगच्छाम्बुधे
चन्द्रोऽतन्द्रगुणो धनेश्वर इति श्रीसिद्धभूमीभृत.।

શિલાદિત્યનો અનુરાગ જૈનધર્મ તરફ વાળ્યાનો ને શિલાદિત્યે બૌદ્ધોએ ઝૂટવી લીધેલા જૈન તીર્થનો ઉદ્ધાર કર્યાનો ઉલ્લેખ આવે છે.[181] આ ઉલ્લેખથી સ્પષ્ટતઃ મૈત્રકવંશનો કોઈ અંતિમ શીલાદિત્ય ઉદ્દિષ્ટ લાગે છે, પરંતુ આ કાવ્યમાં એનો સમય વિક્રમ સંવત ૪૭૭ જણાવવામાં આવ્યો છે.[182] એ તદ્દન અસંભવિત છે, કેમકે એ સમયે તો મૈત્રક સત્તાની સ્થાપના થવાને ય પચાસેક વર્ષની વાર હતી. કાવ્યમાં આ મિતિનું વર્ષ વિક્રમ સંવતનું હોવાનો સ્પષ્ટ નિર્દેશ છે ને એ રાજાને કવિ પોતાનો સમકાલીન કહે છે, એથી આ મિતિમાં બીજો કોઈ

---

माहात्म्य यदुवशभूषणमणेरत्याग्रहादार्हत
स्याकार्षीद् बहुहर्षद नृपशिलादित्यस्य तीर्थोद्धृते ॥ (१५,२४९)
श्रीश्रीमान् यदुवशभूषणमणी राजा शिलादित्य इ-
त्याख्य ख्यातयशा जिनार्चनरत शत्रुञ्जयाद्रीशितु ।
माहात्म्य स धनेश्वर गुरुवर नत्वोपरोध्य स्वय
ग्रन्थे कारयति स्म यत्तदस्त्वहरह सङ्घस्य सर्वेष्टदम्॥ (१५,२५१)

१८१ क्रियत्यपि गते काले ततो विद्याबलादलम्।
बौद्धा सम्बोध्य भूपालान् दुर्जया परवादिभि ॥
---शासनान्यन्यान्यात्मधर्मे जगत्यपि।
स्थापयन्तो ग्रसिष्यन्ति तीर्थानि सकलान्यपि॥
इतश्च लब्धिसम्पन्न सर्वदेवमयो गुरु ।
शशिगच्छाम्बुधिशशी सूरिर्भावी धनेश्वर ॥
सोऽनेकतपसा पुण्यो वलभीपुरनायकम्।
शिलादित्य जिनमते बोधयिष्यति पावने॥
निर्वास्य मण्डलाद् बौद्धान् शिलादित्येन सूरिराट्।
कारयिष्यति तीर्थेषु शान्तिक चैत्यसञ्चयम्॥ (१५,१८२ ८६)

१८२ सप्तसप्ततिमब्दानामतिक्रम्य चतु शतीम्।
विक्रमार्काच्छिलादित्यो भविता धर्मवृद्धिकृत्॥ (१५,१८७)

અર્થતારણનો અવકાશ રહેલો નથી. આથી કાવ્યમાં અસંભવિત મિતિ આપવામાં આવી છે એ નિશ્ચિત હોઈ કાવ્યનો એ રચનાકાલ સંદિગ્ધ ઠરે છે. વળી વલભીના શીલાદિત્યનો સમકાલીન કવિ એના નામની શીલાદિત્યને બદલે શિલાદિત્ય એવી અશુદ્ધ જોડણી કર્યા કરે એ પણ અસંભવિત છે. આ બંને કારણોને લઈને શત્રુંજય માહાત્મ્ય વસ્તુતઃ મૈત્રકકાલના અંત પછી લાંબા વખતે લખાયું લાગે છે. આ ઉપરાંત વિવિધતીર્થકલ્પના કર્તા જિનપ્રભસૂરિએ રચેલા શત્રુંજયતીર્થકલ્પમાં શત્રુંજયતીર્થના ઉદ્ધારના છેક વિ. સં. ૧૩૭૧ સુધીના પ્રસંગ ગણાવવામાં આવ્યા છે એમાં રાજા શિલાદિત્યનો લેશમાત્ર ઉલ્લેખ આવતો નથી; જૈન ધર્મના ઇતિહાસમાં ધનેશ્વરસૂરિનો યે કોઈ પ્રાચીન પુસ્તકોમાં ઉલ્લેખ આવતો નથી.[૧૮૩] શત્રુંજય માહાત્મ્ય વિ. સં. ૧૩૭૧ પછી રચાયું હોવાનું પ્રમાણ તો એની અંદરથી જ મળી આવે છે, કેમકે એમાં કુમારપાલ, બાહડ, વસ્તુપાલ ને સમર આદિ અનુકાલીન ઉદ્ધારકોનો યે ઉલ્લેખ કરવામાં આવ્યો છે.[૧૮૪] આ બધા મુદ્દાઓ પરથી એવું ફલિત થાય છે કે શત્રુંજય માહાત્મ્ય વસ્તુતઃ વિ. સં. ૧૩૭૧ પછી રચાયું હતું, પરંતુ એમાં એ વલભીના રાજા શીલાદિત્યના સમય

૧૮૩ પ્રબન્ધચિન્તામણિ(સં. ૧૩૬૧)માં છૂટક પ્રકીર્ણ પ્રબન્ધોમાં આપેલા મલ્લવાદિપ્રબન્ધમાં મલ્લવાદીના વિજય અગાઉ બૌદ્ધો શત્રુંજય પરના યુગાદિદેવને બુદ્ધરૂપે પૂજતા હતા ને શિલાદિત્યે જૈનમુનિના સંસર્ગથી જૈનધર્મ અંગીકાર કરી શત્રુંજયતીર્થનો અપાર મહિમા જાણી એનો જીર્ણોદ્ધાર કરાવ્યો એવો ઉલ્લેખ આવે છે, જ્યારે જિનપ્રભે સં. ૧૩૮૫માં રચેલા શત્રુંજયતીર્થકલ્પમાં શિલાદિત્યનો લેશમાત્ર નિર્દેશ આવતો નથી. વળી પ્રબંધચિંતામણિમાં શિલાદિત્યને શત્રુંજયનો મહિમા કહેનાર જૈનમુનિનું નામ આપવામાં આવ્યું નથી, પણ એના ઉત્તરાર્ધ પરથી એ મલ્લવાદી જ હોવા જોઈએ એવો ભાસ થાય છે.

૧૮૪　ततः कुमारपालस्तु बाहडो वस्तुपालकः।
　　समराद्या भविष्यन्ति शासनेऽस्मिन् प्रभावकाः॥ (૧૫,૮૮)

જેટના પ્રાચીન મળમા ન્યાયુ હોવો દેખાવ કરવામા આવે છે એવી રીતે નયચક્રના કર્તા મલ્લવાદીના ચરિતને પ્રબન્ધચિંતામણિ, પ્રબન્ધકોશ ઇત્યાદિ ગ્રન્થોમા વલભીના રાજા શિલાદિત્ય સાથે સાંકળવામા આવ્યુ છે એ પણ શકાસ્પદ છે[185] પ્રભાવકચરિતમા વલભીનો ભગ વીર સંવત ૮૪૫(વિ સ ૩૭૫)મા ને મલ્લવાદીનો વાદવિજય વીર સંવત ૮૮૪(વિ સ ૪૧૪)મા થયો ગણાવ્યો છે[186] પ્રબન્ધચિંતામણિ ને પ્રબન્ધકોશમા મલ્લવાદીને રાજા શિલાદિત્યનો ભાણેજ કહ્યો છે જ્યારે પ્રભાવકચરિતમા એને ભૃગુકચ્છના જિનાનંદ સૂરિની વલભીમા વસતી દુર્લભદેવી નામે બહેનનો દીકરો કહેવામા આવ્યો છે આમાની પહેલી પ્રણાલિ એમા આપેલી રાજા શિલાદિત્યની કપોલકલ્પિત ઉત્પત્તિ પરથી આપોઆપ અસંદેહ કરે છે પ્રબન્ધકોશમા વળી મલ્લવાદી વલભીનો ભગ થવાનુ અગાઉથી જાણી લઈને ત્યાંથી પંચાસર ચાલ્યા ગયા ને પછી સ્તમ્ભનકતીર્થના સંઘના ચિન્તાયક બન્યા એવો ઉલ્લેખ આવે છે[187] આમ પ્રભાવકચરિતની જેમ પ્રબન્ધ

---

૧૮૫ જુઓ પ્રબન્ધચિન્તામણિમા આપેલો મલ્લવાદિપ્રબન્ધ (પૃ ૧૦૬ ૦૭) તથા પ્રબન્ધકોશમા આપેલુ મલ્લવાદિચરિત્ર (પૃ ૨૧ ૨૩) પરંતુ એ અગાઉ રચાયેલા પ્રભાવકચરિતમા આપેલા મલ્લવાદિપ્રબન્ધમા વલભીપતિ શિલાદિત્યનો કંઈ ઉલ્લેખ આવતો નથી

૧૮૬ श्रीवर्धमानसंवत्सरतो वत्सरशताष्टकेऽतिगते।
पञ्चाधिकचत्वारिंशताधिके समजनि वल्भ्या ॥
भङ्गस्तुरुष्कविहितस्तस्मात्ते भृगुपुरं विनाशयितुम्।
आगच्छन्तो देव्या निवारिता श्रीसुदर्शनया॥
श्रीवीरवत्सरादथ शताष्टके चतुरशीतिसंयुक्ते।
जिग्ये स मल्लवादी बौद्धांस्तद्व्यन्तरांश्चापि॥
(विजयसिंहसूरिप्रबन्ध, श्लोक ८१–८३)

૧૮૭ एतच्च प्रथम ज्ञात्वा मल्लवादी महामुनि ।

કોશ પણ મલ્લવાદી વલભીભંગના સમકાલીન હોવાનું જણાવે છે. ને પ્રબન્ધકોશ તેમજ પ્રબન્ધચિન્તામણિ વલભીભંગનો સમય વિ. સં. ૩૭૫ આપે છે. પરંતુ વલભીનો ભંગ વસ્તુતઃ વી. સં. ૮૪૫ (વિ. સં. ૩૭૫)-માં નહિ, પણ વિ. સં. ૮૪૫માં થયો હતો.[૧૮૮] આથી એ અનુસાર મલ્લવાદીનો સમય પણ વી. સં. ૮૮૪ને બદલે વિ. સં. ૮૮૪નો હોવા સંભવે. પરંતુ મલ્લવાદીના ગ્રન્થનો અભ્યાસ કરતાં એ ગ્રન્થકાર જિન-ભદ્રગણિ (વિ. સં. ૬૪૫) પહેલાં થયા હોવાની પ્રતીતિ થાય છે.[૧૮૯] વળી એ ગ્રન્થ પર વૃત્તિ લખનાર સિંહ ક્ષમાશ્રમણ પણ સાતમી સદીમાં થયા જણાય છે.[૧૯૦] આથી મલ્લવાદીના સમય માટે આપેલી વીર સંવત ૮૮૪ની મિતિ અસંદિગ્ધ ઠરે છે. આ સમયે નાગાર્જુને કરેલી વાલભી વાચના (લગભગ વી. સં. ૮૨૭–૮૪૦) તૈયાર થઈ ચૂકી હતી ને એને માથુરી વાચના સાથે સરખાવીને બંને વાચનાની સંકલિત પ્રત તૈયાર કરવાની દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ(વી. સં. ૯૮૦ કે ૯૯૩)ની પ્રવૃત્તિને લગભગ એક શતકની વાર હતી. મૈત્રક રાજ્યની સ્થાપના તો વળી ત્યાર પછી થઈ. આથી મલ્લવાદીના સમયમાં ખરી રીતે વલભીની રાજસત્તાનો ભંગ તો શું ઉદય પણ થયો નહોતો, તો એમને વલભીભંગ સાથે કેવી રીતે સાંકળી દેવામાં દેવામાં આવ્યા હશે? મને લાગે છે મલ્લવાદી વલભીના વતની હતા ને વલભીમાં જૈન તેમજ જૈનેતર ન્યાયમાં પારગત થયા હતા એ પ્રણાલિ ખરી

---

सहित. परिवारेण पञ्चासरपुरीमगात्॥ ६८
नागेन्द्रगच्छसत्केषु धर्मस्थानेष्वभूत्प्रभु ।
श्रीस्तम्भनकतीर्थेऽपि सङ्घस्तस्येशतामधात् ॥ ६९

૧૮૮ જુઓ § ૧૦૯.

૧૮૯ ગો. હ. ભટ્ટ, द्वादशारनयचक्र, આમુખ, પૃ. ૫–૬

૧૯૦ સદર, પૃ. ૭. સિંહસૂરિ જિનભદ્રગણિના વિશેષાવશ્યકભાષ્યની ત્ર ટાંકે છે, પરંતુ ધર્મકીર્તિ(ઈ. સ. ૬૫૦–૭૦૦)નો ઉલ્લેખ કરતો નથી.

હશે ને ૧૩મી-૧૪મી સદીમા એમને એમના વલભી સાથેના સંબંધ-ને લઈને વલભીના નામ સાથે ગાઢ સંકળાયેલા શીલાદિત્ય રાજાના સમકાલીન માની લેવામાં આવ્યા લાગે છે, જ્યારે શીલાદિત્યના સમય-ની તો શું વંશની યે ખરી માહિતી જળવાઈ રહી નહોતી, એટલું જ નહિ, એના નામના અર્થની કે એની જોડણીની યે ખરી સ્મૃતિ રહી નહોતી. આ રીતે મલ્લવાદી મૈત્રકકાલના (અને ગુપ્તકાલના ય) આરંભ પહેલાં થઈ ગયા હોવાનું ફલિત થાય છે. મલ્લવાદીએ सम्मति-प्रकरण પર વૃત્તિ[૧૯૧] લખી, विधिनियमभङ्ग० એ આર્યાના વિવરણરૂપે વિધિભંગ, વિધિનિયમભંગ ને નિયમભંગને લગતા બાર આરાવાળા नयचक्रનો ગ્રન્થ તૈયાર કર્યો ને એ ઉપરાંત पद्मचरित નામે મોટું કાવ્ય પણ રચ્યું.[૧૯૨] આમા પરવાદનું ખંડન કરી નયવાદ ને સ્યાદ્વાદનું સમર્થન કરનાર द्वादशारनयचक्र મલ્લવાદીની સહુથી સુપ્રસિદ્ધ કૃતિ છે. આ કૃતિ સ્વતંત્ર રૂપે લુપ્ત થઈ ગઈ છે,[૧૯૩] પરંતુ એનો પાઠ સિંહ-ક્ષમાશ્રમણકૃત વૃત્તિની અંદર જળવાઈ રહ્યો છે, પણ पद्मचरित બિલ-કુલ ઉપલબ્ધ નથી. આ મલ્લવાદીને અજિયતશા ને યક્ષ નામે બે ભાઈ હતા અને જિનયશાએ અલ્લ રાજાની સભામાં પ્રમાણ ગ્રન્થ તેમજ શબ્દશાસ્ત્રમાં विश्रान्तविद्याधरवह નામે ગ્રંથ પર ન્યાસ રચ્યો અને યક્ષે निमित्त નામે સંહિતા રચી એવો ઉલ્લેખ પ્રભાવકચરિતમાં આવે છે,[૧૯૪] પરંતુ આ બે લેખક વલભીના આ પ્રાચીન મલ્લવાદીના

૧૯૧ સદર, પ્રસ્તાવના, પૃ. ૨૫-૨૭

૧૯૨ જુઓ પ્રભાવકચરિતના मल्लवादिचरितમાં

श्रीपद्मचरितं नाम रामायणमुदाहरत्।
चतुर्विंशतिरेतस्य सहस्रा ग्रन्थमानतः॥ ७०

મલ્લવાદીના नयचक्र ને पद्मचरित ગ્રન્થ બુદ્ધાનંદે અપ્રાપ્ય કર્યા છે એવો ઉલ્લેખ પ્રભાવકચરિતમાં આવે છે (સદર, શ્લોક ૭૨-૭૩).

૧૯૪ સદર, શ્લોક ૩૭-૩૯

નહિ, પણ બૌદ્ધ આચાર્ય ધર્મકીર્તિકૃત ન્યાયબિન્દુ (લગભગ ઈ. સ. ૬૫૦–૭૦૦) પરની ધર્મોત્તરકૃત ટીકા પર ટિપ્પણ લખનાર બીજા અનુકાલીન મલ્લવાદીના[૧૯૫] ભાઈ હોવાનું જણાય છે.[૧૯૬] આ અનુસાર એમના ગ્રંથ મૈત્રકકાલના અસ્ત પછી લાંબા સમયે લખાયા લાગે છે. આમ મૈત્રકકાલ સાથે સંકળાયેલી અનેક જૈન કૃતિઓ વસ્તુતઃ મૈત્રકકાલમાં રચાઈ નથી. મૈત્રકકાલ દરમિયાન તો જૈન સાહિત્યમાં જિનસેનસૂરિકૃત હરિવંશપુરાણ ઉપરાંત જિનભદ્રગણિ ક્ષમાશ્રમણના વિશેષાવશ્યકભાષ્ય આદિ ગ્રન્થોની ને જિનદાસગણિ મહત્તરની ચૂર્ણિઓની રચના થઈ હતી. ને આ બંને સૂરિઓનું સાહિત્ય પશ્ચિમ ભારતમાં રચાયું જણાય છે. આમાં વિશેષાવશ્યકભાષ્ય શક સં. ૫૩૧(વિ. સં. ૬૬૫)માં વલભીમાં શાંતિનાથના દેરાસરમાં લખાયું લાગે છે.[૧૯૭]

---

૧૯૫ ધર્મોત્તર(૯મી સદી)ની ન્યાયબિન્દુટીકા પર ટિપ્પની લખનાર મલ્લવાદી ને જિનભદ્રગણિ (લગભગ ઈ. સ. ૬૦૦) પહેલાં થયેલા મલ્લવાદી એક હોઈ શકે નહિ એ નિર્વિવાદ છે (ગો. હ. ભટ્ટ, દ્વાદશારનયચક્ર, આમુખ, પૃ ૬–૭)

૧૯૬ આથી આ અલ્લ રાજા દક્ષિણ ગુજરાતનો સેંદ્રક રાજા અલ્લશક્તિ (ઈ. સ. ૬૫૫) હોવા સંભવે નહિ.

પરંતુ જિનદાસગણિની લેખનપ્રવૃત્તિને ગુજરાત સાથે સાંકળવાને પૂરતું પ્રમાણ ઉપલબ્ધ નથી. એવી રીતે મૈત્રકકાલના આરંભના અરસામાં સંઘદાસગણિ વાચકે રચેલો वसुदेवहिंडी નામે પ્રાકૃત કથાગ્રન્થ પણ કયાં રચાયો હતો એ નક્કી કરવું મુશ્કેલ છે. જૈન સાહિત્યની જેમ બૌદ્ધ સાહિત્યનું કેટલુંક સાહિત્ય પણ મૈત્રકકાલ સાથે ખોટી રીતે સંકળાયેલું જણાય છે. યુઅન શુઆંગની નોંધમાં આચાર્ય સ્થિરમતિ ને ગુણમતિએ પોતાની પ્રસિદ્ધ કૃતિઓ વલભી નજીકના વિહારમાં રચી હોવાનો ઉલ્લેખ આવે છે ને વલભીના દાનશાસનોમાં આચાર્ય સ્થિરમતિના વિહારને દુદ્દાવિહારમંડલની અંતર્ગત જણાવ્યો છે એ પરથી એ બે બૌદ્ધ આચાર્યો મૈત્રકકાલીન હોવાનો ભાસ થાય છે. પરંતુ સ્થિરમતિના પુસ્તકનો ચીની અનુવાદ ઈ. સ. ૩૯૭-૪૩૯ દરમિયાન થયો હતો[૧૯૮] અને સ્થિરમતિ ને ગુણમતિના ગુરુ અસંગ ને વસુબંધુ પણ ઈ. સ. ૪૦૦ પહેલાં થયા જણાય છે[૧૯૯] એ બે હકીકત પરથી સ્થિરમતિ-ગુણમતિ મૈત્રકકાલના આરંભ પહેલાં થઈ ગયા હોવાનું ફલિત થાય છે. આમ મૈત્રકકાલનાં ગણાતાં અનેક પુસ્તક વસ્તુતઃ મૈત્રકકાલના આરંભ અગાઉ કે એના અંત પછી રચાયાં જણાય છે ને બાકીના જે પુસ્તક એ કાલ દરમિયાન લખાયાં

---

નથી એ પરથી આ મિતિ રચનાની ન હોવાની શંકા ઉપસ્થિત થાય છે. પરંતુ એ મિતિ આ પ્રત લખાયાની હોવા સંભવતી નથી, કેમકે એ પ્રતની લિપિનો મરોડ સ્પષ્ટતઃ મૈત્રકકાલના અસ્ત પછીનો છે. મિતિમાં જણાવેલાં તિથિ વાર ને નક્ષત્રનો મેળ મળી રહે છે. પટ્ટાવલીઓમાં જિનભદ્રગણિના સ્વર્ગવાસની મિતિ વીર સંવત ૧૧૧૫ (વિ.સં. ૬૪૫) કે ૧૧૨૦ (વિ.સં. ૬૫૦)માં આપવામાં આવી છે. ગાથામાં જણાવેલી મિતિ આ મિતિઓની એકદમ નજીક હોઈને જિનભદ્રગણિનું ભાષ્ય એની રચના પછી તરત જ વલભીમાં લોકપ્રિય થયું હતું એ નિઃશંક છે.

૧૯૮ તકાકુસુ, ઇત્સિંગ, પૃ. ૨૨૬

૧૯૯ ઇલિયટ, હિન્દુઇઝમ ઍન્ડ બુદ્ધિઝમ, પુ. ૨, પૃ. ૮૭

હતાં તેમાંનાં ઘણાં ઓછાં પુસ્તકોને ગુજરાતની સ્થળમર્યાદા સાથે સપ્રમાણ સાંકળી શકાય છે.

**કાવ્યશાસ્ત્ર**

૨૫૭. સાહિત્યસર્જનની સાથે સાહિત્યવિદ્યાનો યે વિકાસ થતો જતો હતો. શબ્દવિદ્યા (વ્યાકરણ), અભિધાનકોશ, છન્દ ને અલંકાર એ કાવ્યવિદ્યા–કાવ્યશાસ્ત્રના મુખ્ય વિષય ગણાતા.૨૦૦ એમાં શબ્દવિદ્યાના એ કાલના પ્રચલિત ગ્રન્થોનો ઉલ્લેખ ઉપર શિક્ષણનાં વિષયમાં આવી ગયો છે. એ સર્વ ગ્રન્થ પાણિનિતંત્રના છે. ધ્રુવસેન બાલાદિત્યની પ્રશસ્તિમાં પણ પાણિનીય તંત્રનો ઉલ્લેખ આવે છે.૨૦૧ આ પરથી એ કાલના ગુજરાતમાં સંસ્કૃત વ્યાકરણમાં પાણિનિતંત્ર પ્રચલિત હોવાનું જણાય છે. ભટ્ટિ-કાવ્ય પરની ટીકાઓમાં કેટલાક ટીકાકાર કાતન્ત્ર–કલાપ, સંક્ષિપ્તસાર ને મુગ્ધબોધનાં તંત્ર અનુસરે છે, પરંતુ ભટ્ટિ પોતે મોટે ભાગે પાણિ-નીય તંત્રને જ અનુસરતો જણાય છે. વ્યાકરણના શિક્ષણમાં કથાવસ્તુની અંદર ઉદાહરણ ગૂંથનાર ભટ્ટિના મહાકાવ્યનો ફાળો નોંધપાત્ર છે. અભિધાનકોશના સાહિત્યમાં એ સમયે કયા ગ્રંથ પ્રચલિત હશે ને એમાં ગુજરાતે શો ફાળો આપ્યો હશે એ નક્કી કરવું મુશ્કેલ છે. છન્દ-શાસ્ત્રના વિષયમાં પણ મૈત્રકકાલીન ગુજરાતની કોઈ કૃતિનો વિશિષ્ટ નિર્દેશ ઉપલબ્ધ નથી. ભટ્ટિકાવ્ય ને હરિવંશપુરાણમાંના છંદપ્રયોગો પરથી અનુમાન કરવામાં આવે, તો એ સમયે સહુથી વધુ પ્રચાર અનુષ્ટુપ છંદનો જણાય છે. સમવૃત્તોમાં ઇન્દ્રવજ્રા, ઉપેન્દ્રવજ્રા, ઉપજાતિ, રથોદ્ધતા, વંશસ્થ, દ્રુતવિલંબિત, વસંતતિલક ને માલિની જેવાં ટૂંકાં વૃત્તોનો ઉપયોગ વિશેષ પ્રમાણમાં નજરે પડે છે. લાંબા વૃત્તોમાં પૃથ્વી,

---

૨૦૦ नामधातुपारायणे' अभिधानकोशच्छन्दोविचितिरलङ्कारतन्त्रं च काव्यविद्या । (રાજશેખર, काव्यमीमांसा, અ० ૧૦)

૨૦૧ જુઓ પ્રકરણ ૫, પાદટીપ ૧૫૮.

નર્દટક, હરિણી, શાર્દૂલવિક્રીડિત ને સ્રગ્ધરાનો વિશેષ પ્રયોગ થયો છે. આ ઉપરાંત ક્યારેક તનુમધ્યા, દોધક, શાલિની, પ્રતિમાક્ષરા, તોટક, પ્રહર્ષિણી, રુચિરા, પ્રહરણકલિકા, મદાક્રાન્તા, શિખરિણી, નન્દન, અશ્વલલિત, અપરવક્ત્ર ને પુષ્પિતાગ્રા જેવા બીજા અનેક અક્ષરમેળ છંદ દેખા દે છે. માત્રામેળ છંદોમાં આર્યા, ગીતિ, ઉદ્ગીતિ ને આર્યાગીતિનો પ્રયોગ નજરે પડે છે. અલંકારશાસ્ત્રને લગતું મૈત્રકકાલીન ગુજરાતનું કોઈ વિશિષ્ટ પુસ્તક ઉપલબ્ધ નથી, પરંતુ ભટ્ટિકાવ્યનો દસમો સર્ગ અલંકારશાસ્ત્રની દૃષ્ટિએ રચાયો હોઈ એના શ્લોકોમાં આપેલા ઉદાહરણો પરથી ભટ્ટિના સમયના અલંકારશાસ્ત્રની વ્યવસ્થિત રૂપરેખા જાણવા મળે છે. એમાં શબ્દાલંકારના બે ને અર્થાલંકારના છત્રીસ પ્રકાર આપવામાં આવ્યા છે. શબ્દાલંકારોમાં અનુપ્રાસના પેટાપ્રકાર પાડવામાં આવ્યા નથી, જ્યારે યમકના વીસ પ્રકાર દર્શાવવામાં આવ્યા છે. અર્થાલંકારોના પ્રકાર આ પ્રમાણે આપવામાં આવ્યા છેઃ દીપક, રૂપક, ઉપમા, અર્થાન્તરન્યાસ, આક્ષેપ, વ્યતિરેક, વિભાવના, સમાસોક્તિ, અતિશયોક્તિ, યથાસંખ્ય, ઉત્પ્રેક્ષા, વાર્તા, પ્રેયસ્, રસવત્, ઊર્જસ્વી, પર્યાયોક્તિ, સમાહિત, ઉદાર, શ્લિષ્ટ, અપહ્નુતિ, વિશેષોક્તિ, વ્યાજસ્તુતિ, ઉપમારૂપક, તુલ્યયોગિતા, નિદર્શન, વિરોધ, ઉપમેયોપમા, સહોક્તિ, પરિવૃત્તિ, સસંદેહ, અનન્વય, ઉત્પ્રેક્ષાવયવ, સંસૃષ્ટિ, આશિસ્, હેતુ ને નિપુણ. આમાં દીપકના ત્રણ, રૂપકના ચાર, ઉપમાના ૭, આક્ષેપના બે, ઉદારના બે (કે ત્રણ), ને શ્લિષ્ટના ત્રણ ઉપપ્રકાર ગણવામાં આવ્યા છે. ભટ્ટિએ કરેલી અલંકારોના પ્રકારો ને ઉપપ્રકારોની આ ગણતરીને યાકોબીએ ભામહ ને દંડીએ કરેલી ગણતરી સાથે સરખાવી છે.[૨૦૨] આ સરખામણી પરથી માલૂમ પડે છે કે દંડીની સરખામણીએ ભામહની ગણતરી

૨૦૨ પુરાતત્ત્વ, પુ.૨, પૃ. ૮૧-૯૯

ભટ્ટિની ગણતરી સાથે ઘણું સામ્ય ધરાવે છે ને એ એમાં ભટ્ટિ ભામહ-ના પુરોગામી છે એ જોતાં ભટ્ટિએ આપેલી ગણતરી પ્રાચીન પરંપરા અનુસારની જણાય છે. ભટ્ટિએ ને ભામહે જે પરંપરાનો મુખ્ય આધાર લીધો છે તે પરંપરામાં છેલ્લા ત્રણ અર્થાલંકારોનો સમાવેશ થયો જણાતો નથી. ભટ્ટિ ને ભામહે આશિષ્ને ઉચિત રીતે અંતે ઉમેર્યો છે. ભટ્ટિએ આ ઉપરાંત બીજા બે અલંકારોનો ઉમેરો બીજી કોઈ પરંપરામાંથી કર્યો લાગે છે.[૨૦૩] ભટ્ટિ ને ભામહની સરખામણીએ દંડીએ અલંકારના પ્રકારો ને ઉપપ્રકારોના વર્ગીકરણમાં ઘણા નોંધપાત્ર મતભેદ ૨૪૮ કર્યા છે. ભાવિકત્વ અલંકારની વિશિષ્ટ ચમત્કૃતિ હોવાથી ભટ્ટિએ એનું અલગ નિરૂપણ કર્યું છે ને એ બાબતમાં ભામહ પણ એને અનુસરે છે. ભટ્ટિ કાવ્યદોષોનાં ઉદાહરણ આપતો નથી એ વ્યાવહારિક છે, કેમકે નહિતો એ દોષોનો સમાવેશ એના પોતાના કાવ્યમાં થઈ જાય. કાવ્યના ગુણોમાં ભટ્ટિ માધુર્યનાં ઉદાહરણ આપે છે, પરંતુ પ્રસાદ ને ઓજસ્નાં ઉદાહરણ આપતો નથી. ભટ્ટિકાવ્યના તેરમા સર્ગ પરથી એના સમયમાં કાવ્યની ચમત્કૃતિમાં ભાષા સમનો યે સમાવેશ કરવામાં આવતો હતો એવું માલૂમ પડે છે. આમ ભટ્ટિકાવ્યમાં આપેલાં ઉદાહરણો પરથી મૈત્રકકાલીન કાવ્યશાસ્ત્ર વિશે ઘણી માહિતી મળે છે.

૨૫૮. મૈત્રકકાલીન સાહિત્યના નમૂના એ કાલના દાનશાસનોમાં દેખા દે છે. દાનશાસનોનો મુખ્ય વિષય શાસનલેખનો હોવાથી એમાં લેખકને પોતાની લેખનશૈલી દર્શાવવાનો ઘણો ઓછો અવકાશ મળે છે. છતાં શાસનલેખના ૩૮ શબ્દ-પ્રયોગોમાં યે ઘણી જગ્યાએ લલિત પદરચના નજરે પડે છે, જેમકે सन्दर्निव समाज्ञापयति, अस्तु वस्संविदितं,

**દાનશાસનોની લેખનશૈલી**

૨૦૩ ભટ્ટિએ स्वभावोक्ति ને अप्रस्तुतप्रशंसा એ બે અલંકાર લીધા નથી; ભટ્ટિએ લીધેલા वार्ता ને हेतु ભામહે અલંકાર તરીકે સ્વીકાર્યા નથી.

मातापित्रो: पुण्याप्यायनाय, सोपपातकैः संयुक्तः स्यात्, भगवता वेदव्यासेन व्यासेन ઇત્યાદિ. દાનશાસનોના લગભગ બધા મુદ્દા સામાન્ય રીતે નિયત શબ્દપ્રયોગો અનુસાર રજૂ થયા કરે છે, પરંતુ એમાં દાતા, એના પૂર્વજો ને એના વંશની લાંબી પ્રશસ્તિ કરવામાં આવે છે, જેમાં લેખકને પોતાનું કવિત્વ દર્શાવવાની સુંદર તક મળે છે. મૈત્રક વંશનાં દાનશાસનોના લેખક દાન લેનાર રાજાના વંશની ને પૂર્વજોની પ્રશસ્તિ અગાઉનાં દાનશાસનોમાંથી અક્ષરશઃ ઉતાર્યા કરતા, પરંતુ દરેક નવા રાજાની પ્રશસ્તિ તે તે રાજાના લેખકને હાથે રચાતી. આ પ્રશસ્તિ પણ એનું શરૂઆતનું દાનશાસન ઘડતી વખતે રચાઈ જતી ને પછી એનાં પછીનાં બધાં દાનશાસનોમાં એની જ પુનરુક્તિ થયા કરતી. આથી મૈત્રક વંશનાં દાનશાસનોમાં આપેલી રાજપ્રશસ્તિમાં નવાનવા નક્કર બનાવ નોંધાયા નથી તેમ પ્રશસ્તિપદોના નવાનવા નમૂના રચાયા નથી. છતાં એ વંશના અનેક રાજાઓની જે પ્રશસ્તિઓ રચાઈ છે તેમાં કાવ્યની ઉચ્ચ શૈલી દેખા દે છે. આ સર્વ પ્રશસ્તિઓ સામાન્યતઃ ગદ્યમાં રચાઈ છે ને એ ગદ્ય ઓજઃપ્રધાન ગૌડી રીતિનું છે. આ શૈલી ઉત્કીર્ણ લેખોમાં પડેલવહેલી મહાક્ષત્રપ રુદ્રદામાના ગિરિનગરવાળા શિલાલેખમાં નજરે પડે છે ને વલભીનાં દાનશાસનોમાં છેક ધ્રુવસેન ૧ લાના સમયથી રૂઢ થયેલી જણાય છે. प्रसभप्रणतामित्राणां मैत्रकाणाम् ને अतुलबलसपत्नमण्डलाभोगसंसक्तप्रहारशतलब्धप्रतापः प्रतापोपनतदानमानार्ज्जवोपार्जितानुरागोऽनुरक्तमौलभृतमित्रश्रेणीबलावाप्तराज्यश्रीः એ આરંભિક પદરચનામાં જ યમકાદિ શબ્દાલંકારની તેમજ લાંબા સમાસની વિશિષ્ટ શૈલી દેખા દે છે. અર્થાલંકારોમાં ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા, વિરોધ, વ્યતિરેક, શ્લેષ ઇત્યાદિ અમુક અલંકાર વારંવાર નજરે પડે છે.[२०४] કેટલાક પ્રશસ્તિ-પદોમાં કવિની અદ્ભુત

---

२०४ દા.ત. धर्मराज इव विहितविनयव्यवस्थापद्धतिः, कल्पतरुरिव सुहृत्प्रणयि-

કલ્પના પ્રકટ થયા કરે છે, જેમકે प्रणतप्रभूतपार्थिवकिरीटमाणिक्यमसृणितचरणनखमयूखरञ्जिताशेषदिग्वधूमुखः (જેણે નમેલા બળવાન રાજાઓના મુગટમણિઓથી વિરાજતાં ચરણોના નખોનાં કિરણોથી અશેષ દિગ્વધૂઓનાં મુખ રંજિત કર્યાં હતાં.)[૨૦૫] સમાસ ને અલંકારના અતિ પ્રમાણવાળી આ ગદ્યશૈલી દંડી સુબંધુ ને બાણભટ્ટની ઉચ્ચ ગદ્યશૈલીનું સ્મરણ કરાવે છે. વળી કયારેક આ પ્રશસ્તિઓમાં વ્યક્ત થયેલા ભાવ કાલિદાસની પદ્યકૃતિઓનું ય સ્મરણ કરાવે છે, જેમકે दर्शयिता श्रीसरस्वत्योरेकाधिवासस्य,[૨૦૬] प्रजाहृदयरञ्जनादन्वर्थराजशब्द,[૨૦૭] ને स्थिरसौहृदोऽपि निरसता दोषवताम्[૨૦૮] શીલાદિત્ય ૭ માની પ્રશસ્તિ અપવાદતઃ પદ્યમાં રચવામાં આવી છે.[૨૦૯] એના ચારે ય શ્લોક વસંત-

---

नां यथाभिलषितफलोपभोगदः, सुविशुद्धस्वचरितोदकक्षालितकलिकलङ्कः, रूपकान्तिस्थैर्यगाम्भीर्यबुद्धिसम्पद्भिः स्मरशशाङ्काद्रिराजोदधित्रिदशगुरुधनेशानतिशयानः, पादचारीव सकलभुवनमण्डलाभोगप्रमोदः, सर्वविद्यापरापरविभागाधिगमविमलमतिरपि सर्वतस्सुभाषितलवेन सुखोपपादनीयपरितोषः, अधिगतकलाकलापः कान्तिमान्निर्वृतिहेतुरकलङ्कः कुमुदनाथः, कन्याया इव मृदुकरग्रहणादमन्दीकृतानन्दविधिर्वसुन्धरायाः, पयोदश्यामशिखरचूचुकरुचिरसह्यविन्ध्यस्तनयुगायाः क्षितेः पत्युः ઇત્યાદિ.

૨૦૫ વળી જુઓ પૂર્વમેવ વિવિધવર્ણોજ્જ્વલેન श्रुतातिशयेनोद्भासितश्रवणः पुनः पुनरुक्तेनेव रत्नालङ्कारेणालङ्कृतश्रोत्रः, परमहीपतिस्पर्शदोषनाशनधियेव लक्ष्म्या स्वयमतिस्पष्टचेष्टमाश्लिष्टाङ्गयष्टिः ઇત્યાદિ

૨૦૬ एकसंश्रयदुर्लभं सङ्गतं श्रीसरस्वत्यो.। (विक्रमोर्वशीय, ५,२४)
एकसस्थमस्मिन्द्वयं श्रीश्च सरस्वती च। (रघुवंश,३,२९)

૨૦૭ तथैव सोऽभूदन्वर्थो राजा प्रकृतिरञ्जनात्। (रघुवंश,४,१२)

૨૦૮ त्याज्यो दुष्ट प्रियोऽप्यासीत्। (रघुवंश,१,२८)

૨૦૯ જુઓ પ્રકરણ ૬, પાદટીપ ૮૪.

તિનક વૃત્તમા રચેલા છે આ પદ્યરચનાગત કાવ્યનુ તત્ત્વ ઘણુ ઓછુ રહેલુ છે એના કરતા તો વલભી ના ખડિત શિલાલેખોની પદ્યરચનાગત પ્રમાદ ને માધુર્યના તત્ત્વ નજરે પડે છે એ લેખોમા અલકાર ને કલ્પનાના આયોજન ઉપરાત છદોવૈવિધ્ય પણ જોવામા આવે છે ૨૧૦ ગારવક વશના દાનશાસનોના લેખકોએ પોતાની રાજપ્રશસ્તિઓમા મૈત્રકોની રાજપ્રશસ્તિઓના અનેક પદોનો અક્ષરશ ઉપયોગ કર્યો છે.૨૧૧ એ લેખકોએ પોતે રચેલા પ્રશસ્તિપદોમા પણ મૈત્રકોના પ્રશસ્તિપદોની શૈલીનુ અનુકરણ નજરે પડે છે ૨૧૨ સૈન્ધવ વશનુ મૈત્રકકાલનુ જે એક દાનશાસન૨૧૩ મળ્યુ છે તેનુ પહેલુ પતરુ ઉપલબ્ધ નહિ હોવાથી એમાની રાજપ્રશસ્તિઓ લુપ્ત થઈ છે. બીજા પતરામા અને આપેલી મિતિ ને લેખકને લગતી વિગત ગદ્યને બદલે પદ્યમા આપવામા આવી

---

૨૧૦. દા ત त्रिदशपथमुपागमेनसा (લેખ ૧૦૭) ને निस्त्रिंशाशनिभिन्नवारणघटाकुम्भस्थल (લેખ ૧૦૮)

આ ખડિત લેખોના ત્રુટક ભાગોમાયે અનુષ્ટુપ, આર્યા, રથોદ્ધતા, ઉપજાતિ, શાર્દૂલવિક્રીડિત ને સ્રગ્ધરા જેવા વિવિધ છદ નજરે પડે છે

૨૧૧ વરાહદાસ ૨ જાના દાનશાસનમા શ્લ૨ ૧ લાની પ્રશસ્તિ અક્ષરશ સેનાપતિ ભટાર્કની પ્રશસ્તિમાથી, વરાહદાસ ૧ લાની પ્રશસ્તિ મહારાજા દ્રોણસિહની પ્રશસ્તિમાથી ને શ્લ૨ ૨ જાની પ્રશસ્તિ વળી સેનાપતિ ધરસેનની પ્રશસ્તિમાથી લેવામા આવી છે, માત્ર દાન દેનાર વરાહદાસ ૨ જાની પ્રશસ્તિ જ નવેસર રચવામા આવી છે સિંહાદિત્યના દાનશાસનમા આ દાનશાસનમાના કેટલાક પદોની પુનરુક્તિ કરવામા આવી છે, પરતુ એમા મૈત્રકોના દાનશાસનોનુ અનુકરણ ઘણા ઓછા પ્રમાણમા નજરે પડે છે

૨૧૨ એમા અતિદીર્ઘ સમાસોનો પ્રયોગ નથી, પરતુ કેટલાક અલકારોના સુદર પ્રયોગ થયા છે, જેમકે स्वकरपरिमृतारितिमिरनिकर , निजकुलगगनसकलामलेन्दु , शार्ङ्गपाणिरिव निरङ्कुशपरात्माक्रान्तद्वारकाधिपति , कलावपि कृतयुगधर्मावलम्बी ઇત્યાદિ

૨૧૩ લેખ ૧૨૧

છે ને એમાં અનુષ્ટુપ ઉપરાંત શિખરિણી વૃત્તનો પ્રયોગ જોવામાં આવે છે. એની અંદર લેખકે સમુચિતપદન્યાસની રુચિરતાનો દાવો કર્યો છે એ નોંધપાત્ર છે.

૨૫૯. દક્ષિણ ગુજરાતના દાનશાસનોમાં ત્રૈકૂટકોના મૈત્રકકાલીન દાનશાસનોમાં લાંબા સમાસ ને અલંકારોવાળી શૈલી દાખલ થાય છે, જે મૈત્રકવંશનાં દાનશાસનોની શૈલીને ઘણી મળતી આવે છે. એમાં કાંચી–યમકના પ્રયોગોનું સામ્ય ખાસ લક્ષ્યમાં લેવા જેવું છે.[૨૧૪] આ ઉપરાંત એમાં ઉપમા ને ઉત્પ્રેક્ષા જેવા અર્થાલંકાર પણ નજરે પડે છે.[૨૧૫] મહાસામંત સંગમસિંહના દાનશાસનમાં દાતાની પ્રશસ્તિ આપવામાં આવી નથી. ગુર્જરનૃપતિવંશનાં દાનશાસનોમાં રાજાઓની પ્રશસ્તિનો ઘણો વિસ્તાર કરવામાં આવ્યો છે. રાજવંશની પ્રશસ્તિમાં મહોદધિના રૂપકનો સુંદર શ્લેષયુક્ત પ્રયોગ આવે છે.[૨૧૬] સામન્ત-દદ્દ આદિ રાજાઓની પ્રશસ્તિની શૈલી સમાસ ને અલંકારથી સોહતી મૈત્રક રાજાઓની પ્રશસ્તિની શૈલી સાથે ઘણું સામ્ય ધરાવે છે. એમાં લાંબા લાંબા સમાસો, ઉપમા, વ્યતિરેક, રૂપક, યમક, અનુપ્રાસ આદિ અલંકારો, ને ચમત્કારિક કલ્પનાઓ ભરેલી લલિત પદરચના નજરે પડે

---

૨૧૪ દા.ત. भगवत्पादकर्मकरः करगतक्रमागत०, स्वचङ्क्रमालङ्कारभूत. प्रभूतप्रवीरसाधनाधिष्ठितदुर्गनगरसागरः सागरगम्भीरगिरिगुहस्थिरप्रकृति प्रकृतिजनमनोहरः ઇત્યાદિ. સરખાવો अतुल बल......लब्धप्रताप प्रतापोपनतदान...., मन्वादिप्रणीतविधिविधानधर्मा धर्मराज इव विहितविनयव्यवस्थापद्धतिः, महाराजद्रोणसिंहः सिंह इव तस्यानुज ઇત્યાદિ.

૨૧૫ દા.ત शारदरजनिकरधवलवपु', सुचरितनिदर्शनार्थमिव निर्मित'

૨૧૬ विविधविमलगुणरत्नसंपदुद्भासितसकलदिङ्मुखे परिज्ञाताशेषमपक्ष-महीभृति सततमविलङ्घितावधौ स्थैर्यगाम्भीर्यलावण्यवति महा सत्त्वतयातिदुरवगाहे गुर्जरनृपतिवंशमहोदधे

છે.[217] શાન્તિલ્લના દાનશાસનમા આપેલી પ્રશસ્તિઓ ઘણી ટૂકી છતા અલકારોથી અલકૃત છે [218] કટચ્ચુરિ નરેશ બુદ્ધરાજના દાનશાસનમા આપેલી રાજાઓની પ્રશસ્તિમા મૈત્રકવશના દાનશાસનોમાની પ્રશસ્તિની સરખામણીએ વિસ્તારના પ્રમાણમા સમાસ ને અલકારનો અલ્પ પ્રયોગ થયેલો છે ને એની રચનાશૈલી એકંદરે પ્રમાદવતી લાગે છે [219] નવસારિકાના ચાલુક્યોના દાનશાસનો || મગલાચરણમા વરાહાવતારની સ્તુતિનો શ્લોક દાખલ કરવામા આવ્યો છે, પરતુ રાજપ્રશસ્તિમા તો પાછી ગૌડી શૈલીનુ ગદ્ય જ દેખા દે છે.[220] પુલકેશી અવનિજનાશ્રયના દાનશાસનમા આવતી એના વિજયની પ્રશસ્તિમા આલેખેલુ સગ્રામનુ તાદશ શબ્દચિત્ર ખરેખર રસભર છે [221] ચાહમાન ભર્તૃવડ્ઢના દાનશાસનના પ્રશસ્તિપદ માત્ર રૂઢ અલકારોથી ભરેલા ને કલ્પનાવિશેષની ચમત્કૃતિ વિનાના છે [222] રાષ્ટ્રકૂટ રાજા કક્કરાજના દાનશાસનમા રાજપ્રશસ્તિની નવી શૈલી દેખા દે છે. સમસ્ત પ્રશસ્તિ

---

૨૧૭ દા ત दिनकरचरणकमलप्रणामापनीताशेषदुरितनिवह , धर्म्मस्येव क्रतुक्तोरिव स्वदक्षिणाकराल , सर्व्वप्रदानशीलोऽपि परयुवतिहृदयदानपराङ्मुख , अनेकसमरसकटप्रमुखागतनिहतशत्रुसामन्तकुलवधूप्रभातसमयरुदितच्छलोद्गीयमानविमलनिस्त्रिंशप्रताप , कमलाकर इव राजहस , निशितनिस्त्रिंशधारादारितारातिकरिकुम्भमुक्ताफलच्छलोल्लसितयशोऽशुकावगुण्ठनदिग्वधूवदनसरसिज , हर इवाङ्गीकृतभूतिनिचयो न पुनर्भुजङ्गपरिग्रह ઇત્યાદિ

૨૧૮ દા ત अहितवधूवदनपङ्कजम्लानिकर

૨૧૯ દા ત धनदवरुणेन्द्रान्तकसमप्रभाव , सेतु स्थितीनाम् ઇત્યાદિ

૨૨૦ દા ત शरदमलसकलशशधरमरीचिमालावितानविशुद्धकीर्तिपताकाविभासितसमस्तदिगन्तराल

૨૨૧ જુઓ પ્રકરણ ૮, પાદટીપ ૨૪૨

૨૨૨ દા ત शशिकरनिर्म्मलयशोधवलितसकलभुवन

પદ્યમાં રચેલી છે ને એના બધા શ્લોક વસંતતિલક વૃત્તમાં રચાયા છે. ક્વચિત્ સળંગ બે ચરણ જેટલો લાંબો સમાસ દેખા દે છે,[૨૨૩] પરંતુ એના અનેક શ્લોકોમાં કંઈ નવીન પ્રકારની કલ્પનાઓ નજરે પડે છે, જેમકે 'જે ગુણરત્નાબ્ધિના આશ્રયને લીધે લક્ષ્મીએ અવિનય, અતિચપલતા, મુગ્ધતા અને શાન્તિ ને સરસ્વતી સાથેનો વિરોધ એ સહજ દોષો પણ તજી દીધા,'[૨૨૪] 'સંગ્રામોમાં જેની પણછનો વાદળની ગર્જનાના નાદ જેવા ગંભીર નાદ સાંભળીને પ્રબળ શત્રુઓની જેમ હંસોએ પણ જીવવાની આશા છોડી દીધી,'[૨૨૫] 'ચલિત મન્દરાચલ વડે વલોવેલા ક્ષીરસાગરમાં ઉત્પન્ન થયેલા ફીણ સમાન [યશ વડે] દિશાઓને ધવલિત કરનાર જેનું ચરિત ગિરિકંદરાની અંદર રહેલા શત્રુઓનાં મુખને મલિન કરે છે'[૨૨૬] ઇત્યાદિ. આમ એકંદરે મૈત્રકકાલનાં દાનશાસનોમાં એ કાલની ભવ્ય ગદ્યશૈલીનું તેમજ લલિત પદ્યશૈલીનું ઠીક પ્રતિબિંબ પડે છે.

---

૨૨૩ निस्त्रिंशधारविदलत्करिकुम्भमुक्त-
मुक्ताफलप्रकरमण्डितभूतलस्य।

૨૨૪ नि प्रश्रयत्वमतिचापलमुग्धभाव
सार्द्धं विरोधमुपशान्तिसरस्वतीभ्या
दोषान् समाश्रयवशाद् गुणरत्नराब्धे'
पर्य्यस्यजत्सहजकानपि यस्य लक्ष्मी ।

૨૨૫ यस्याहवेषु घनगर्जितनादधीरं
मौर्व्वीनिनादमुपकर्ण्य निरस्तधैर्य्या
हसा ⏑‒‒⏑⏑‒ रपि जीविताशा
दुर्व्वारवैरिण इवामुमुचु. क्षणेन॥

૨૨૬ संभ्रान्तमन्दरविलोडितदुग्धसिन्धु-
संभूतफेण[यशसा] धवलीकृतान
यस्य द्विषामचलकन्दरगर्भभाजा-
मास्याननानि चरित मलिनीचकार।

## ૧૨. રાજ્યતંત્ર

૨૬૦ મૈત્રકકાલના રાજ્યતંત્ર વિશે કોઈ સીધું સંપૂર્ણ સાધન ઉપલબ્ધ નથી, પરંતુ દાનશાસનો પરથી એ વિશે ઠીકઠીક માહિતી મળે છે. ધ્રુવસેન બાલાદિત્યની પ્રશસ્તિમાં राज्यतन्त्रનો ઉલ્લેખ **રાજ્યતંત્ર** આવે છે ને એમાં એના કેટલાક વિષય ગણાવવામાં આવ્યા છે.[1] પરંતુ એ ગણના રાજ્યતંત્ર ને પાણિનીય તંત્રને લગતા શ્લિષ્ટ પદોને અનુલક્ષીને કરેલી હોવાથી એ પરથી એ કાલના રાજ્યતંત્રની પૂરી રૂપરેખા તારવી શકાતી નથી. નાંદીપુરીના ગુર્જરનૃપ દદ્દ ૨ જાના પૌત્ર? — [best reading: "તારવી શકાતી નથી" uncertain] 

૨૬૧. રાજ્યતંત્રનો સર્વોપરી રાજા હતો. રાજપદનો અધિકાર સામાન્યતઃ ક્ષત્રિયનો ગણાતો, પરંતુ રાજપદ નવેસર પ્રાપ્ત કરવાનો અધિકાર ક્ષત્રિય વર્ણ પૂરતો મર્યાદિત ન હતો. મૈત્રક જેવાં અનેક રાજ કુળ પહેલેથી ક્ષત્રિય ન હોવા છતાં રાજસત્તા પ્રાપ્ત થતાં ક્ષત્રિય વર્ણનાં ગણાવા લાગતાં.[૪] ગુર્જરનૃપતિ વંશના રાજાઓ સમય જતાં કર્ણના વંશજ ગણાવા લાગ્યા હતા. રાજપદનો વારસો કુલપરંપરાગત હતો. રાજકુળની પરંપરા અનુસાર એ વારસો સામાન્યતઃ રાજાના જ્યેષ્ઠ પુત્રને મળતો ને પુત્રના અભાવે રાજાના નાના ભાઈને મળતો. કોઈ વાર રાજાને અધિકારી પુત્ર હોવા છતાં પણ એનો ઉત્તરાધિકાર નાના ભાઈને મળતો ને ક્વચિત્ મોટાભાઈને મૂકીને નાના ભાઈને ય વારસો આપવામાં આવતો.[૫] આ બાબતમાં ઉત્તરાધિકારીની નિમણુક રાજા પોતાની ઇચ્છા અનુસાર કરતો. રાજપુત્રીને રાજા તરફથી મોટો અધિકાર સોંપવામાં આવતો, પરંતુ એને રાજપુત્રના અભાવે પણ રાજવારસો આપવામાં આવતો નહિ. મૈત્રકોનાં દાનશાસનોમાં રાજાના ઉત્તરાધિકારી થનાર રાજપુત્રોના ઉલ્લેખ આવે છે, એમાં ક્યાંય યુવરાજનો નિર્દેશ આવતો નથી. પરંતુ ચાલુક્યોનાં બે દાનશાસનોમાં ભૂમિદાતા તરીકે યુવરાજનું નામ આવે છે.[૬] રાજાના ગુણોની ગણતરીમાં પરાક્રમ સુચરિત ને ઉદારતાનો ઉલ્લેખ વારંવાર આવે છે. પરાક્રમની બાબતમાં યુદ્ધકૌશલનો ને યુદ્ધકૌશલની બાબતમાં સહજ શક્તિ તેમજ વિશિષ્ટ શિક્ષાનો ઉલ્લેખ આવે છે.[૭] દ્રોણસિંહના દાનશાસનમાં રાજ્યાભિષેકનો ઉલ્લેખ કરવામાં આવ્યો

---

૪ જુઓ § ૧૬.

૫ જુઓ § ૨૨.

૬ લેખ ૧૩૯-૧૪૦

૭ જુઓ પ્રકરણ ૫, પા. ટી. ૩૬. વળી જુઓ પ્ર. ૫, પા. ટી. ૧૧૪, ૧૨૭.

છે.૮ કેટલાક રાજપુત્રો રાજ્યાભિષેક થતાં નવું નામ ધારણ કરતા.૯ કેટલાક રાજાઓ વિશિષ્ટ અપરનામ ધારણ કરતા. મૈત્રક વંશના રાજાઓ ધર્માદિત્ય ને બાલાદિત્ય જેવા અપરનામ ધરાવતા. ગુર્જરનૃપતિ વંશના રાજા શરૂઆતમાં વીતરાગ ને પ્રશાન્તરાગ જેવાં ને પછીથી બાહુસહાય જેવાં અપરનામ ધારણ કરતા. ચાલુક્ય વંશના રાજા ધરાશ્રય, જ્યાશ્રય, જયાશ્રય ને અવનિજનાશ્રય જેવાં અપરનામ ધરાવતા. કેટલાક વળી યુદ્ધમલ્લ ને પૃથિવીવલ્લભ જેવાં અપરનામ ધારણ કરતા.૧૦ રાજપદના અધિકાર રાજ્યાભિષેકથી જ પ્રાપ્ત થતા.૧૧ રાજપદ પ્રાપ્ત થતાં કિરીટ, છત્ર, પાદપીઠ ઇત્યાદિ રાજચિહ્નોની પ્રાપ્તિ થતી.

૨૬૭. નવા રાજ્ય સ્થાપનાર પુરુષો રાજ્યાભિષેક પામ્યા સુધી રાજબિરુદ ધારણ કરતા નહિ ને વસ્તુતઃ રાજાના જેવી સત્તા ધરાવવા છતાં રાજસત્તા પામતા પહેલાંના પોતાના હોદ્દાના **રાજબિરુદો** શબ્દનો પ્રયોગ ચાલુ રાખતા. વલભીમાં પોતાની રાજસત્તા સ્થાપનાર સેનાપતિ ભટાર્ક પછી યે સેનાપતિ જ કહેવાતો. એનો અનુગામી ધરસેન પણ એ જ પરંપરાગત બિરુદ ધરાવતો. એના અનુગામી દ્રોણસિંહનો રાજ્યાભિષેક થયો ત્યારથી મૈત્રકોને રાજબિરુદ ધારણ કરવાનો અધિકાર પ્રાપ્ત થયો. દ્રોણસિંહે મહારાજ બિરુદ ધારણ કર્યું. આ શબ્દમાં રાજપદના ઊંચા દરજ્જાનો અર્થ રહેલો છે, પરંતુ વાસ્તવમાં આ બિરુદ એ સમયે છેક ગૌણ દરજ્જાના રાજાઓ ધારણ કરતા. મહારાજ દ્રોણસિંહ પણ કોઈ પરમ ભટ્ટારકનું આધિપત્ય અંગીકાર કરતો. એના અનુગામી ધ્રુવસેન ને ધરસેન તો મહારાજની સાથે મહાસામન્તનું સામન્તનો દરજ્જો દર્શાવતું

૮ જુઓ § ૩૩
૯ જુઓ § ૮૬
૧૦ લેખ ૧૪૧
૧૧ જુઓ § ૩૭

બિરુદ ધરાવતા. ધ્રુવસેન ૧ લાનાં કેટલાક દાનશાસનોમાં આવા કુલ પાંચ મહાબિરુદોનો પ્રયોગ આવે છે—महासामन्त, महाप्रतीहार, महादण्डनायक, महाकार्ताकृतिक ને महाराज.[12] મૈત્રકોના સામન્ત ગણાતા ગારુલકો सामन्त–महासामन्त ને महाराजનાં બિરુદ ધરાવતા. ગુર્જરનૃપતિ વંશના રાજાઓ શરૂઆતમાં सामन्त કહેવાતા ને સમય જતાં पञ्चमहाशब्द ધારણ કરતા. આ પંચ મહાશબ્દ એ ઉપર જણાવેલાં महासामन्त આદિ પાંચ મહાબિરુદ હોવાં જોઈએ.[13] પ્રતીહાર દંડનાયક ને કાર્તાકૃતિકના અધિકાર[14] ઘણા ભારે ગણાતા ને એ અધિકાર પામનાર અધિકારીઓનો દરજ્જો ઘણો ઊંચો ગણાતો. મોટા મોટાં રાજ્યોના તંત્રમાં મહાપ્રતીહાર, મહાદંડનાયક ને મહાકાર્તાકૃતિકના અધિકાર સામંત જેવા ઉચ્ચ દરજ્જાના માણસોને આપવામાં આવતા. સામંતો .

મહાબિરદ ધારણ કર્યાં. મૈત્રક નરેશોએ મહાસામન્તાદિ પંચ શબ્દોનો ત્યાગ કર્યો પછી થોડા વખત લગી આ મહાબિરદ ધારણ કર્યાં નહોતાં, પરંતુ ધરસેન ૪ થાના સમયથી મૈત્રકો परमभट्टारक–महाराजाधिराज–परमेश्वरના ત્રણેય મહાબિરદ ધરાવતા હતા. નવસારિકાના ચાલુક્ય રાજાઓ परमभट्टारकનું બિરદ ધરાવતા.[૧૫] ચક્રવર્તી હર્ષદેવના દૌહિત્ર મૈત્રક ધરસેન ૪ થાએ પ. મ. પ.નાં મહાબિરદો ઉપરાંત चक्रवर्तीનું મોટામાં મોટું બિરદ પણ ધારણ કર્યું હતું. પરંતુ એ હર્ષદેવનો વારસો પામીને આ મહાબિરદ સાર્થક કરી શક્યો નહિ ને એના અનુગામીઓને પ. મ. પ.નાં મહાબિરુદોથી જ સંતોષ માનવો પડ્યો. આ રીતે મૈત્રકકાલ દરમિયાન ગુજરાતના રાજવંશોમાં બે પ્રકારનાં રાજબિરદ પ્રચલિત હતાં—સામાન્ય રાજાઓ માટે महासामन्तથી માંડીને महाराज સુધીના પંચ મહાશબ્દ ને મહાન રાજાઓ માટે महासामन्ताधिपति, परमभट्टारक, महाराजाधिराज ને परमेश्वर જેવા ઉચ્ચ શ્રેણીના મહાશબ્દ. આ રાજાઓનાં દાનશાસનોમાં પૂર્વજોની પટરાણીઓનો ઉલ્લેખ આવતો નથી, તેથી પટરાણીઓનાં મહાબિરદ જાણવા મળતાં નથી. પરંતુ એ કાલના અન્ય રાજવંશોની જેમ આ રાજવંશોમાં પણ महादेवी ને परमभट्टारिकानां બિરુદ પ્રચલિત હશે.[૧૬]

૨૬૩. પ્રજાનું પરિપાલન એ રાજાનો મુખ્ય ધર્મ ગણાતો.[૧૭] રાજ્યની આંતરિક શાંતિ ને વ્યવસ્થા માટે[૧૮] એ જુદા જુદા અધિ-

---

૧૫ જુઓ § ૮૮.

૧૬ જુઓ સાલેતોર, લાઇફ ઇન ધી ગુપ્ત એઇજ, પૃ. ૨૩૧-૩૨.

૧૭ જુઓ ઉપર પા. ટી. ૩ માં ટાંકેલું ગુહસેનની પ્રશસ્તિનું વાક્ય. વળી જુઓ કટચ્ચુરિ શંકરગણની પ્રશસ્તિમાં આવતો सम्यक्प्रजापालनનો ઉલ્લેખ (પ્ર. ૯, પા. ટી. ૭૩)

૧૮ જુઓ દ્રોણસિંહની પ્રશસ્તિમાં विहितविनयव्यवस्थापद्धतिः (§ ૩૮).

ને એ પદનો અધિકાર દરેક વર્ણને હતો એવું ફલિત થાય છે. વિશ્વાસ તેમજ તાલીમની દૃષ્ટિએ રાજપુત્રોને રાજ્યતંત્રના ઉચ્ચ અધિકાર સોંપવામાં આવતા ને કોઈ વાર એનો અધિકાર રાજપુત્રીને પણ આપવામાં આવતો.[34] પોતાના ઉત્તરાધિકારીનો નિર્ણય રાજા પોતાની પસંદગી પ્રમાણે કરી રાખતો ને પોતાના શાસનકાલ દરમિયાન એને રાજ્યતંત્રની તાલીમ આપતો. અર્થશાસ્ત્રમાં મન્ત્રી ને યુવરાજ ઉપરાંત પુરોહિત ને સેનાપતિના અધિકારને ભારે મહત્ત્વ આપવામાં આવે છે.[35] મૈત્રક કાલમાં મહાદંડનાયકનો અધિકાર ભારે મહત્ત્વ ધરાવતો, પરંતુ રાજપુરોહિતના અધિકારનું શું સ્થાન હતું એ નક્કી કરવું મુશ્કેલ છે. રાજ્યતંત્રના ઉચ્ચ અધિકાર રાજપુત્રોની જેમ સામન્તોને પણ સોંપવામાં આવતા.

૨૬૫. ક્ષત્રપકાલ દરમિયાન મન્ત્રીને મતિસચિવ કહેતા. મંત્રીની પસંદગી ઉચ્ચ કોટિના અમાત્યોમાંથી કરવામાં આવતી. રાજા રાજ્યતંત્રના ગંભીર પ્રશ્નો અંગે મંત્રીપરિષદની સલાહ લેતો.

**મંત્રી પરિષદ** મૈત્રકકાલીન ગુજરાતમાં મંત્રીપરિષદની પ્રથા પ્રચલિત હોવાનો કંઈ ઉલ્લેખ ઉપલબ્ધ નથી, પરંતુ મનુસ્મૃતિમાં એની ભલામણ કરવામાં આવી છે તેમજ ગુપ્ત સામ્રાજ્યમાં એ પ્રથા ચાલુ હતી[36] એ પરથી મૈત્રક રાજ્ય જેવા મોટા રાજ્યમાં મંત્રીપરિષદ પ્રચલિત હોવા સંભવે છે. મનુસ્મૃતિમાં મંત્રીપરિષદના મંત્રીઓની સંખ્યા સાત કે આઠ હોવાનું જણાવવામાં આવ્યું છે.[37] યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં પણ મંત્રીઓની સલાહ લેવાની ભલામણ કરવામાં આવી છે. મંત્રીપરિષદ રાજનીતિમાં મહત્ત્વનો ભાગ ભજવતી. એની મંત્રણાની

---

૩૪ જુઓ § ૭૩.

૩૫ मन्त्रि–पुरोहित–सेनापति–युवराज....(કૌટિલ્ય, અર્થશાસ્ત્ર, ૧, ૧૨)

૩૬ સાલેતોર, લાઇફ ઇન ધી ગુપ્ત એઇજ, પૃ. ૨૪૩-૪૮

૩૭ અધ્યાય ૭, શ્લોક ૫૪

ને વિભવની અભિવૃદ્ધિમાં પરાયણ રહેતા છતાં એ સદ્‌વિદ્યા ને સદ્‌ગુણો વડે સદાચાર કેળવતો[29] તેમજ સ્મૃતિઓમાં જણાવેલા રાજધર્મને અનુસરી પ્રજાનો પ્રેમ સંપાદન કરતો.

૨૧૪ રાજ્યતંત્ર ચલાવવા માટે રાજા કુમારો કુલપુત્રો ને સામંતોની મદદ લેતો ને એ ઉપરાંત અમાત્યોની નિમણૂક કરતો. મૈત્રકકાલીન દાનશાસનોમાં कुमारामात्यનો ઉલ્લેખ વારંવાર આવે છે. **અમાત્ય** કુમારામાત્ય એટલે કુમાર(રાજપુત્ર)ના મંત્રી તરીકે અધિકાર ધરાવતો અમાત્ય.[30] એક દાનશાસનમાં कुलपुत्रामात्यનો ઉલ્લેખ આવે છે.[31] એ પરથી કુલપુત્રો (રાજકુળના ભાયાતો) ને એમના અમાત્યોના અધિકાર સૂચિત થાય છે. કુમાર ને કુલપુત્રની જેમ રાજાને અમાત્ય હોય તે રાજામાત્ય કહેવાતો. ભૂમિદાનને લગતાં કેટલાક રાજશાસનોમાં[32] अमात्यનો ઉલ્લેખ આવે છે એમાં રાજ્યનો આ મુખ્ય અમાત્ય જ ઉદ્દિષ્ટ લાગે છે. રાજ્યતંત્રનાં સર્વ અધિકરણોના સમગ્ર સંચાલન માટે રાજાનો મુખ્ય આધાર આ અમાત્ય પર જ રહેતો. ઉદયસુંદરીકથામાં 'અમાત્ય વગરનું રાજ્ય એ સૂત્રધાર વગરના નાટકની જેમ ચલાવી શકાય નહિ, કેમકે તમામ કામ અમાત્ય પર મુખ્ય આધાર રાખે છે' એવો સ્પષ્ટ નિર્દેશ આવે છે. રાજા શીલાદિત્યનો અમાત્ય કનકાયન શત્રુઓની ભેદનીતિમાં સપડાયો ત્યારે રાજાએ એની જગ્યાએ વફાદાર અમાત્ય તરીકે ચારે વર્ણના અધિકારી પુરુષોમાંથી પોતાના ભાઈ કલાદિત્યની પસંદગી કરી હતી.[33] આ રીતે અમાત્યની નિમણૂક રાજા પોતાના વિવેક અનુસાર કરતો

૨૯ જુઓ ‌ૢ ૪૩, ૫૪, ૬૫, ૬૬, ૭૦, ૮૪, ૧૬૨
૩૦ સાલેતોર, લાઇફ઼ ઇન ધી ગુપ્ત એઇજ, પૃ. ૨૫૧
૩૧ લેખ ૮૨
૩૨ દા. ત. લેખ ૧૧૯
૩૩ સોઢ્ઢલ, ઉદયસુન્દરીકથા, પૃ. ૪-૭

ને એ પદનો અધિકાર દરેક વર્ણને હતો એવું ફલિત થાય છે વિશ્વાસ તેમજ તાલીમની દૃષ્ટિએ રાજપુત્રોને રાજ્યતંત્રના ઉચ્ચ અધિકાર સોંપવામાં આવતા ને કોઈ વાર એનો અધિકાર રાજપુત્રીને પણ આપવામાં આવતો.[૩૪] પોતાના ઉત્તરાધિકારીનો નિર્ણય રાજા પોતાની પસંદગી પ્રમાણે કરી રાખતો ને પોતાના શાસનકાલ દરમિયાન એને રાજ્યતંત્રની તાલીમ આપતો. અર્થશાસ્ત્રમાં મન્ત્રી ને યુવરાજ ઉપરાંત પુરોહિત ને સેનાપતિના અધિકારને ભારે મહત્ત્વ આપવામાં આવે છે[૩૫] મૈત્રક કાલમાં મહાદંડનાયકનો અધિકાર ભારે મહત્ત્વ ધરાવતો, પરંતુ રાજપુરોહિતના અધિકારનું શું સ્થાન હતું એ નક્કી કરવું મુશ્કેલ છે રાજ્યતંત્રના ઉચ્ચ અધિકાર રાજપુત્રો તેમ સામન્તોને પણ સોંપવામાં આવતા

૨૬૫ ક્ષત્રપકાલ દરમિયાન મન્ત્રીને મતિસચિવ કહેતા મંત્રીની પસંદગી ઉચ્ચ કોટિના અમાત્યોમાંથી કરવામાં આવતી રાજા રાજ્યતંત્રના ગંભીર પ્રશ્નો અંગે મંત્રીપરિષદની સલાહ લેતો

**મંત્રી પરિષદ** મૈત્રકકાલીન ગુજરાતમાં મંત્રીપરિષદની પ્રથા પ્રચલિત હોવાનો કંઈ ઉલ્લેખ ઉપલબ્ધ નથી, પરંતુ મનુસ્મૃતિમાં એની ભલામણ કરવામાં આવી છે તેમજ ગુપ્ત સામ્રાજ્યમાં એ પ્રથા ચાલુ હતી[૩૬] એ પરથી મૈત્રક રાજ્ય જેવા મોટા રાજ્યમાં મંત્રીપરિષદ પ્રચલિત હોવા સંભવે છે મનુસ્મૃતિમાં મંત્રીપરિષદના મંત્રીઓની સંખ્યા સાત કે આઠ હોવાનું જણાવવામાં આવ્યું છે[૩૭] યાજ્ઞવલ્કય સ્મૃતિમાં પણ મંત્રીઓની સલાહ લેવાની ભલામણ કરવામાં આવી છે મંત્રીપરિષદ રાજનીતિમાં મહત્ત્વનો ભાગ ભજવતી એની મંત્રણાની

---

૩૪ જુઓ § ૭૩

૩૫ मन्त्रि-पुरोहित-सेनापति-युवराज . (કૌટિલ્ય, અર્થશાસ્ત્ર, ૧, ૧૨)

૩૬ સાલેતોર, લાઇફ ઇન ધી ગુપ્ત એઇજ, પૃ ૨૪૩ ૪૮

૩૭ અધ્યાય ૭, શ્લોક ૫૪

ગુપ્તતા માટે ઘણી કાળજી રાખવામાં આવતી. ગુપ્ત સમ્રાટો તેમજ ચક્રવર્તી હર્ષદેવના રાજ્યમાં રાજ્યતંત્રના અતિગંભીર પ્રશ્નોની બાબતમાં સભાની સલાહ લેવામાં આવતી.[૩૮] સભામાં મંત્રીઓ ઉપરાંત સામંતોનો પણ સમાવેશ થતો એ સમયે ગુજરાતમાં પણ રાજ્યના અતિ ગંભીર પ્રશ્નો અંગે સભાની સલાહ લેવાની પ્રથા પ્રવર્તતી હશે.

૨૬૬. ક્ષત્રપકાલમાં કાર્યવાહક અમાત્યોને કર્મસચિવ કહેતા. કેન્દ્રસ્થ તંત્રમાં મુખ્ય અમાત્યને મદદ કરવા આવા અનેક કર્મસચિવ નિમાતા.

એમાં કેટલાક અધિકાર રાજપુત્રો ને સામંતો

**મુખ્ય અધિકારીઓ** સંભાળતા. મહાપ્રતીહાર, મહાદણ્ડનાયક ને મહાકાર્તાકૃતિકના અધિકારનો સમાવેશ મહાસામંતોના

પંચ મહાશબ્દોમાં થતો એ પરથી આ ત્રણે ય અધિકારીઓ રાજ્યતંત્રના મુખ્ય અધિકારી ગણાતા એવું સૂચિત થાય છે. રાજતંત્રમાં પ્રતીહારનું સ્થાન ઘણું મહત્ત્વનું હોઈ રાજરક્ષણની બાબતમાં મહાપ્રતીહારની મહત્તા સેનાપતિના જેટલી ગણાતી. મહાદંડનાયક એટલે સૈન્યને દોરનાર મુખ્ય અધિકારી. દંડનાયક ને સેનાપતિ એક જ હોય, તો મહાદંડનાયક-મહાસેનાપતિની ગણના રાજ્યતંત્રના સહુથી મોટા અધિકારીઓમાં થતી. કાર્તાકૃતિક એ રાજ્યનાં કૃત ને અકૃત કાર્યોની સમીક્ષા કરનાર મુખ્ય અધિકારી જણાય છે.[૩૯] રાજપુત્ર ને સામન્તની જેમ મહાપ્રતીહાર કેટલીક વાર રાજ્યના દૂતકનો અધિકાર ધરાવતો. કોઈ વાર આ અધિકાર મહાક્ષપટલિક અર્થાત્ અક્ષપટલ (દફતર) ખાતાના મુખ્ય અધિકારીને સોંપવામાં આવતો. રાજશાસન ઘડવાનો અધિકાર સામાન્ય રીતે મહાસાન્धिविग्रहिकને ને કેટલીક વાર મહાબલાધિકૃતને સોંપાતો. મહાસાન્ધિવિગ્રહિક એટલે સન્ધિવિગ્રહના ખાતાનો મુખ્ય અધિકારી

૩૮ સાલેતોર, સદર, પૃ. ૨૪૮-૪૯

૩૯ આ શબ્દ સ્પષ્ટતઃ कृताकृत (कृत+अकृत) પરથી થયેલો છે. (ઇએ, પુ. ૪, પૃ. ૧૦૬)

ને મહાબલાધિકૃત એટલે બલ (સૈન્ય) ખાતાનો મુખ્ય અધિકારી. મૈત્રકોનાં દાનશાસનોમાં ભૂમિદાનના શાસનની ખબર જે અધિકારીઓને આપવાનું જણાવવામાં આવે છે તેમાં મોટા અધિકારીઓમાં કુમારામાત્ય, ઉપરિક ને રાજસ્થાનીયનો ઉલ્લેખ આવે છે. રાજસ્થાનીયને કેટલાક રાજાના વતી રાજ્યના પ્રદેશોનો વહીવટ કરનાર અધિકારી અર્થાત્ પ્રાંતનો સૂબો ધારે છે.[૪૦] પરંતુ એને બદલે એ બીજાં રાજ્ય (રાજસ્થાન) સાથેનો સંબંધ સંભાળનાર અધિકારી અર્થાત્ વિદેશમંત્રી હોય એ વિશેષ સંભવિત છે.[૪૧] ઉપરિક શબ્દ તો આથી યે વધુ અટપટો છે. વિષયપતિની નિમણૂક કરે એવો એ ઉચ્ચ દરજ્જાનો અધિકારી હતો. યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ પરની ટીકામાં વિશ્વરૂપ ઉપરિકનાં લક્ષણ આ પ્રમાણે જણાવે છે: 'જે મનુષ્ય દૃઢ, મસ્ત, ઉત્સાહી, સુખી, પ્રભાવશાળી, મેધાવી, સાવધાન, દક્ષ ને કાયદાના તકરારી મુદ્દામાં ન્યાય ચૂકવવા સમર્થ હોય તે ન્યાય ને નીતિપાલન જાળવવા માટે ઉપરિક તરીકે અધિકૃત થાય છે.'[૪૨] આ પરથી ઉપરિકને અદાલતી તેમજ વહીવટી અધિકાર હોવાનું ફલિત થાય છે.[૪૩] વળી 'ઉપરિક' ને 'ઉપરિકર' વચ્ચે ઘણું સામ્ય હોવાથી ઉપરિક એટલે ઉપરિકર નામે કરનું ખાતું સંભાળનાર અધિકારી એવો અર્થ પણ ઘટે છે.[૪૪] આમ ઉપરિક એ અનેક પ્રકારના ભારે અધિકાર ધરાવતો મોટો અધિકારી હોવાનું જણાય છે. ગારુલકોનાં દાનશાસનોમાં આ ઉપરાંત રાજપુત્ર, અમાત્ય ને સાન્ધિવિગ્રહિકનો

---

૪૦ ઇએ, પુ. ૫, પૃ. ૨૦૭

૪૧ ભોગે. પુ. ૧, ભા, ૧, પૃ. ૮૨

૪૨ अविकार्योऽविकलेन्द्रियः प्रतापवान् सुभगः सुमुखोऽकृपणोऽप्रमादी दक्षो दाक्षिण्यचारित्ररक्षणार्थमधिकरणसन्दिग्धविवेककृदुपरिकः स्यात्। (१, २०७)

૪૩ ડી. આર. ભાંડારકર કોમેમોરેશન વોલ્યુમ, પૃ. ૨૩૩

૪૪ સાલેતોર, લાઇફ ઇન ધી ગુપ્ત એઇજ, પૃ. ૨૬૦

ઉલ્લેખ આવે છે. દક્ષિણ ગુજરાતનાં દાનશાસનોમાં સામાન્ય રીતે રાજા ને સામંતનો ને કેટલીક વાર રાજસ્થાનીય ઉપરિક ને કુમારામાત્યનો ઉલ્લેખ આવે છે. રાષ્ટ્રકૂટ કક્કરાજના દાનશાસનમા મહાસામંત ને રાજસ્થાનીય ઉપરાંત सेनापति ને बलाधिकृतનો નિર્દેશ કરવામાં આવ્યો છે. આ પરથી બલાધિકૃત ને સેનાપતિના અધિકાર જુદાજુદા હોવાની ખાતરી થાય છે. રાજ્યતંત્રના આ મુખ્ય અધિકારીઓમાંના કેટલાક અધિકારીઓ આ રીતે બલ, સન્ધિ-વિગ્રહ, અક્ષપટલ ઇત્યાદિ અધિકરણોના (ખાતાના) ઉપરી હોવાનું જણાય છે.

૨૬૭. મૈત્રકકાલીન દાનશાસનોમાં આ ઉપરાંત અનેક અન્ય અધિકારીઓનો ઉલ્લેખ આવે છે. રાજશાસનો લખવાનો અધિકાર સામાન્ય રીતે સંધિવિગ્રહાધિકૃતને ને કેટલીક વાર બલાધિકૃતને સોંપવામાં આવતો. કોઈ વાર એ અધિકાર મહાપ્રતીહાર સામન્ત કે કુલપુત્રામાત્યને આપવામાં આવતો.[૪૫] આ પરથી રાજશાસનો લખનાર लेखकનો અધિકાર મોટી જવાબદારીનો ગણાતો એમ સૂચિત થાય છે. એવી રીતે दिविरपतिનો અધિકાર પણ મોટા અધિકારીઓને સોંપાતો. દિવિર એટલે લિપિકર (લહિયો) ને દિવિરપતિ એટલે રાજ્યના સર્વ દિવિરોનો ઉપરી એવો અર્થ રહેલો છે.[૪૬] રાજશાસનો લખવાની જવાબદારી ઘણીવાર દિવિરપતિને સોંપવામાં આવતી ને દિવિરપતિનો અધિકાર મોટે ભાગે સાન્ધિવિગ્રહિકને આપવામાં આવતો. રાજશાસનો લખનાર લેખકને રાજાનું શાસન કેટલીક વાર સીધું રાજા તરફથી જ મળતું ને તો એ રાજશાસનના લેખમાં स्वमुखाज्ञा કે स्वमुखादेशनो આધાર ટાંકતો. પરંતુ મોટે ભાગે એને રાજશાસનની બાબત રાજાના

૪૫ જુઓ પરિશિષ્ટ ૨.

૪૬ दिविर એ મૂળ ઈરાનની ભાષાનો શબ્દ જણાય છે. એ અશોકના લેખોમાં લિપિના પર્યાય તરીકે આવતા दिपि શબ્દમાંથી વ્યુત્પન્ન થયો છે (ઇએ, પુ. ૬, પૃ. ૧૦).

કોઈ આપ્ત અધિકારી મારફતે જણાવવામાં આવતી ને ત્યારે એ શાસનના લેખમાં એ અધિકારીનો આધાર ટાકતો. રાજશાસનનો મંદેશો જણાવી લેખક પાસે એનો જરૂરી લેખ ઘડાવનાર આ કાર્યવાહક અધિકારી દૂતક કહેવાતો. દૂતકનો અધિકાર સામાન્ય રીતે રાજપુત્ર (કે ક્વચિત્ રાજપુત્રી) કે સામંતને ને કેટલીક વાર મહાપ્રતીહાર, મહાક્ષપટલિક, રાજસ્થાનીય, ભોગિક ને પ્રમાતા જેવા કોઈ ઉચ્ચ અધિકારીને આપવામાં આવતો.[47] કોઈ દાનશાસનોમા કાર્યવરિક નામે અધિકારીનો ઉલ્લેખ આવે છે. આ શબ્દનો ચોક્કસ અર્થ કળી શકાતો નથી. કદાચ એનો અધિકાર કારભારીના જેવો હોય એવી અટકળ કરવામાં આવી છે.[48] એક દાનશાસનમાં જણાવેલા લેખકના વિવિધ અધિકારોમા પ્રતિનર્તકનો ઉલ્લેખ આવે છે. એ બનતાં સુધી રાજાની દિનચર્યાની દેખરેખ રાખનાર વૈતાલિક હોવાનું જણાય છે.[49] રાજમહેલમાં રસોઈ કરનાર સૂપકારનો વડો સૂપકારપતિ પણ રાજરક્ષાની દૃષ્ટિએ મહત્ત્વનુ સ્થાન ધરાવતો.[50]

**મહેસૂલ ખાતાના અધિકારીઓ**

૨૬૮. ભૂમિદાનનાં ઘણા રાજશાસનોમાં આયુક્તક ને વિનિયુક્તકનો ઉલ્લેખ સહુથી પહેલો કરવામા આવે છે, એથી ભૂમિના વહીવટનો વિષય એમના અધિકાર સાથે સહુથી વધુ સંબંધ ધરાવતો હશે. આયુક્તક એ મહેસૂલી હિમાબના ખાતાનો મુખ્ય અધિકારી ને વિનિયુક્તક એ એ ખાતાનો મદદનીશ અધિકારી હોવાનું જણાયછે.[51] ધ્રુવ અધિકરણનો અધિકારી રાજ્યે ધ્રુવ (મુકરર) કરેલો રાજભાગ

૪૭ જુઓ પરિશિષ્ટ ૨.
૪૮ સાંકળિયા, આર્કે, પૃ. ૨૦૦, પા ટી. ૧૩
૪૯ સાલેતોર, લાઇફ ઇન ધી ગુપ્ત એઇજ, પૃ. ૨૫૪–૫૫
૫૦ એક દાનશાસનના દૂતક તરીકે સૂપકારપતિનો ઉલ્લેખ આવે છે (લેખ ૧૬).
૫૧ દીક્ષિતાર, મૌર્યન પૉલિટી, પૃ. ૨૨૪ થી; સાંકળિયા, આર્કે, પૃ. ૧૯૫, પા. ટી. ૮

ઉઘરાવનાર મહેસૂલી અમલદાર હતો.[પર] ધ્રુવ(અથવા ધ્રૂ)નો હોદ્દો મહેસૂલના હિસાબનીશ તરીકે કચ્છમાં હજી પ્રચલિત છે ને ગુજરાતનાં અમુક કુટુંબોની અટકમાં જળવાઈ રહ્યો છે. મહેસૂલ ભરવાના સમયે નહિ ભરાયેલું મહેસૂલ વસૂલ કરનાર અધિકારી अनुत्पन्नादानसमुद्ग्राहक કહેવાતો. શુલ્ક (જકાત) ખાતાનો અધિકારી शौल्किक કહેવાતો. મૌર્ય કાલમાં મહેસૂલ ઉઘરાવનાર મુખ્ય અધિકારીને समाहर्त्ता કહેતા, જે શબ્દ બ્રિટિશ કાલના કલેક્ટરને મળતો આવે છે. મૈત્રક કાલના લેખોમાં આ અધિકારીનો ઉલ્લેખ આવતો નથી. એ કાલમાં આ ખાતાનો ઉપરી ભૂમિદાનનાં શાસનોમાં જણાવતા ઉચ્ચ અધિકારીઓમાં અગ્રિમ સ્થાન ધરાવતો उपरिक હોય એવું જણાય છે. भोगिक એ ભોગ ઉઘરાવનાર મહેસૂલી અધિકારી હોવા સંભવે છે.[પ૩]

**પોલીસ ખાતાના અધિકારીઓ**

૨૬૯. દાનશાસનોમાં જણાવેલા દંડપાશિક, ચૌરોદ્ધરણિક ને દશાપરાધિક જેવા કેટલાક અધિકારીઓ પોલીસ ખાતાના જણાય છે. दण्डपाशिक એટલે દણ્ડપાશ ધારણ કરનાર અધિકારી, જે અપરાધીને દંડ દેનાર અમલદાર જણાય છે. चौरोद्धरणिक એ ચોરોનો પીછો પકડનાર અમલદાર લાગે છે. दशापराधिक એ દશ પ્રકારના અપરાધ કરનારને દંડ દેનાર અધિકારી હતો. આ દશ પ્રકારના અપરાધ એટલે ધર્મશાસ્ત્રમાં જણાવેલાં દસ પ્રકારનાં પાપ, જેના ત્રણ પ્રકાર પાડવામાં આવ્યા છે: (अ) ત્રણ કાયિક પાપ–૧. અદત્તોપદાન (આપ્યા વગરનું લઈ લેવું તે), ૨. અવિહિતહિંસા (ધર્મમાં વિહિત નહિ કરેલી હિંસા ને ૩. પરદારોપસેવા (પરસ્ત્રીનો સંગ); (आ) ચાર વાચિક પાપ–૪. પારુષ્ય (કઠોર વાણી), ૫. અનૃત (અસત્ય), ૬. પૈશુન્ય (નિંદા) ને ૭. અસંબદ્ધ પ્રલાપ (અર્થ વગરનો બડબડાટ); ને (इ) ત્રણ માનસિક

---

પર જુઓ, પુ. ૧, ભા. ૧, પૃ. ૮૧
પ૩ સદર, પૃ. ૮૨

પાપ–૮. પરદ્રવ્યાભિધ્યાન (પારકા દ્રવ્યનું ચિંતન), ૯. અનિષ્ટચિંતન (અનિષ્ટ વિષયનું ચિંતન) ને ૧૦. વિતથાભિનિવેશ (મિથ્યા તાલાવેલી).[૫૪] वर्त्मपाल એ વર્ત્મ(માર્ગ)નું રક્ષણ કરનાર અધિકારી લાગે છે. प्रतिसारक એ શહેર, ગામ કે ગીમમાં પહેરો ભરનાર મુખ્ય ચોકીદાર કે પહેરગીર હોવા સંભવે છે.[૫૫] चार(જાસૂસ)નો ઉલ્લેખ દાનશાસનોમાં ક્વચિત્ આવે છે. लवलोकिक એ અપરાધીઓની હિલચાલનું ગુપ્ત અવલોકન કરનાર ગુપ્તચર જણાય છે. આ ખાતાનો વડો મહાદંડનાયક હોવા

ઉલ્લેખ હમેશાં સાથે આવે છે. આથી ચાટ ને ભટ એક જ ખાતાના હોવાનું સ્પષ્ટ છે. પરંતુ એમના અધિકાર કેવા પ્રકારના હતા ને એ બેના અધિકાર વચ્ચે શો ફરક હતો એ નક્કી કરવું મુશ્કેલ છે. કેટલાક એમને નિયમિત ને અનિયમિત સૈનિક ધારે છે,[૯૦] તો કેટલાક વળી એમને પ્રદેશની આંતરિક વ્યવસ્થા અંગેના મુખ્ય ને મદદનીશ પોલીસ માને છે.[૯૧] ભટાર્કની પ્રશસ્તિમાં જણાવેલા मौल (મૂળના)-भृत(ભાડૂતી)-માંનો भृत શબ્દ भटનું રૂપાંતર હોઈ ચાટ શબ્દ मौलનો પર્યાય હોવા સંભવે છે ને એ અનુસાર ચાટ એટલે કાયમી ને भृत એટલે કામચલાઉ એવો અર્થ ઘટાવી શકાય. દાનશાસનોમાં हस्त्यारोह ને अश्वारोह એટલે ગજદળ ને અશ્વદળના સૈનિકોનો ઉલ્લેખ આવે છે. સૈન્યમાં હવે રથદળ લુપ્ત થઈ ગયું હતું ને નૌકાદળ પ્રચલિત હતું. એ દળની દેખરેખ માટે नावध्यक्ष નિમાતો હશે. આ ખાતાનો ઉપરી महाबलाधिकृत જણાય છે, જ્યારે महादण्डनायक એ સેનાપતિનો અધિકાર ધરાવતો લાગે છે. सान्धिविग्रहिकનો અધિકાર બલાધિકૃત સાથે સંકળાયેલો છે. आरक्षिक એ નાના ગામનો દીવાની ન્યાયાધીશ જણાય છે.[૯૨]

**પ્રાદેશિક અધિકારીઓ**

૨૭૨ કેટલાક અધિકારીઓ રાજ્યના જુદાજુદા વિભાગો ને પેટાવિભાગોનો વહીવટ કરતા. ગ્રામનો સહુથી મોટો માણસ महत्तर કહેવાતો, જે વ્યવહારમાં ग्रामणी કરતાં યે વધુ સત્તા ધરાવતો.[૯૩] દક્ષિણ ગુજરાતનાં દાનશાસનોમાં જણાવેલો ग्रामकूट એ ग्रामणी-ग्रामपति (ગામનો વડો કે ઉપરી) હોવાનું જણાય છે. द्रंग(શહેર)નો વહીવટ કરનાર

---

૯૦ સાંકળિયા, આગુ, પૃ. ૧૯૭

૯૧ વોજેલ, ઍન્ટિક્વિટિઝ ઑફ ચમ્બા સ્ટેટ, પૃ. ૧૩૨

૯૨ જુઓ આપ્ટેની સંસ્કૃત ઇંગ્લિશ ડિક્શનેરીમાં आरक्षक શબ્દ.

૯૩ સાલેતોર, લાઇફ ઇન ધી ગુપ્ત એઇજ, પૃ. ૨૯૭-૯૮; સાંકળિયા, આગુ, પૃ. ૧૯૯, ૨૦૧. સૈન્ધવ રાજા જાઈકના દાનશાસનમાં ग्रामपति ઉપરાંત ને રાષ્ટ્રકૂટ દાનશાસનોમાં ग्रामकूट ઉપરાંત महत्तरનો ઉલ્લેખ આવે છે એ પરથી महत्तर એ ग्रामकूट-ग्रामपति કરતાં ભિન્ન હોવાનું સ્પષ્ટ થાય છે.

અધિકારી દ્રાંગિક કહેવાતો. સ્થાનાધિકરણિક એ સ્થાનનો વહીવટ કરનાર અધિકારી હતો ને સ્થાન એ સ્થલી નામે નાનો વિભાગ હોવાનું જણાય છે. દાવ એ શબ્દ પાછળ રૂપે જણાઈ રહ્યો છે. ભોગિક એ ભોગ નામે વહીવટી વિભાગનો વહીવટ કરનાર અધિકારી મનાય છે.[૬૪] ને કદાચ ભોગ એ ભોગ કર ઉઘરાવવાનું એકમ હોવા સંભવે છે. દક્ષિણ ગુજરાતમાં એનો દરજ્જો વિષયપતિથી ઊંચો ગણાતો લાગે છે.[૬૫] પથક ને આહારનો વહીવટ કરનાર અધિકારીઓનો દાનશાસનોમાં લેશમાત્ર ઉલ્લેખ આવતો નથી. દક્ષિણ ગુજરાતનાં દાનશાસનોમાં રાષ્ટ્રમહત્તર એ વિષયપતિના હાથ નીચેનો અધિકારી હોવાનું માલૂમ પડે છે.[૬૬] વિષયપતિ એ સમગ્ર વિષયનો વહીવટ કરનાર મુખ્ય અધિકારી હતો. રાષ્ટ્રપતિનો ઉલ્લેખ દાનશાસનોમાં આવતો નથી, પરંતુ એમના અનુગામી સૈન્ધવોનાં દાનશાસનોમાં આવે છે. આથી એ અધિકાર મૈત્રક રાજ્યમાં રાજસ્થાનીયના હાથમાં હોવા સંભવે છે. દાનશાસનોમાં દેયભૂમિની દૃષ્ટિએ મહત્તરથી શરૂ કરી ચડતો ક્રમ આપવામાં આવે છે[૬૭] કાં તો દાતાની દૃષ્ટિએ રાજાથી શરૂ કરી ઊતરતો ક્રમ આપવામાં આવે છે.[૬૮] ગ્રામ ને દંગના આંતરિક વહીવટ માટે આથી વિશેષ માહિતી ઉપલબ્ધ નથી.

૨૭૩. દાનશાસનોમાં દેયભૂમિ રાજ્યના કયા વિભાગમાં ક્યાં આવેલી છે એની વિગતો જણાવવામાં આવતી હોવાથી મૈત્રક કાલના

વહીવટી વિભાગોની ઘણી માહિતી મળે છે. વ-

વહીવટી વિભાગો રતીનું નાનું એકમ ગ્રામ હતું. મોટાંનાનાં ગામો

માટે ગ્રામ, ગ્રામક, પદ્ર, પદ્રક, પલ્લી, પલ્લિકા ઇત્યાદિ

---

૬૪ સાંકેતાર, સદર, પૃ. ૨૮૮

૬૫-૬૬ જુઓ રાજ-સામન્ત-ભોગિક-વિષયપતિ-રાષ્ટ્રગ્રામમહત્તરમાનો ક્રમ.

૬૭ મહત્તર દ્રાંગિક...સ્થાનાધિકરણિક-વિષયપતિ-રાજસ્થાનીય ઉપરિક-કુમારામાત્ય

૬૮ જુઓ ઉપર પા. ટી. ૬૫-૬૬.

જુદાજુદા શબ્દ પ્રચલિત હતા, પરંતુ વહીવટી દૃષ્ટિએ આ બધા પ્રકારના ગામ ગ્રામ જ ગણાતા.[૬૯] વળી વસવાટ વધતે ગ્રામ, પદ્ર કે પલ્લી કહેવાતા ગામ સમય જતાં વસ્તી ને વિસ્તારમાં મોટાનાના થયા કરતા ને છતાં રૂઢ થઈ ગયેલા એના અસલ નામ ભાગ્યેજ બદલાતા.[૭૦] આથી કોઈ ગામના નામ પરથી એ અમુક કાળમાં ખરેખર કેટલું મોટું કે નાનું હતું એ નક્કી કરવું મુશ્કેલ છે. વસ્તીના મોટા એકમને નગર, પુર, પુરી, પત્તન ઇત્યાદિ કહેતા. વહીવટી દૃષ્ટિએ એને દ્રઙ્ગ કહેતા. એની અંદર આસપાસના નાના ગામોનો પણ સમાવેશ કરવામાં આવતો. દા. ત. મણ્ડલીદ્રઙ્ગમાં સગમાનક, દન્તુરાપુર ને ચિંચાનક નામે ગામોનો સમાવેશ થતો.[૭૧] પરંતુ અલગ અલગ આવેલા ગામોની બાબતમાં स्थली, पथक, आहार ને विषय જેવા મોટા વહીવટી વિભાગોનો ઉલ્લેખ કરવામાં આવતો. સ્થલીનો ઉલ્લેખ માત્ર સુરાષ્ટ્રના દાનસ્થાનોના સંબંધમાં આવે છે, આથી એ વિભાગ સુરાષ્ટ્રમાં જ પ્રચલિત હતો એવું જણાય છે.[૭૨] पथकનો વિભાગ સુરાષ્ટ્ર, ઉત્તર ગુજરાત તેમજ દક્ષિણ ગુજરાતમાં પ્રચલિત હતો. आहारનો ઉલ્લેખ સહુથી પહેલો સુરાષ્ટ્રના સ્થળો મનથી આવે છે. શરૂઆતમાં એને आहरणी કહેતા, ને આગળ જતાં એ જ વિભાગને आहार કહેતા.[૭૩]

---

૬૯ દા. ત. છેદ્રકપદ્રકગ્રામ, દેવભદ્રપલ્લિકાગ્રામ, નવગ્રામકગ્રામ ઇત્યાદિ

૭૦ દા. ત. ખેટક આહારમાં સિંહપલ્લિકા જેવું નાનું ગામડું સમય જતાં પથકનું વડું મથક બન્યું હતું ને સુરાષ્ટ્રમાં કદમ્બપદ્ર, લોણાપદ્રક ને વટપલ્લિકા જેવાં નાના ગામ સમય જતાં સ્થલીના વડા મથક બન્યા હતા. એવી રીતે અંકોટક વિભાગનું વટપદ્ર એ સમયે એક નાનું ગામ હતું એ આગળ જતાં મોટું નગર બન્યું તો પણ વટપદ્ર (વડોદરા) જ કહેવાતું રહ્યું.

૭૧ જુઓ લેખ ૧૯, ૪૨, ૪૫

૭૨ આ શબ્દનો પ્રયોગ વનસ્થલીમાંથી વ્યુત્પન્ન થયેલા 'વંથળી' નામમાં હજી જળવાઈ રહ્યો છે.

૭૩ જુઓ § ११८

આથી સમય જતાં આ વિભાગનો વિસ્તાર થયો જણાય છે. आहार-નો ઉલ્લેખ પછી તો ઉત્તર તેમજ દક્ષિણ ગુજરાતનાં સ્થળોના સંબંધમાં યે આવે છે. विषयનો વિભાગ ઉત્તર ગુજરાતમાં તેમજ દક્ષિણ ગુજરાતમાં ખાસ પ્રચલિત હતો. આમાં पथक એ आहारनो ને आहार એ विषयનો પેટાવિભાગ હતો એવું સ્પષ્ટ જાણવા મળે છે, પરંતુ स्थली ને पथकનો ઉલ્લેખ કોઈ દાનશાસનમાં સાથે આવતો ન હોવાથી એ બે વચ્ચેનો સંબંધ નક્કી કરવો મુશ્કેલ છે. છતાં એ હાલના કસબા જેવો નાનો વિભાગ જણાતો હોઈ पथकનો પેટાવિભાગ હોવા સંભવે છે. स्थानाधिकरणिकना વહીવટ નીચેનો स्थान (થાણું) વિભાગ એ જ स्थली હોય એવું લાગે છે. पथक એ લગભગ હાલના તાલુકા જેટલો ને विषय એ જિલ્લા જેટલો પ્રચલિત વિભાગ હતો

૨૭૪. દાનશાસનોમાં આ ઉપરાંત બીજા અનેક વિભાગોનો ઉલ્લેખ આવે છે. पेठનો ઉલ્લેખ સુરાષ્ટ્રનાં દાનશાસનોમાં આવે છે, દા. ત. विन्तस्थान स्थलीना दीपनक पेठमां આવેલું वटग्राम.[७४] આ પરથી पेठ એ स्थलीનો પેટાવિભાગ હોવાનું જણાય છે. प्रावेश्य ને प्रापीयना શબ્દપ્રયોગ પરથી કેટલાક प्रवेश ને ग्राम નામે વહીવટી વિભાગોનું અનુમાન તારવે છે. પરંતુ એને લગતા ઉલ્લેખોની વિગતો તપાસતાં

છે તેવા મોટા વિભાગ તરીકે આવે છે, પરંતુ પશ્ચિમ ભારતમાં એ વિષયના પર્યાય તરીકે પ્રચલિત હોય એમ લાગે છે, કેમકે માલવકને સં. ૩૨૦ના દાનશાસનમાં भुक्ति કહે છે, જ્યારે સં ૩૨૧ના દાનશાસનમાં વિષય કહે છે.[૭૭] સુરાષ્ટ્ર દેશમાં वर्द्धमानभुक्तिનો પેટા વિભાગ હતો. રાષ્ટ્રકૂટ રાજ્યમાં લાટને દેશ કહેતા તેમ સુરાષ્ટ્રને દેશ ગણતા હશે.[૭૮] राष्ट्रपतिમાં વપરાતો राष्ट्र એ દેશનો પર્યાય લાગે છે. વિષયના પેટાવિભાગોમાં ક્વચિત્ ભૂમિનો ઉલ્લેખ આવે છે, જેમકે शिवभागपुर विषयની घृतालय भूमिમાં આવેલું पंगुलपल्लिका ग्राम.[૭૯] આમ વિષયના અનેક પ્રકારના પેટાવિભાગ જાણવા મળે છે, પરંતુ એ પેટાવિભાગોનો પરસ્પર સંબંધ નક્કી કરવો ઘણો મુશ્કેલ છે. છતાં આ વિવિધ વહીવટી વિભાગોમાં સહુથી વધુ પ્રચલિત એવા વિષય, આહાર ને પથકનો પરસ્પર સંબંધ નિશ્ચિત થઈ શકે છે એટલું યે સારું છે. આ વિભાગોનાં નામ મોટે ભાગે એના વડા મથકના નામ પરથી પડતાં, જેમકે खेटक विषय, हस्तवप्र आहार, नगरक पथक. આથી જ્યારે એક જ નામવાળા पथक ને आहारनो કે એક જ નામવાળા आहार ને વિષયનો ઉલ્લેખ સાથે કરવાનો પ્રાપ્ત થતો ત્યારે સામાન્ય રીતે એ નામની પુનરુક્તિ નહિ કરતાં એની આગળ पथकाहार કે आहार-विषय જેવા સમાસનો પ્રયોગ થતો, જેમકે खेटकाहारविषय (અર્થાત્ खेटक विषयनो खेटक आहार) કે लोहिकक्षपथकाहार (અર્થાત लोहिकक्ष आहारनो लोहिकक्ष पथक).[૮૦] મૈત્રક કાલના આ વિભાગો ને પેટાવિભાગોમાં સામાન્ય રીતે કેટલાં ગામોનો વિસ્તાર રાખવામાં આવતો એ નક્કી કરવા માટે દાનશાસનોમાં પૂરતી માહિતી ઉપલબ્ધ નથી.

---

૭૭ જુઓ § ૧૨૬.
૭૮ દેશવાચક નામ તરીકે એનો ઉલ્લેખ બહુવચનમાં આવે છે (सुराष्ट्रेषु).
૭૯ લેખ ૬૨
૮૦ જુઓ § ૧૨૨.

રાષ્ટ્રકૂટોના દાનશાસનોમા આવા કેટલાક વિભાગ ૭૫૦, ૮૪ ને ૧૨ ગામોના હોવાનુ જણાવવામા આવ્યુ છે.[૮૧] એ સમયના બનાવટી દાનશાસનો પરથી કમણીય ને કન્તારગ્રામ જેવા નાના વિષય સામાન્યત ૧૧૬ ગામોનો વિસ્તાર ધરાવતા હોવાનુ જણાય છે[૮૨] વિષયના વહીવટ માટે विषयपति, ભોગના વહીવટ માટે भोगिक સ્થલીના વહીવટ માટે स्थानाधिकरणिक, દ્રંગના વહીવટ માટે द्रांगिक ને ગ્રામના વહીવટ માટે ग्राममहत्तर ની નિમણૂક થતી

૨૭૫ દાનશાસનોનો વિષય ભૂમિદાનનો હોવાથી એમા ભૂમિદાનને લગતા અનેક ઉલ્લેખ આવે છે રાજ્યની તમામ જમીનની માલિકી કાયદેસર રાજાની ગણાતી ને ખરીદી જમીનની માલિકી ગણાતી કે ભોગવટાની રૂએ જમીનનો કબજો ધરાવનારને ખરી રીતે એના ભોગવટાનો જ હક રહેતો ખરા વ્યવહારમા તો કબજેભોગવટો ધરાવનાર આસામી એના માલિક જેવો જ ગણાતો આથી દાનશાસનોમા કેટલીક વાર सघक्षेत्र, ब्राह्मणइन्द्रसत्कक्षेत्र, कुटुम्बिसूर्यकप्रत्ययक्षेत्र એવા માલિકી સબંધના પ્રયોગ જોવામા આવે છે કેટલીક વાર ક્ષેત્રનો ઉલ્લેખ ખેડનારના નામે કરવામા આવતો, જેમકે कुटुम्बिसमुद्रकृष्टक्षेत्र, दासकप्रकृष्टक्षेत्र ઇત્યાદિ ક્ષેત્રનો કબજેદાર રાજા મારફત પોતાના ક્ષેત્રનુ કાયદેસર વેચાણ કરી શકે એવી છૂટ ગુપ્તકાલીન ભારતમા પ્રચલિત હતી,[૮૩] પરંતુ મૈત્રકકાલીન ગુજરાતના તામ્રશાસનોમા તમામ લેખ ભૂમિદાનના જ હોઈ એમા ભૂમિવિક્રયનો એકે ય લેખ ઉપલબ્ધ નથી

૨૭૬ રાજ્યની તમામ કૃષ્ય ભૂમિ સામાન્યત करद (કરને પાત્ર) હતી પરંતુ રાજા તરફથી ધર્મદેયમા અપાયેલી ભૂમિ अकरद

૮૧ સાંકળિયા, આગુ પરિશિષ્ટ, પૃ ૪૩

૮૨ લેખ ૧૦૦ ને ૧૩૫

૮૩ સાલેતોર, લાઇફ ઇન ધી ગુપ્ત એઇજ, પૃ ૩૩૦

(કરપાત્ર નહિ તેવી અર્થાત્ કરમુક્ત) ગણવામાં આવતી. ભોગવટો જમીનના આ પ્રકારના ભોગવટાને ધર્મદેય સ્થિતિ કહેતા.

આ ધર્મદેય દેવાલયને આપેલું હોય તો એ દેવદેય સ્થિતિ ગણાતી ને બ્રાહ્મણને આપેલું હોય તો એ બ્રહ્મદેય સ્થિતિ ગણાતી. મૈત્રકકાલીન દાનશાસનોમાં ભૂમિના ધર્મદેય માટે આ બંને પ્રકારના ભોગવટાહકનો ઉલ્લેખ કરવામાં આવે છે. દાનશાસનોમાં જણાવેલાં દેવભૂમિના આઘાટનો(ખૂટ)માં પણ અનેક બ્રહ્મદેય ક્ષેત્રોનો ઉલ્લેખ આવે છે; જેમકે ब्राह्मणशङ्करसत्कब्रह्मदेयक्षेत्र. બ્રહ્મદેય ભૂમિને અગ્રહાર પણ કહેતા. આ શબ્દ ખાસ કરીને ગામોનાં બ્રહ્મદેયોને માટે વધુ વપરાતો. એના સંબંધમાં ब्रह्मदेयस्थितिની જેમ अग्रहारस्थितिનો યે પ્રયોગ થતો. देवीक्षेत्र, सङ्घक्षेत्र, आदित्यदेवसत्कवापी ઇત્યાદિ શબ્દોમાં દેવાલયના કબજાભોગવટા ઉપરાંત દેવદેયનો ધ્વનિ રહેલો સંભવે છે. કોઈ દેયભૂમિની અંદર અગાઉ આપેલા દેવદેય ને બ્રહ્મદેયની ભૂમિનો સમાવેશ થતો હોય, તો એમાં અગાઉ આપેલી ભૂમિની ગણતરી થતી નહિ.[૮૪] ધર્મદેયની રૂએ આપેલી ભૂમિને મૈત્રકકાલીન દાનશાસનોમાં 'ભૂમિચ્છિદ્રના ન્યાયે (સિદ્ધાંતે) આપેલી' કહેવામાં આવે છે.[૮૫] ભૂમિચ્છિદ્રનો મૂળ અર્થ 'પડતર જમીન' થાય છે ને ખેડવા આપેલી પડતર જમીન પર કંઈ કર લેવામાં આવતો નહિ.[૮૬] આથી 'ભૂમિચ્છિદ્રના ન્યાયે' એટલે પડતર જમીનના ન્યાયે એવો અર્થ થાય છે ને એ અનુસાર અહીં આ ભૂમિને 'સર્વ પ્રકારના કરથી મુક્ત' જણાવવાનું અભિપ્રેત છે.[૮૭] વળી પડતર જમીનની જેમ આ ભૂમિ પણ

૮૪ पूर्वप्रत्तदेवब्रह्मदेयरहित:

૮૫ भूमिच्छिद्रन्यायेन....धर्म्मदायो निसृष्ट.

૮૬ કૃષ્યયોગ્યમ્ ફ્લીટ, કૉ૦૦, પુ. ૩, પૃ. ૧૩૮, પા. ટી. ૨. જુઓ કૌટિલ્ય અર્થશાસ્ત્ર, ૨, ૨.

૮૭ વૈધદેવના કમૌલી દાનશાસનમાં भूच्छिद्रन्यायाकिंचित्करग्राह्यम् એવો સ્પષ્ટ ઉલ્લેખ આવે છે. (એ૦, પુ ૨, પૃ. ૩૪૯)

કાયમ માટે સુપ્રત કરવામાં આવતી. દાનશાસનોમાં આવતા 'ચન્દ્ર, સૂર્ય, સમુદ્ર, ભૂમિ, નદી ને પર્વત ટકે ત્યાંસુધી' એ પદમાં[૮૮] દેય-ભૂમિનો કાયમી ભોગવટો ઉદ્દિષ્ટ છે. ધ્રુવસેન બાલાદિત્યના ભમોદરા-વાળા દાનશાસનમાં[૮૯] જે અક્ષયનીવીધર્મનો ઉલ્લેખ આવે છે તે પ્રકારના ભોગવટા-હકમાં 'અકબંધ રહેતી મૂડીના ન્યાયે' ભૂમિની ઊપજનો જ ભોગવટો કરવાનો હોય છે એ ભોગવટાનો હક માત્ર ગ્રહીતાને પોતાને જ રહે છે, એનો વારસો એના વંશજોને મળતો નથી.[૯૦] પરંતુ ભૂમિચ્છિદ્ર ન્યાયે આપેલી ભૂમિના ભોગવટાનો હક ગ્રહીતાના પુત્રપૌત્રાદિકની પેઢીઓને પણ મળતો રહે છે.[૯૧] મૈત્રકકાલીન રાજાઓ ધર્મદેય તરીકે અપાતી ભૂમિ સામાન્ય રીતે આ ન્યાયે જ આપતા હતા એ નોંધપાત્ર છે. ધર્મદેયની ભૂમિ લેનારને એ ભૂમિ 'ભોગવ-

વિસ્તાર એ અર્થમાં એકદમ નાનો પડે. દાનમાં મળેલા ૧૦ પાદાવર્તના ક્ષેત્રનો વિસ્તાર જો ૧૦ ચોરસ ફૂટ જેટલો નાનો હોય તો એમાં ખેડવાનું ને ભોગવવાનું કેટલું મળે? આથી ફ્લીટે પાદાવર્ત એટલે પાદને એક બાજૂ ફેરવીને મપાય એટલો અર્થાત્ એક પાદ (ફૂટ) લાંબો ને એક પાદ પહોળો જમીનનો ટુકડો એવો અર્થ ઘટાવ્યો છે[૯૪] તે યથાર્થ લાગે છે. આ અર્થ અનુસાર ૧૦૦ પાદાવર્તનું ક્ષેત્ર એટલે ૧૦૦ ચોરસ ફૂટ નહિ પણ ૧૦૦ ફૂટ ચોરસ (અર્થાત્ ૧૦૦ × ૧૦૦ = ૧૦,૦૦૦ ચોરસ ફૂટ) ક્ષેત્ર, આ રીતે પાદાવર્ત્ત એટલે બંને બાજૂ એટલા પાદ (ફૂટ) ભરતાં થતો વિસ્તાર. જેમ સુરાષ્ટ્રમાં જમીન પાદાવર્ત્તમાં મપાતી તેમ માલવકમાં ભક્તીમાં મપાતી. આ માપના વિસ્તારનો ખ્યાલ મેળવવો મુશ્કેલ છે. માલવકમાંથી આપેલાં બંને ક્ષેત્રોનો વિસ્તાર ૧૦૦-૧૦૦ ભક્તી જેટલો હતો. આથી આ માપ લગભગ પાદાવર્ત્ત જેટલું હોવા સંભવે છે. દક્ષિણ ગુજરાતમાં ખેતરની માપણી માટે નિવર્ત્તન નામે માપ પ્રચલિત હતું. નિવર્ત્તન એ પાદાવર્ત્તના જેવું બંને બાજૂનું માપ છે. એક નિવર્ત્તન એટલે ૩૦ દંડ લાંબું ને ૩૦ દંડ પહોળું એવો અર્થ થાય છે.[૯૫] નિવર્ત્તન શબ્દ પરથી એક દિવસનું ખેડકામ કરી એમાંથી છૂટા (નિવૃત્ત) થવાય એટલો જમીનનો ટુકડો એવું સૂચિત થાય છે.[૯૬] ખેટક ને ભરુકચ્છ વિષયમાં કેદાર(ક્યારડા)ની જમીનમાપણીની એક જુદી જ પદ્ધતિ ચાલતી હતી. એ પદ્ધતિમાં કેદારમાં જેટલા પિટક (ટોપલા) વ્રીહિ (ડાંગેર) વાવી શકાય તેટલા પિટકની ગણતરી કરવામાં આવતી; દા. ત 'બે પિટક વ્રીહી વવાય તેવડું' કે 'ચાર પિટક વ્રીહિ વવાય તેવડું.' એક પિટક વ્રીહિના વાવેતર માટે કેવડા કેદારનું ધોરણ ગણવામાં આવતું એ નક્કી કરવું મુશ્કેલ છે. દાનશાસનો પરથી જાણવા મળે છે કે

૯૪ ફ્લીટ, કોઇઇ, પુ. ૩, પૃ.૧૭૦, પા. ટી. ૪

૯૫-૯૬ કાણે, હિધ, પુ. ૩, પૃ. ૧૪૫, પા. ટી. ૧૮૫

ખેટક વિષયમા શ્રીલિપિટકનુ વિશિષ્ટ માપ (માન) પ્રચલિત હતુ સંગમ-ખેટક (સખેડા) વિષયમા પણ એનુ વિશિષ્ટ માપ ગણાતુ હતુ પિટક-થી નાનુ માપ પ્રસ્થનુ હતુ એક પ્રસ્થનો તોલ લગભગ ૫૬ તોલા જેટલો ગણાય છે, પરતુ એક પિટક કેટલા પ્રસ્થનો ગણાતો એ જાણવા મળ્યુ નથી એ આઢકની જેમ ચાર પ્રસ્થનો કે દ્રોણની જેમ સોળ પ્રસ્થનો હોવા સભવે છે. પૂર્વ ભારતમા જે કુલ્યવાપની પદ્ધતિ પ્રચલિત હતી તેમા એક કુલ્ય (સૂપડુ) ડાગેર વાવવાની જમીન એક એકર ઉપર ગણાતા આવતી એ અનુસાર એક પિટક ડાગેર વાવવાની જમીનનો ટુકડો એના કરતા ઠીકઠીક મોટો હોવો જોઈએ આમ મૈત્રકકાલીન ગુજરાતમા पादावर्त्त, भक्ती, निवर्त्तन, पिटकवाप ઇત્યાદિ અનેક જુદીજુદી પદ્ધતિ પ્રચલિત હતી.

**મહેસૂલ રાતો**

૨૭૮ ધર્મદેયમા જતા કરવામા આવતા વિવિધ કરના ઉલ્લેખ પરથી જમીન મહેસૂલ પેટે લેવામા આવતા અનેક પ્રકારના કરની માહિતી મળે છે મહેસૂલ માટે आदेय કે आदान શબ્દ વપ-રાતો દાનશાસનોમા અનેક પ્રકારના આદેય ગણાવવામા આવે છે, જેમકે ઉદ્રગ, ઉપરિકર, ધાન્યાદેય, હિરણ્યાદેય, ભાગ, ભોગ, વાત પ્રત્યાય, ભૂત પ્રત્યાય, વિષ્ટિ ને દશાપરાધ उद्रग ને उपरिकरનો ઉલ્લેખ મૈત્રકકાલના લગભગ બધા રાજાઓના દાન શાસનોમા આવે છે उद्रग એટલે ખેડૂતો પાસેથી છૂટકછૂટક મહેસૂલ ઉઘરાવી લેનાર જમીનદાર પાસેથી વસૂલ કરવામા આવતુ સામટુ મહેસૂલ ને उपरिकर એટલે જમીન પર માલિકીહક ન ધરાવતા ખેડૂતો ઉપર નાખેલો કર[૯૭] મૈત્રકકાલમા જમીન પર માલિકી કરતા ભોગવટાનો હક વધુ પ્રચલિત હોવાથી ઉદ્રગની સરખામણીએ ઉપરિ-કરની આવક ઘણી વધારે હોવાનુ જણાય છે उपरिकનો અધિકાર

૯૭ ઘોષાલ, હિસ્ટરી ઑફ ધી રેવન્યુ સીસ્ટિમ્સ, પૃ ૨૧૦, સાલેતોર, લાઇફ ઇન ધી ગુપ્ત એઇજ, પૃ ૩૪૮–૫૦

કેટલાક દાનશાસનોમાં આ ઉપરાંત સર્વ દિત્ય વિષ્ટિ ને પ્રતિભેદનના પરિહારનો ઉલ્લેખ આવે છે.[૧૦૬] કરમાંથી મળતી મુક્તિને પરિહાર કહેતા. ધર્મદેયની ભૂમિ કરમુક્ત હોઈને એમાં સર્વ રાજપુરુષોને હસ્તક્ષેપ કરવાની મનાઈ ફરમાવવામાં આવતી[૧૦૭] ચાટ ને ભટ લોકોને તો એમાં પ્રવેશ કરવાનો ખાસ પ્રતિબંધ કરવામાં આવતો[૧૦૮] ભૂમિનું દાન લેનારને એ ભૂમિ 'ભોગવવાનો, ખેડવાનો, ખેડાવવાનો ને સુપ્રત કરવાનો' હક મળતો.[૧૦૯] આ બાગવટામાં માત્ર એની ઊપજનો જ નહિ, એમાંથી મળતા સર્વ આદાન(આદેય)નો ય સમાવેશ થતો. આ આદેયોમાં ઉદ્રંગ ને ઉપરિકરનો ઉલ્લેખ લગભગ બધા રાજ્યોના દાનશાસનોમાં આવે છે એ ઉપરાંત ભૂતપ્રત્યાય, વાતપ્રત્યાય, ધાન્યાદેય, હિરણ્યાદેય, ભાગ, ભોગ, ઉત્પદ્યમાનવિષ્ટિ ને દશાપરાધ જેવા બીજા અનેક મહેસૂલોની ઊપજ રાજા દાન લેનારને સુપ્રત કરતો.[૧૧૦] આ બધા કર દાન લેનાર પાસેથી લેવાના હોય ને પછી એ પાછા એને જ આપવાના હોય તો તો એનો અર્થ વાસ્તવમાં કરમુક્તિ જેવો જ થાય. આથી ભૂમિના ધર્મદેયમાં દાન લેનારને વસ્તુતઃ જમીનનો કબજો મળતો નહિ, પણ જમીનનો કબજેભોગવટો ધરાવનાર પાસેથી એ ભૂમિ પર રાજાને ભરવાના કર હવેથી રાજાને બદલે રાજા પાસેથી એનું દાન લેનારને મળતા એવો અર્થ ઘટાવવામાં આવે છે.[૧૧૧]

---

૧૦૬ सर्वदित्यविष्टिपरिहीण (લેખ ૧૨૨), सर्व्वदित्यविष्टिप्रातिभेदिकपरिहीण (લેખ ૧૩૧)

૧૦૭ सर्व्वराजकीयानामहस्तप्रक्षेपणीयम्

૧૦૮ अचाटभटप्रावेश्यम्

૧૦૯ જુઓ ઉપર પા. ટી. ૯૨

૧૧૦ सोद्रङ्ग सोपरिकर सभूतवातप्रत्याय सधान्यभागभोगहिरण्यादेय सोत्पद्यमानविष्टिक सदशापराधम्

૧૧૧ કાણે, હિધ, પુ ૨, પૃ ૮૬૬

પરતુ દાનશાસનમા ભૂમિના દાનનુ નિવેદન તેમજ દેયભૂમિના આઘાટ નોમા બ્રહ્મદેય ક્ષેત્રોના માલિકોનો ઉલ્લેખ આવતો હોવાથી ભૂમિનુ ખરેખરુ દાન દેવાતુ હોવાની ખાતરી થાય છે આથી મને લાગે છે કે ઉપર જણાવેલા આદેશને લગતા ૫૦ મૂળમા ક્ષેત્રદાનના નહિ પણ ગ્રામદાનના સબધમા ઘડાયા હશે ને પછી ગ્રામદાનના શાસનમા રૂઢ થયેલા એ પદ વગર વિચાર્યે ક્ષેત્રદાનના શાસનમા પે ચાલુ રાખવામા આવ્યા હશે[૧૧૨] આ અનુમાન આ સર્વ પત્રોમા જણાવેલા આદેશોનો ઉલ્લેખ વસ્તુત ગ્રામને લાગુ પડે છે ને ધર્મદેયમા અપાયેલા ગામની સીમની જમીન પર એ દાન અગાઉ જેનો કબજોભોગવટો હોય તેનો કાયમ રહેતો, પરતુ એ જમીન પર લેવાતી સર્વ પ્રકારની આવક હવે રાજા દાન લેનારને સુપ્રત કરી દેતો એવો અર્થ બધ બેસે છે ક્ષેત્રદાનમા તો ક્ષેત્રનો ભોગવટો દાન લેનાર પોતે ધરાવતો હોઈ એના પર એને આ પ્રકારના કર માગવા સંભવે નહિ ક્ષેત્રદાનમા ખાસ કરીને કરની મુક્તિ મેળવવાનો પ્રશ્ન રહે છે, કર લેવાનો નહિ ગ્રામદાનને લગતા પરિહાર ને આદેશના ઉલ્લેખો પરથી એ દાન લેનારને આર્થિક લાભમા એ ગામની ભૂમિમાથી રાજાના જેટલા બધા લાભ મળતા એવુ કહી શકાય

૨૮૦ ભૂમિના દાનની સાથે રાજા તરફથી એ દાનના શાસનનુ ખત લખી આપવામા આવતુ આ શાસન દાન દેનાર રાજાની હયાતીમા પ્રમાણભૂત ગણાતુ એટલુજ નહિ, એના વશના અનુગામીઓ પણ એ શાસનને અનુમોદન આપી એનુ અનુપાલન કરતા પરતુ ભૂમિચ્છિદ્રન્યાયે આપેલી ભૂમિનુ દાન પુત્રપૌત્રાદિકને વારસાગત હોવાથી એ ભૂમિનો ભોગવટો પેઢીઓ ને પેઢીઓ લગી ચાલુ રહેતો આથી લાબા ગાળે કદી એ ભૂમિના ભોગવટાના અધિ

**દાનશાસન**

૧૧૨ પૂર્વપ્રત્તદેવબ્રહ્મદેયરહિત ૫૦ પણ દેવદેય ને બ્રહ્મદેય તરીકે અગાઉ અપાયેલા ક્ષેત્રાદિકના સબધમા ખાસ કરીને ગામના દાન પ્રસગે લાગુ પડે

કારનો પ્રશ્ન ઉપસ્થિત થાય તો એ વખતે એ દાનશાસનનો પુરાવો રજૂ કરવો પડે વળી દાન દેનાર રાજાના વંશની જગ્યાએ બીજો વંશ સત્તા પર આવે ત્યારે આવા દાનશાસનોની ખાસ જરૂર પડે આથી દાનશાસનની પ્રત દાન લેનારના કુટુંબે કાયમ માટે સાચવીને જાળવી રાખવી પડતી સમય જતાં કોઈ વાર અગાઉના રાજાને નામે બનાવટી દાનશાસન તૈયાર કરવામાં આવતાં[113] આથી દાનશાસનના ખરાપણાની ખાતરી માટે એની અંદર છેવટમાં રાજાના સ્વહસ્ત આપવામાં આવતા[114] કોઈ વાર દાનશાસન ગૂમ થયું હોય તો એના અગાઉના તેમજ ચાલુ ભોગવટાને આધારે ફરી દાનશાસન ઘડાવી આપવામાં આવતું[115] કોઈ વાર દાનશાસનને અભાવે દાનની ભૂમિનો ભોગવટો પણ લુપ્ત થયો હોય તો અધિકારીને નવું દાનશાસન લખી આપી એનો હક ચાલુ કરી આપવામાં આવતો[116] ભૂમિદાનની સાથે એને લગતા ગામશાસનનું કાયમી ખત લખાવી આપવું જોઈએ એવો નિયમ યાજ્ઞવલ્ક્યાદિ સ્મૃતિઓમાં પણ આપવામાં આવ્યો છે[117] દાનશાસનમાં લખવાના મુદ્દા પણ સ્મૃતિઓમાં જણાવવામાં આવ્યા છે યાજ્ઞવલ્ક્ય દાનશાસનમાં રાજા ને એના પૂર્વજોના નામ, દેયભૂમિનું માપ,

---

૧૧૩ મૈત્રકકાલીન રાજાઓને નામે પણ કેટલાંક બનાવટી દાનશાસન ઘડાયાં હતાં દા ત જુઓ લેખ ૧૦૦ ૧૦૧, ૧૩૫ ૧૩૭ ૧૩૮

૧૧૪ જેમકે स्वहस्तो मम महाराजश्रीधरसेनस्य स्वहस्तोऽयं श्रीवीतराग सूनो रणग्रहस्य ઇત્યાદિ કેટલાક રાજવંશોના દાનશાસનોમાં રાજદસ્તક આપવાનો રિવાજ નહોતો (જુઓ § ૨૮૨ )

૧૧૫ દા ત જુઓ લેખ ૭ માં ब्राह्मणमाधवपूर्व्वभुक्तभुज्यमान

૧૧૬ દા ત જુઓ લેખ ૫૩ માં महाराजद्रोणसिंहेन ताम्रशासनेऽभिलिख्य प्रतिपादितमन्तराच्च विच्छित्तिं नीतं तदस्माभि . समुत्सङ्कलितम्

૧૧૭ दत्त्वा भूमिं निबन्धं वा कृत्वा लेख्यं तु कारयेत्। વળી જુઓ શ્લોક ૩૨૦માં शासनं कारयेत् स्थिरम्। (याज्ञ स्मृति, १, ३१८)

દાન ને દાનના આચ્છેદને લગતા ફળનું વર્ણન, રાજાના દસ્કત ને દાનની મિતિ નોધવાનું જણાવે છે ૧૧૮ બૃહસ્પતિ એમા શાસનનું સ્થળ, રાજાના પૂર્વજો, દાન લેનારની કાયમી માલિકી, દાન પાછુ લઈ લેવાના દોષને લગતા શ્લોક, વિગતવાર મિતિ ને રાજપુરુષોની સહીનો સમાવેશ કરવા જણાવે છે ૧૧૯ વ્યાસ આ ઉપરાંત દાનનુ શાસન બ્રાહ્મણો, અધિકારીઓ, ગૃહસ્થો વગેરે સહુને સંબોધવાનુ અને દાન દેવામા પોતાના માતાપિતાના ને પોતાના પુણ્યસંપાદનનો હેતુ જણાવવાનું ઉમેરે છે ૧૨૦ મૈત્રકકાલીન ગુજરાતના દાનશાસનોમા આમાની ઘણીખરી બાબતોનો સમાવેશ થયો જણાય છે જેમકે શાસનનું સ્થળ, રાજા ને એના પૂર્વજોના નામ, દાન દેવાનો હેતુ ભૂમિનું માપ, દેવભૂમિનો માલિકીહક, દાનના અનુપાલનને લગતા શ્લોક, રાજાના દસ્કત ને દાનની મિતિ દાનનુ શાસન સામાન્યત સહુ લાગતાવળગતાઓને ને વિશેષત લાગતાવળગતા અધિકારીઓને સંબોધવામા આવે છે શાસનને અંતે અધિકારીઓમા શાસનના લેખને લગતા બે અધિકારીઓના નામ આપવામા આવે છે, પરતુ એમની સહી આપવામા આવતી નથી.

૨૮૧ મૈત્રકકાલીન ગુજરાતના જે અનેક રાજ્યોના દાનશાસન મળ્યા છે તેમા મૈત્રક રાજ્યના દાનશાસનોની સખ્યા ઘણી મોટી છે

---

૧૧૮　अभिलेख्यात्मनो वंश्यानात्मान च महीपति ॥
प्रतिग्रहपरीमाण दानाच्छेदोपवर्जनम् ।
स्वहस्तकालसंपन्न शासन कारयेत् स्थिरम् ॥ (१, ३१९–२०)
વૃત્તિકાર વિશ્વરૂપ આમાના दानाच्छेदोपवर्णनનુ વિવરણ આ પ્રમાણે કરે છે एतद् दानफलम्, एतद् आच्छेदनफल, षष्टि वर्षसहस्राणि नरके वसेत् इत्यादि

૧૧૯-૧૨૦ अपरार्कयाज्ञवल्कीयधर्मशास्त्रनिबन्ध, પુ ૧, પૃ ૫૭૯ ૮૦ (હિધ, ૨, ૮૬૧)

**લેખપદ્ધતિ** ને દાનશાસનના લેખની પદ્ધતિ પણ એમા પૂર્ણ વિકાસ પામી જણાય છે આ લેખ ઉચ્ચ શૈલી ॥ ગદ્યમા લખાતો

શરૂઆતમા મહારાજા દ્રોણસિંહના સમયમાં દાનશાસનનો લેખ એક પતરા પર સમાય એટલો સંક્ષિપ્ત ઘડવામા આવેલો, પરંતુ પછી મહારાજા ધ્રુવસેન ૧લાના સમયથી એમા રાજવંશ, રાજપૂર્વજો ને રાજપ્રશસ્તિના જરૂરી મુદ્દા ઉમેરીને લેખના લખાણને બે પતરાં પર કોતરવાનુ રાખવામા આ યુ ત્યારથી દાનશાસનના લેખની પદ્ધતિ લગભગ પૂર્ણત ઘડાઈ ચૂકી હતી સમય જતા રાજવંશના વિસ્તારે સાથે રાજપૂર્વજોની પ્રશસ્તિનુ લખાણ લખાતું જતા સ્થગમકોચ થવા લાગ્યો ત્યારે એમાથી શરૂઆતના કેટલાક પૂર્વજોની પ્રશસ્તિ કમી કરવામા આવી[૧૨૧] શાસનના સંબોધનના વાકચમા અધિકારીઓની લાબી યાદી રદ કરવામા આવી[૧૨૨] ને રાજાના દસ્કતમા પણ એના નામ ને બિરદ કમી કરવામા આવ્યા[૧૨૩] વળી દાનશાસનને અતે દૂતક, લેખક, મિતિ ને રાજદસ્કત ॥ મુદ્દાઓનો કંઈ ક્રમ નિયત થયો નહોતો તે હવે નિયત કરવામા આવ્યો[૧૨૪] એવી રીતે અગાઉ

૧૨૧ ભટાર્ક ને ગુહસેનની પ્રશસ્તિની વચ્ચે આવતી સેનાપતિ ધરસેનાદિ ચાર રાજાઓની પ્રશસ્તિ રદ કરવામા આવી છે (જુઓ ૬ ૪૪ ને એની પા ટી ૪)

૧૨૨ દા ત ધ્રુવસેન ર જાના દાનશાસનોમા માત્ર सर्वानेव यथासम्बध्यमान कान् समाज्ञापयति લખવામાં આવે છે ધરસેન ૪ થાના સમયથી વળી આમાનો यथासम्बध्यमानकान् શબ્દ પણ રદ કરવામા આવે છે

૧૨૩ શીલાદિત્ય ૧ લાના સમયથી રાજાના દસ્કતમા માત્ર स्वहस्तो मम એટલુ જ લખાય છે એમાં દસ્કત કરનારનુ નામ પણ ન હોવાને લીધે દસ્કતના મરોડનુ મહત્ત્વ ઘણુ રહેતુ હશે

૧૨૪ અગાઉના દાનશાસનોમા સ્વહસ્ત દૂતક લેખક ને મિતિ, અથવા લેખક મિતિ સ્વહસ્ત દૂતક, અથવા લેખક સ્વહસ્ત દૂતક મિતિ, એવો ગમે તે ક્રમ નજરે પડે છે એને બદલે શીલાદિત્ય ૧ લાના સમયથી દૂતક લેખક મિતિ ને સ્વહસ્ત એવો ક્રમ નિયત થયેલો જોવામા આવે છે

દાનશાસનમાં પુરાણોના શ્લોક અંતે વધતી જગ્યાની સગવડ પ્રમાણે ગમે તેટલી સંખ્યામાં ને ગમે તે ક્રમે ટાંકવામાં આવતા એને બદલે હવે એમાં અમુક જ શ્લોકો અમુક ક્રમે આપવા એવી પદ્ધતિ અપનાવવામાં આવી.[૧૨૫] આ સુધારાવધારા સાથેની લેખપદ્ધતિ ઘણે અંશે શીલાદિત્ય ધર્માદિત્યના સમયથી ને પૂર્ણતઃ ચક્રવર્તી ધરસેનના સમયથી સુનિશ્ચિત બની ગઈ જણાય છે. ને એ પછી રાજવંશના વિસ્તાર અનુસાર રાજપૂર્વજોની પ્રશસ્તિના વધતા જતા લખાણને પહોંચી વળવા પતરાંનું કદ વધારતા રહેવાની ને અક્ષરોનું કદ ઘટાડતા જવાની રીત અખત્યાર કરવામાં આવી, પરંતુ મુકરર થયેલી લેખપદ્ધતિમાં ક્યાંય કંઈ કાપ મૂકવામાં આવ્યો નહિ. આ લેખપદ્ધતિનાં મુખ્ય અંગ નીચે પ્રમાણે છે:

(૧) આરંભિક મંગલવચન;[૧૨૬]
(૨) શાસન સ્થળ;[૧૨૭]
(૩) રાજવંશ;[૧૨૮]
(૪) પૂર્વજો ને પુરોગામીઓની પ્રશસ્તિ;[૧૨૯]

---

૧૨૫ અગાઉનાં દાનશાસનોમાં એક બે ત્રણ ચાર કે પાંચ શ્લોક ટાંકવામાં આવતા એને બદલે શીલાદિત્ય ૧ લાના સમયથી હમેશાં 'बहुभिर्वसुधा भुक्ता०, यानीह दारिद्र्यभयान्नरेन्द्रै०, ने षष्टिं वर्षसहस्राणि० એ ત્રણ શ્લોક જ લેવામાં આવે છે ને એનો ક્રમ પણ ઉપર જણાવ્યા મુજબ નિયત થયેલો છે. (જુઓ પૃ. ૨૦૨.)

૧૨૬ स्वस्ति કે ॐ स्वस्ति

૧૨૭ वलभीतः કે विजयस्कन्धावारात्, अमुकवासकात्

૧૨૮ प्रसभप्रणतामित्राणां मैत्रकाणाम्

૧૨૯ દા. ત. अतुलबलसपत्नमण्डलाभोगसंसक्तसंप्रहारशतलब्धप्रतापः प्रतापोपनतदानमानार्जवोपार्जितानुरागानुरक्तमौलभृतमित्रश्रेणीबलावाप्तराज्यश्री परममाहेश्वरश्रीसेनापतिभटार्कस्तस्य सुतः........श्रीसेनापतिधरसेनस्तस्यानुजः....ઇત્યાદિ.

(૫) દાન દેનાર રાજાની પ્રશસ્તિ ને એનાં બિરુદ;[૧૩૦]
(૬) લાગતાવળગતાઓને નિવેદન;[૧૩૧]
(૭) દાનની હકીકત;
(અ) દાન દેવાનો હેતુ,[૧૩૨]
(આ) દાન લેનારનાં નામઠામ,[૧૩૩]
(ઇ) દાનની ઉપયોગિતા,[૧૩૪]

---

૧૩૦ દા. ત. तस्य सुतस्तत्पादकमलप्रणामधरणिकषणजनितकिणलाञ्छनललाटचन्द्रशकलः शिशुभाव एव श्रवणनिहितमौक्तिकालङ्कारविभ्रमामलश्रुतिविशेषः............प्रणतसामन्तमण्डलोत्तमाङ्गधृतचूडारत्नायमानशासनः परममाहेश्वरः परमभट्टारकमहाराजाधिराजपरमेश्वरचक्रवर्तिधरसेनः कुशली

૧૩૧ દા.ત. सर्व्वानेव स्वानायुक्तकविनियुक्तकद्राङ्गिकमहत्तरचाटभटध्रुवाधिकरणिकदाण्डपाशिकादीनन्यांश्च यथासंबध्यमानकान्समनुदर्शयति अस्तु वस्संविदितं यथा...વળી જુઓ ઉપર પા. ટી. ૧૨૨.

૧૩૨ मातापित्रोः पुण्याप्यायनाय. શરૂઆતના દાનશાસનોમાં આ ઉપરાંત आत्मनश्चैहिकामुष्मिकयथाभिलषितफलावाप्तिનું યે પ્રયોજન જણાવવામાં આવતું.

૧૩૩ બ્રાહ્મણની બાબતમાં अमुकस्थानविनिर्गत–अमुकस्थानवास्तव्य–अमुकसगोत्र–अमुकशाखासब्रह्मचारि–ब्राह्मण–अमुकपुत्र–ब्राह्मण-अमुकाय (આમાં કેટલીક વાર अमुकस्थानचातुर्विद्य(કે त्रैविद्य)सामान्य ઉમેરવામા આવે છે.) બૌદ્ધ વિહારની બાબતમાં अमुकस्थानसंनिविष्टअमुकजनकारित–अमुकविहारे..., ને દેવાલયની બાબતમાં अमुकस्थाननिविष्ट–अमुकजनकारित–अमुकदेवपादानां...

૧૩૪ બ્રાહ્મણની બાબતમાં बलिचरुवैश्वदेवाग्निहोत्रातिथिपञ्चमहायाज्ञिकानां क्रियाणां समुत्सर्प्पणार्थम्, દેવાલયની બાબતમાં अमुकदेवपादानां पूजास्नपनगन्धधूपपुष्पमाल्यदीपतैलाद्युपयोगाय वाद्यगीतनृत्याद्यर्थं पादमूलप्रजीवनाय देवकुलस्य च खण्डस्फुटितप्रतिसंस्काराय, ને વિહારની

(ઇ) દેયભૂમિની વિગતો,[૧૪૫]

(ઉ) દેયભૂમિ પરના હક,[૧૩૬]

(ઊ) દાનક્રિયા,[૧૩૭]

(૮) દાન લેનારને દેયભૂમિના ભોગવટામા હરકત નહિ કરવાનું ફરમાન,[૧૩૮]

(૯) દાનના અનુમનન ને પરિપાલન માટે ભાવી રાજાઓને અપીલ,[૧૩૯]

---

બાબતમા तन्निवासिचतुर्दिशाभ्यागतार्य्यभिक्षुसङ्घाय, चीवरपिण्डपात शयनासनग्लानप्रत्ययभैषज्यपरिष्कारार्थं भगवता च बुद्धानां पूजा स्नपनगन्धधूपपुष्पमाल्यतैलाद्युपयोगाय विहारस्य च खण्डस्फुटित प्रतिसंस्काराय ।

૧૩૫ ગામની બાબતમા अमुकदेशे अमुकविभाग अमुकग्राम ને ખેત્રની બાબતમા अमुकग्रामे अमुकमीम्नि अमुकपादावर्त्त अमुकक्षेत्र यस्या घाटनानि पूर्व्वत अमुक दक्षिणत अमुक अपरत अमुकम् उत्तरत अमुकम् एवमेतच्चतुराघाटनविशुद्ध क्षेत्रम् । (સીમાઓમા દિશાઓ હમેશા આ ક્રમથી જ ગણાવવામા આવે છે પરંતુ કેટલીક વાર ઉપર જણાવેલી પદ્ધતિને બદલે अमुकात्पूर्व्वत अमुकात् दक्षिणत अमुकात् अपरत अमुकात् उत्तरत એવી જુદી પદ્ધતિ યે નજરે પડે છે)

૧૩૬ सोद्रङ्ग सोपरिकर सभूतवातप्रत्याय सधान्यहिरण्यादेयस्सदशापराध स्सोत्पद्यमानविष्टिकस्सर्व्वराजकीयानामहस्तप्रक्षेपणीय पूर्व्वप्रत्तदेवब्रह्म देयरहितो भूमिच्छिद्रन्यायेनाचन्द्रार्कार्णवक्षितिसरित्पर्व्वतसमकालीन पुत्रपौत्रान्वयभोग्य ।

૧૩૭ यथा मया अमुकग्राम उदकातिसर्गेण धर्म्मदायतया निसृष्ट

૧૩૮ यतोऽस्योचितया धर्म्मदेयस्थित्या भुञ्जत कृषत कर्षयत प्रदिशतो वा न कैश्चिद्व्यासेधे वर्त्तितव्यम् ।

૧૩૯ आगामिभद्रनृपतिभिरप्यस्मद्वंशजैरन्यैर्व्वा अनित्यान्यैश्वर्य्याण्यस्थिरं मानुष्य

(૧૦) દાનના અનુપાલનના પુણ્ય તેમજ અપહરણના પાપને લગતા શ્લોક,[૧૪૦]
(૧૧) દૂતકના નામ ને અધિકાર,[૧૪૧]
(૧૨) લેખકના નામ ને અધિકાર,[૧૪૨]
(૧૩) દાનની મિતિ (સંવત, માસ, પક્ષ, તિથિ),[૧૪૩]
(૧૪) રાજાના દસ્કત[૧૪૪]

૨૮૨ અન્ય રાજ્યોમાં ગારુલક રાજ્યના દાનશાસનની લેખપદ્ધતિ પૂર્ણત મૈત્રક રાજ્યના દાનશાસનની લેખપદ્ધતિ અનુસાર છે સૈન્ધવ રાજ્યના મૈત્રકકાલીન દાનશાસનનો પૂરો નમૂનો ઉપલબ્ધ નથી, પરંતુ એનો ઉત્તરાર્ધ જ ઉપલબ્ધ છે એ પરથી સૈન્ધવોએ પણ એ લેખપદ્ધતિને લગભગ પૂરેપૂરી અપનાવી લાગે છે છતાં એના લેખનમાં ગારુલકોના દાનશાસનની સરખામણીએ કેટલીક નવીનતા નજરે પડે છે[૧૪૫] વળી દાનશાસનનો છેવટનો ભાગ પદ્યમાં રચાયો છે ને લેખને

---

सामान्यमभूमिदानफलमवगच्छद्भिरयमस्मद्वायोऽनुमन्तव्य परिपालयितव्यश्च। શરૂઆતના દાનશાસનોમાં આ ઉપરાંત यश्चाच्छिन्द्यादाच्छिद्यमानं वानुमोदेत स पञ्चभिर्म्महापातकैस्सोपपातकैस्संयुक्त स्यादिति એવું ઉમેરવામાં આવતું

૧૪૦ उक्तञ्च भगवता वेदव्यासेन व्यासेन। (પછીના દાનશાસનોમાં માત્ર उक्तञ्च એટલું જ હોય છે) શ્લોકો માટે જુઓ ઉપર પા ટી ૧૨૫

૧૪૧ દા ત दूतकोऽत्र राजपुत्रध्रुवसेन।

૧૪૨ દા ત लिखितमिद सन्धिविग्रहाधिकृतदिविरपतिस्कन्दभटपुत्रदिविरपतिश्रीमदनहिलेन।

૧૪૩ દા ત स ३३४ माघ शु ६

૧૪૪ જુઓ ઉપર પા ટી ૧૧૪ ને ૧૨૩

૧૪૫ દા ત मानुष्यकमपि प्रबलमारुताहतपद्मिनीपत्रस्थितजललवलोलमाकलय्य .अर्थजातमनिलसंगिदीपशिखाचचलमालोच्य...

છેડે શાસન કોતરનારનુ નામ ઉમેરવામા આવ્યુ છે[૧૪૬] દક્ષિણ ગુજરાતના રાજ્યોમા ત્રૈકૂટક રાજાના દાનશાસન મૈત્રક મહારાજ દ્રોણસિંહના દાનશાસનથી પ્રાક્કાલીન હોઈ મૈત્રકોના દાનશાસનના આદ્ય નમૂના રૂપ છે એની લેખપદ્ધતિમા રાજાના પૂર્વજોની પ્રશસ્તિનો ને રાજાના હસ્તનો સમાવેશ કરવામા આવ્યો નથી અને એમા દાનની ઉપયોગિતાનો તેમ ઉદકાતિસર્ગની દાનક્રિયાનો ઉલ્લેખ કરવામા આવ્યો નથી વળી શાસનનું સબોધન દેયભૂમિવાળા પ્રદેશના નિવાસીઓને કરવામા આવ્યુ છે ને દેયભૂમિ પરના અધિકાર સંક્ષેપમા જણાવવામા આવ્યા છે[૧૪૭] આથી મૈત્રકોના દાનશાસનની સરખામણીએ આ દાનશાસન ઘણા ટૂકા છે મહાસામત સગમસિંહના દાનશાસનમા દ્રોણસિંહના દાનશાસનની જેમ રાજવશ કે રાજપૂર્વજો ને રાજપ્રશસ્તિનો વિસ્તાર કરવામા આવ્યો નથી, પરતુ બાકીની બધી પદ્ધતિ પછીના મૈત્રક દાનશાસનોની પદ્ધતિ જેવી જ છે માત્ર લેખને અતે રાજાના હસ્તક આપવામા આવ્યા નથી કટચ્ચુરિ રાજા બુદ્ધરાજના દાનશાસનની પદ્ધતિ ઉપર જણાવેલી લેખપદ્ધતિને લગભગ પૂરેપૂરી મળતી આવે છે માત્ર મિતિ આકડાઓ ઉપરાત શબ્દોમા પણ આપવામા આવી છે[૧૪૮] ને રાજાના દસ્કત આપવામા આવ્યા નથી એ બે ફેરફાર માલૂમ પડે છે ગુર્જરનૃપતિવશના દાનશાસનોની પદ્ધતિ પણ મૈત્રક દાનશાસનની લેખપદ્ધતિ સાથે લગભગ પૂરુ સામ્ય ધરાવે છે પછીના દાનશાસનોમા શરૂઆતના ગૌણ પૂર્વજોની પ્રશસ્તિ કમી કરવામા આવી છે ને આગળ જતા તામ્રપત્રોનુ કદ વધારવામા આવે છે મિતિ શબ્દોમા તેમજ આકડાઓમા આપવામા આવે છે

---

૧૪૬ शङ्करसुतदेद्दकेनोत्कीरितं

૧૪૭ चोरराजापथ्यकारिवर्ज्जमचाटभटप्रावेश्या सर्व्वदित्यविष्टिपरिहीणा

૧૪૮ પહેલાં શબ્દોમા મિતિ આપી છે પછી દૂતક ને લેખકના નામ આપ્યા છે ને છેવટે ફરી આકડાઓમા મિતિ આપી છે

સમયે ભૂમિદાનના તામ્રશાસનની પદ્ધતિ પ્રચલિત થઈ ચૂકી હતી. પરંતુ એના શાસન દરમિયાન સૌરાષ્ટ્રમાંથી કોઈ ભૂમિદાન અપાયું હોય ને એનું તામ્રશાસન ઘડાયું હોય એવું જણાતું નથી. ત્રૈકૂટક રાજ્યના દાનશાસનમાં પણ ગુપ્ત સામ્રાજ્યના દાનશાસનોની પદ્ધતિ ઘણા ઓછા પ્રમાણમાં દેખા દે છે. ઊલટું એ ઉચ્છકલ્પનાં દાનશાસનોની પદ્ધતિ સાથે ઘણું સામ્ય ધરાવે છે[૧૫૬] ને એ બંને વંશનાં દાનશાસનોની પદ્ધતિ વાકાટક વંશના દાનશાસનોની પદ્ધતિ પરથી ઘડાઈ લાગે છે. વળી વાકાટકોના દાનશાસનની પદ્ધતિ આદ્ય પલ્લવોનાં પ્રાકૃત દાનશાસનોની પદ્ધતિ અનુસાર ઘડાઈ જણાય છે.[૧૫૭] આમ મૈત્રકકાલીન ગુજરાતના દાનશાસનની લેખપદ્ધતિનું મૂળ ઉત્તર ભારતના નહિ પણ દક્ષિણ ભારતના દાનશાસનની પદ્ધતિમાં રહેલું જણાય છે.[૧૫૮]

૨૮૪. ભૂમિદાન શાશ્વત પ્રકારનું હોઈને એનું શાસન પેઢીઓ ને પેઢીઓ લગી જાળવી રાખવાની જરૂર રહેતી. આથી રાજા તરફથી દાન લેનારને દાનશાસન તાંબાનાં પતરાં પર કોતરાવી આપવામાં આવતું. એને તામ્રપત્ર કે તામ્રશાસન કહે છે.[૧૫૯] ધર્મશાસ્ત્રમાં દાનશાસનને તામ્રપત્રો પર કોતરવાનો નિયમ

**તામ્રપત્રો**

આપવામાં આવ્યો છે[160] ને એના કારણમાં એ ધાતુના ટકાઉપણાનો સ્પષ્ટ નિર્દેશ કરવામાં આવ્યો છે.[161] મૈત્રકકાળના દોઢેક હજાર વર્ષ જેટલા પ્રાચીન દાનશાસન એના તામ્રપત્રોને લીધે જ મોજૂદ રહ્યા છે એ દેખીતું છે. મૈત્રકકાળના બધા રાજ્યોના દાનશાસનોના તામ્રપત્ર એકંદરે લંબચોરસ આકારના છે. એનો ઘાટ મૂળ ખતના તાડપત્રોની જેમ શરૂઆતમાં એકદમ લાંબો ને સાંકડો રાખવામાં આવેલો તે હવે ધીમેધીમે ઉત્તરના ભૂર્જપત્રોની જેમ લગભગ સમચોરસ જેવો થતો જાય છે. પલ્લવોના તામ્રપત્રોનો છે તેવો તાડપત્ર જેવો ઘાટ ખાસ કરીને ત્રૈકૂટકોના તામ્રપત્રોમાં દેખા દે છે. એની લંબાઈ લગભગ ૯ ઇંચ જેટલી ને પહોળાઈ ૩ ઇંચ જેટલી હોય છે. પચાસેક વર્ષ પછી ઘડાયેલા સંગમસિંહના દાનશાસનમાં એનો ઘાટ ૧૧॥×૬॥ ઇંચ જેવો થાય છે ને થોડેક વર્ષમાં તો એ લગભગ ૧૦¾×૭¾ ઇંચ જેવો થઈ જાય છે. પછી ગુર્જરનૃપતિ, ચાહમાન, સૈંદ્રક, ચાલુક્ય ને રાષ્ટ્રકૂટ વંશના તામ્રપત્રોના ઘાટમાં લંબાઈ ને પહોળાઈનું પ્રમાણ એકંદરે લગભગ એ પ્રમાણે જ રખાતું આવે છે. મૈત્રક રાજ્યના તામ્રપત્રનો ઘાટ શરૂઆતમાં ૧૪×૭ ઇંચ જેવો રાખવામાં આવ્યો હતો, પરંતુ સમય જતાં એની લંબાઈ ને પહોળાઈનું પ્રમાણ વધતું ગયું ને તામ્રપત્રનું સરેરાશ કદ ૧૨×૮ ઇંચથી માંડીને ૧૬×૧૨ ઇંચ સુધીનું થતું ગયું.[162] દાનશાસનની મૂળ પ્રત તો અહીં તાડપત્રો પર જ લખાતી હશે ને તાડપત્ર પહોળાઈમાં ૧ થી ૩ ઇંચ જેટલા સાંકડા હોય છે, પરંતુ એ

---

૧૬૦ पटे वा ताम्रपट्टे वा स्वमुद्रोपरिचिह्नितम्। (याज्ञ० स्मृति, १, ३१९)

૧૬૧ प्रत्यक्षं दृश्यते पुत्र द्विजशासनमक्षयम्।
अविनाशो हि ताम्रस्य कारणं तत्र विद्यते॥ (स्कं०पु०,३,३४,७)

૧૬૨ ઘણાં તામ્રશાસન પાંચસાત પતરાં પર કોતરેલાં હોય છે. લાંબાં તામ્રશાસનોમાં પતરાંની સંખ્યા ક્વચિત્ છેક ૨૧ સુધીની નજરે પડે છે (જુઓ ભારતીય પ્રાચીન લિપિમાલા, પૃ. ૧૫૩)

અનુસાર તામ્રપત્ર પણ એટલા સાંકડા રાખવામાં આવે તો એક દાનશાસનના લેખ માટે એવડા અનેક પતરાની જરૂર પડે દક્ષિણ ભારતમાં તો પતરાનું આ કદ કાયમ રાખી એની સંખ્યા છૂટથી વધારતા જતા[૧૬૩] પરંતુ ઉત્તર ભારતના દાનશાસન સામાન્યતઃ બે પતરાં પર જ સમાવવામાં આવતાં આ અનુસાર ગુજરાતમાં પણ બે પતરાની સંખ્યાને સ્થિર ગણીને દાનશાસનના વધતા જતા લંબાણ અનુસાર પતરાનું કદ વધારતા રહેવાનું પસંદ કરવામાં આવ્યું મૈત્રક રાજ્યનું પહેલું દાનશાસન અપવાદ રૂપે બે પતરાંને બદલે એક પતરા પર ઘડવામાં આવ્યું હતું, બાકીનાં બધાં દાનશાસન નાનાંમોટાં બે પતરાં પર જ કોતરેલાં છે પતરાં પર લેખ કોતરતી વખતે તાડપત્રની જેમ એની લાંબી બાજુને આડી રાખીને એના પર ઝાંખી લીટીઓ લેવામાં આવતી તામ્રપાશાની બહારની બાજૂ અરક્ષિત રહેતી હોવાથી દાનશાસનનું લખાણ એની અંદરની બાજૂ પર જ કોતરવામાં આવતું આથી એના બે પત્ર પર લખાણ માટે ચારને બદલે બે જ પૃષ્ઠની જગ્યા રહેતી ત્રણ ઇંચની ઊંચાઈના પતરાં પર લગભગ ૬થી ૯ લીટી કોતરાતી પરંતુ પ્રશસ્તિવાળા દાનશાસનના લેખ શરૂઆતમાં જ ૨૦–૨૫ લીટી જેટલા લાંબા હોઈને ધીમેધીમે ૪૦–૫૦ લીટી જેટલા કે એથી લાંબા થતા જતા મૈત્રકોનો વંશ ઘણો લાંબો હોઈ એના દાનશાસનનું લખાણ તો છેવટે નાના કદના અક્ષરોમાં પણ ૬૦–૭૦ લીટી જેટલું લાંબું થયું હતું આથી તામ્રપત્રની પહોળાઈ દક્ષિણ ગુજરાતમાં ધીમેધીમે લગભગ ૯ ઇંચ સુધી ને મૈત્રકોના દાનશાસન

---

૧૬૩ આ પરથી આ તામ્રશાસનોની મૂળ પ્રત ભૂર્જપત્ર પર હોવાની શંકા ઉપસ્થિત થાય પરંતુ અહીં ભૂર્જપત્ર પ્રચલિત હોવાનું ભાગ્યેજ સંભવે છે અહીં તામ્રપત્રનું મૂળ કદ તાડપત્ર અનુસારનું હતું ને એમાં સમય જતા લેખની લંબાઈને લીધે પતરાની પહોળાઈ વધતી ગઈ એ તામ્રશાસનોના કદના ક્રમિક વિસ્તાર પરથી સ્પષ્ટ થાય છે

માટે લગભગ ૧ ફૂટ સુધી વધારવામાં આવી છે. તામ્રપત્રની લંબાઈ સામાન્ય રીતે ૯ થી ૧૨ ઇંચની રાખવામાં આવતી ને મૈત્રકોનાં લાંબા દાનશાસન માટે એ ૧ થી ૧॥ ફૂટ સુધી યે વધારવામાં આવતી. તામ્રપત્રની લંબાઈ ને પહોળાઈ વધારવા છતા મૈત્રકોના દાનશાસનનુ લખાણ લાંબુ પડતું, એથી ધીમેધીમે એના અક્ષરોનુ કદ પણ ઘટાડતા રહેવું પડતું. શરૂઆતમા જ્યાં ૮ ઇંચ લાંબી લીટીમા સરેરાશ ૨૪ અક્ષર લખાતા ત્યાં છેવટે ૧૨ ઇંચની લીટીમા છેક ૭૫ જેટલા અક્ષર સમાવવામાં આવતા. क જેવા માદા સમચોરસ અક્ષરનું કદ શરૂઆતમાં ¼ ઇંચ જેટલુ રહેતું તે પછીના તામ્રશાસનોમાં ઘટતાં ઘટતાં છેવટે ⅛ ઇંચ જેટલુ અર્થાત્ અગાઉના કરતા અરધોઅરધ ઘટી ગયેલું જણાય છે.

૨૮૫ દરેક તામ્રશાસનના પતરાંને એક છેડે બે કડીઓથી જોડવામાં આવતાં. આ માટે પહેલા પતરાના નીચલા છેડા પાસે ને બીજા પતરાના ઉપલા છેડા પાસે બે મોટા કાણા પાડવામા આવતાં ને દરેક બાજૂનાં બબ્બે કાણાંમાં તાંબાનો લાંબો તાર ખોસીને એને મોટી કડીની જેમ ગોળ વાળવામાં આવતો ને એના છેડા એકબીજા સાથે જોડી દેવામાં આવતા. આમ કરવાથી તામ્રશાસનનાં બંને પતરા એક છેડે જોડાયેલાં રહે છે ને એની અંદરનો લેખ વાચવા માટે એ પતરાંને બીજે છેડેથી ખોલી પણ શકાય છે. પતરાંને જોડેલાં રાખવાથી એની અંદરની બાજૂ એકબીજા સાથે ઘસાય તો એના પર કોતરેલા લખાણને નુકસાન થતું રહે. આથી બંને પતરાની કોર ચારે બાજૂ અંદર વાળવામાં આવતી, જેથી જોડેલાં પતરા વચ્ચે રહેતા જરાક અંતરને લીધે એના પર અંદર કોતરેલુ લખાણ સુરક્ષિત રહે. વળી તામ્રશાસનની સપ્રમાણતા માટે એની એક કડીના સાંધા પર રાજમુદ્રાની છાપ લગાવવામાં આવતી, જેથી કોઈ રાજાને નામે ઘડેલી ખોટા તામ્રશાસનની બનાવટ ટકી શકે નહિ. આ મુદ્રાંકમાં સામાન્ય

રીતે ઉપલા ભાગમાં રાજવંશના લાંછનની ને નીચલા ભાગમાં રાજવંશના આદ્ય પુરુષના કે દાન દેનાર રાજાના નામની ઊપસેલી છાપ જોવામાં આવે છે. ઘણાં તામ્રશાસનોની કડીઓ સમય જતાં ગુમ થઈ ગઈ હોવાથી ને જળવાઈ રહેલી કડીઓ પર પાડેલી છાપ (મુદ્રાંક) ઘણી ઘસાઈ ગઈ હોવાથી મૈત્રકકાલના ભૂર્જ ગનેયોની જ રાજમુદ્રાની વિગતો બરાબર ઉપલબ્ધ રહી છે. મૈત્રક રાજ્યની રાજમુદ્રામાં મહેશ્વરના વાહન નંદીનું લાંછન ને રાજવંશના સ્થાપક શ્રીભટક્કના નામનું લખાણ જોવામાં આવે છે. ગારુલકોના એક તામ્રશાસનની કડીઓ ગુમ થયેલી છે, તે બીજા તામ્રશાસનની કડી પરના મુદ્રાંકની વિગતો છેક ઘસાઈ ગઈ છે. ત્રૈકૂટકોનાં તામ્રપત્ર સાદા તારથી જોડેલાં છે. મહાસામંત સંગમસિંહના તામ્રશાસનની મુદ્રાંકવાળી કડી ગમેતેમ ઉખાડી નાખેલી છે. કટચ્ચુરિ બુદ્ધરાજના તામ્રશાસનની કડીઓ તદ્દન સાદી છે. ગુર્જરનૃપતિવંશના તામ્રશાસન પરના મુદ્રાંકમાં લાંછનની છાપ છેક ઘસાઈ ગઈ છે, જ્યારે લખાણમાં सामन्तदद्दનું નામ વંચાય છે. ચાહમાન ભર્તૃવડ્ઢના તામ્રશાસનનું મુદ્રાંક મળ્યું નથી. સેંદ્રક અલ્લશક્તિના તામ્રશાસનનું મુદ્રાંક પણ ઉપલબ્ધ નથી. ચાલુક્ય વંશનું લાંછન વરાહ હતું. ને રાષ્ટ્રકૂટવંશનું લાંછન ગરુડ હતું. શ્ર્યાશ્રય શીલાદિત્યના તામ્રશાસન પરના મુદ્રાંકમાં श्रीआश्रय એવું લખાણ કોતરેલું છે.[૧૬૪] આ રીતે મૈત્રકકાલ દરમિયાન દાનશાસનના મૂળ લેખને રાજાના દસ્કતથી ને તામ્રપત્રો પરની એની પ્રતને રાજમુદ્રાની છાપથી સપ્રમાણ કરવાની પ્રથા પ્રચલિત હતી.

૨૮૬. લોકવ્યવહાર માટે સર્વમાન્ય સિક્કા પાડવા એ રાજ્યતંત્રનું એક અગત્યનું અંગ છે. ગુજરાતમાં ક્ષત્રપકાલ દરમિયાન ચાંદીના

૧૬૪ અહીં श्र्याश्रय એવી સંધિ કરેલી નથી.

ગોળ સિક્કા ચાલતા હતા.[૧૬૫] પરંતુ ખરી રીતે એ પુરાણા સિક્કા કાર્ષાપણના ભારતીય તોલના (અર્થાત્ ૩૨ રતી કે ૫૬ ગ્રેઇન-ના) નહિ પણ અર્ધ-દ્રમના ગ્રીક તોલના (અર્થાત્ લગભગ ૩૨ ગ્રેઇનના) હોવાનું માલૂમ પડે છે.[૧૬૬] આગળ જતાં અહીં માલવના ક્ષત્રપોની જગ્યાએ મગધના ગુપ્તોની સત્તા જામી ત્યારે પણ ગુજરાતમાં ચાંદીના એ તોલના સિક્કાઓનું ચલણ ચાલુ રહ્યું. દક્ષિણ ગુજરાતમાં ત્રૈકૂટકોએ પણ ક્ષત્રપ સિક્કાની પદ્ધતિ ચાલુ રાખી. આ રાજ્યના સમયની નીચલી મર્યાદા મૈત્રકકાલની અંદર સમાતી હોઈ અહીં એનું વિગતવાર વર્ણન કરવું પ્રાપ્ત થાય છે.[૧૬૭] એના સિક્કાનો વ્યાસ ·૪૫ થી ·૫૫ ઇંચનો ને તોલ લગભગ ૨૮ થી ૩૫·૫ ગ્રેઇન-નો હોય છે. એની આગલી બાજુ પર વચ્ચે રાજાનું દક્ષિણાભિમુખ શિર હોય છે. એની આસપાસ ક્ષત્રપ સિક્કા પર હોય છે તેવા અસ્પષ્ટ ગ્રીક-રોમન અક્ષરોમા કંઈ લખાણ કોતરેલું હોય છે,[૧૬૮] જેમાં રાજાનાં નામ ને બિરદ જણાવ્યાં હોવાની અપેક્ષા રહે છે. આ બાજૂ પર એ ઉપરાંત ક્ષત્રપ સિક્કા પર આપવામા આવતા તેવા સિક્કા પાડવાના વર્ષની સંખ્યાના આંકડા આપ્યા જણાતા નથી. સિક્કાની પાછલી બાજૂ પર વચ્ચે ત્રણ શિખરવાળા પર્વતનુ પ્રતીક હોય છે, પરંતુ એ પરથી એને ત્રિકૂટ પર્વત માનવો અસ્થાને છે, કેમકે એ

પ્રતીક એની ઉપરના અક્ષર સાથે જોડાઈ જાય છે પવતના પ્રતીકની નીચે નદીનુ પ્રતીક સ્પષ્ટ જણાય છે. શાશ્વતતા સૂચવતા આ પ્રતીકોના લાછનની આસપાસ ક્ષત્રપકાલીન કુટિલ લિપિમા લખાણ કોતરેલુ હોય છે, જેમા ક્ષત્રપ સિક્કા પરના લખાણની જેમ સિક્કા પાડનાર રાજાના તેમજ એના પિતાના નામ ને બિરુદ આપવામા આવે છે અને વળી ગુપ્ત સિક્કા પરના લખાણની જેમ એમા એ રાજાના ધર્મપ્રદાન પણ જણાવવામા આવે છે.[૧૬૯] આ લેખનુ વાક્ય ષષ્ઠીને બદલે પ્રથમા વિભક્તિમા હોય છે ત્રૈકૂટક વશના સિક્કાઓની જેમ દક્ષિણ ગુજરાતના બીજા રાજવંશોના સિક્કા ભાગ્યેજ મળે છે વરાહના લાછનવાળા અમુક પ્રકારના સિક્કા ચાલુક્યોના હોવા સભવે છે.

૧૮૭ આ કાળ દરમિયાન મૈત્રક રાજ્યે ઘણા સિક્કા પાડ્યા હોય એ તદ્દન અપેક્ષિત છે ધ્રુવસેન બાલાદિત્યના એક દાનશાસનમા તિજોરીમાથી રોજ એક રૂપક આપવાની જાહેરાત કરવામા આવી છે[૧૭૦] આ રૂપક શબ્દ અહીં ચાદીના સિક્કા માટે વપરાયો લાગે છે મૈત્રક રાજ્યના પ્રદેશોમાથી અમુક પ્રકારના સખ્યાબંધ સિક્કા મળે છે, જેને સામાન્ય રીતે 'વલભી સિક્કા' તરીકે ઓળખવામા આવે છે. એના મુખ્ય બે પ્રકાર જોવામા આવે છે કેટલાક સિક્કાઓની પાછલી બાજૂ પર સાદા ત્રિશૂળની આકૃતિ હોય છે, જ્યારે બીજા કેટલાક સિક્કાઓ પર એ ત્રિશૂળના નીચના ભાગમા પરશુ જોડેલુ હોય છે. આમા ત્રિશૂળ તો સ્પષ્ટત માહેશ્વર સપ્રદાયનુ લાછન છે, જ્યારે પરશુ ભાગવત સંપ્રદાય સાથે સબધ ધરાવે છે આ પરથી આ સિક્કાઓ પાડનાર વશના રાજાઓ મુખ્યત માહેશ્વર હોવાનુ ને

---

૧૬૯ महाराज द्रदत्तपुत्र–परमवैष्णव–श्रीमहाराजदहूसेन, महाराजदहूसेनपुत्र परमवैष्णव–श्रीमहाराजव्याघ्रसेन

૧૭૦ तथा त्रिसङ्गमव खतल्म ज्ञात्प्रत्यह तन्नियुक्तेन रूपक एको देय (લેખ ૫૩)

સમય જતાં એ ઉપરાંત ભાગવત સંપ્રદાયને અપનાવતા હોવાનું અનુમાન બંધાય છે. પહેલા પ્રકારના સિક્કા કદમાં ·૫ થી ·૬ ઇંચ જેટલા વ્યાસના ને તોલમાં સામાન્ય રીતે ૨૯ થી ૩૦·૫ ગ્રેઇનના હોય છે,[૧૭૧] જ્યારે બીજા પ્રકારના સિક્કા કદમાં ·૪૫ થી ·૫ ઇંચ જેટલા વ્યાસના ને તોલમાં સામાન્યતઃ ૨૨·૫ થી ૩૦·૫ ગ્રેઇનના હોય છે.[૧૭૨] બંને પ્રકારના સિક્કાની આગલી બાજૂ પર રાજાના દક્ષિણાભિમુખ શિરની આકૃતિ હોય છે, જેમાં ક્ષત્રપ સિક્કા પરની એવી આકૃતિનું સ્પષ્ટ અનુકરણ જણાય છે. આ આકૃતિની આસપાસ અગાઉના જેવા અસ્પષ્ટ ગ્રીક–રોમન અક્ષર કવચિત જ નજરે પડે છે.[૧૭૩] વળી એમાં વર્ષની સંખ્યાના આંકડા પણ દેખાતા નથી. સિક્કાની પાછલી બાજૂ પર લાંછનની આસપાસ ક્ષત્રપકાલીન કુટિલ લિપિમાં લખાણ કોતરેલું હોય છે. આ લખાણના અક્ષર એટલા બધા અસ્પષ્ટ હોય છે કે એના બધા અક્ષર બરાબર ઉકેલવા ઘણા મુસ્કેલ છે. આ સિક્કા સંશોધકોની ધ્યાનમાં છેક ૧૮૩૫માં આવ્યા હતા.[૧૭૪] એ સમયે પ્રિન્સેપને એના પરના લખાણનો કોઈ ભાગ ઊકલ્યો નહોતો. થોડા સમય પછી ટોમસે એનો राज्ञो महाक्षत्रपस એ આરંભિક ભાગ ઉકેલ્યો.[૧૭૫] આગળ જતાં ન્યૂટને श्रीशर्व (?)भट्टारकस એ અંતિમ ભાગ ઉકેલ્યો ને महाक्षत्रपस પછી परमादित्यभक्त શબ્દ વાંચ્યો.[૧૭૬] આમાં આવતા भट्टारक શબ્દને વલભીની રાજમુદ્રામાં આવતા भटक્ક નામની બરાબર ગણીને ન્યૂટને આ સિક્કાઓ વલભીના રાજાઓના હોવાનું

૧૭૧ જુઓ જન્યુસોઇ, પુ. ૧૫, પૃ. ૫૦. કોઈ સિક્કો ૩૧ ગ્રેઇનનો પણ હોય છે.
૧૭૨ સદર, પૃ. ૫૦. કોઈ સિક્કો ૩૧ ગ્રેઇનનો કે એથીયે જરા ઓછા તોલનો હોય છે.
૧૭૩ સદર, પૃ. ૫૩ (નં. ૧૨)
૧૭૪ જએસોબં, પુ. ૪, પૃ. ૬૮૭
૧૭૫ જરોએસો, પુ. ૧૨, પૃ. ૬૩
૧૭૬ સદર, પૃ. ૩૪

ને भट्टारक એ રાજાઓનું કુલનામ હોવાનું પ્રતિપાદિત કર્યું. પરંતુ કનિંગહામને કેટલાક સિક્કા પર ધરસેનનું નામ વંચાતાં એમણે ભટ્ટારકને સેનાપતિ ભટાર્કનું વ્યક્તિનામ ગણ્યું.[૧૭૭] કનિંગહામે राज्ञो महाक्षत्रप ને श्रीभट्टारकस्य ની વચ્ચે परम-सामन्त महा ને परमादित्य राज्ञो सामन्त महा જેવા બે પાઠ સૂચવ્યા. એ પછી આ સિક્કા પરનો લેખ ઉકેલવાનું કામ લાંબા વખત લગી ઉપેક્ષિત રહ્યું લાગે છે. છેવટે ૧૯૩૭માં ગિ. વ. આચાર્યે આ સિક્કાના સંખ્યાબંધ નમૂના તપાસીને ત્રિશૂલના સાદા લાંછનવાળા પહેલા પ્રકારના સિક્કા પરના લખાણમાં राज्ञो महाक्षत्रप.... नुध्यात[कु]समरसहश्रीशर्व्वभट्टारकस ને ત્રિશૂલ-પરશુના સંયુક્ત લાંછનવાળા બીજા પ્રકારના સિક્કા પરના લખાણમાં राज्ञ्रसरक्षत्रपसकुसमरसरश्री.प्रट्टरकस જેવું કંઈ એવા બે ભિન્ન પાઠ બેસાડ્યા.[૧૭૮] શ્રી. આચાર્યે भट्टारक નામની પહેલાં આવતા शर्व्व નો અર્થ 'શૈવ' કર્યો છે ને એને કોઈ મહાક્ષત્રપ રાજાનો પાદાનુધ્યાત તેમજ સમરસહ (સમર-સહાય) માન્યો છે. મિરાશીએ राज्ञो महाक्षत्रप પછી એને બદલે [प]रमादित्यभक्त-महासामन्त વાંચ્યું ને श्रीशर्व्व भट्टारकस માંના शर्व्व ને રાજાના વિશેષ નામ તરીકે લઈને भट्टारक ને એ રાજાનું બિરુદ ગણ્યું.[૧૭૯] આળતેકરે આ ભટ્ટારક શર્વને ઈ. સ. ૩૫૧-૬૪ના ગાળામાં ક્ષત્રપોની સત્તા લઈ લેનાર રાજા માન્યો.[૧૮૦] તાજેતરમાં મા. લ. માંકડે વડોદરા મ્યુઝિયમના આ વર્ગના સિક્કાઓ તપાસીને राज्ञो महाक्षत्रपम પછી परमादित्यभक्त ને એના પછી श्री भट्टारकस, महासामन्तश्रीशर्व्वभट्टारकस, श्रीशर्व्वभट्टारकस, शभटारकस ને भट्टारकस જેવા જુદાજુદા શબ્દ ઘટાવ્યા છે.[૧૮૧]

---

૧૭૭ આસઇરી, પુ. ૯, પૃ. ૨૮ થી.
૧૭૮ જન્યૂસોઈ, ન્યુમિસ્મેટિક સપ્લીમેન્ટ, નં ૪૭, પૃ. ૯૯-૧૦૦
૧૭૯ જન્યુસોઇ, પુ. ૬, પૃ. ૧૪થી
૧૮૦ સદર પૃ. ૧૯-૨૦
૧૮૧ સદર, પુ ૧૫, પૃ. ૫૦-૫૪

શ્રી માંકડે આ જુદાજુદા પાઠ અનુસાર એ સિક્કા પડાવનાર જુદાજુદા હોવાનું ધાર્યું છે ને શર્વને ભટાર્કનો શરૂઆતમાં મહાસામંત ને પછી અનુગામી માન્યો છે. વળી એમણે સિક્કાની આગલી બાજૂ પરના રાજાના શિરની આકૃતિમાં મુખાકૃતિના અનેક ભેદ ગણીને એ પરથી આ સિક્કા જુદાજુદા રાજાઓના હોવાના મતનું સમર્થન કર્યું છે, પરંતુ આળતેકરે આ આકૃતિની અસ્પષ્ટ કોતરણી પરથી વ્યક્તિભેદનું અનુમાન તારવવું અસ્થાને છે એવો સ્પષ્ટ અભિપ્રાય દર્શાવ્યો છે.[૧૮૨]

૨૮૮. આ રીતે આ સિક્કા પરના લખાણના ઉકેલના પ્રયત્નોમાંથી અનેક પ્રકારનાં પાઠાંતર ને મતાંતર ઉપસ્થિત થયાં છે, પરંતુ હજી એનો કંઈ સુનિશ્ચિત ઉકેલ હાથ લાગ્યો નથી. આ સિક્કાના કેટલાક નમૂનાઓના નિરીક્ષણ પરથી મને તો બંને પ્રકારના લાંછનવાળા બધા સિક્કા પર એકનું એક જ લખાણ હોવાનું જણાય છે. એનો આરંભ राज्ञो महाक्षत्रपसथी થાય છે તેમ એનો અંત श्रीशर्वभट्टारकसथी આવે છે એ લગભગ સુનિશ્ચિત છે. આગાના આરંભિક ભાગમાં ક્ષત્રપ સિક્કા પરના લખાણની સ્પષ્ટ અસર રહેલી છે, પરંતુ એના અંતિમ પદનો ખરો અર્થ તારવવો મુશ્કેલ છે. એમાંના भट्टारक શબ્દને भटार्कની બરાબર માની લઈને એમાં મૈત્રક વંશ સ્થાપનાર સેનાપતિ ભટાર્કનું નામ બંધ બેસાડવામાં આવે છે એ શબ્દશાસ્ત્રની દૃષ્ટિએ તદ્દન ભૂલભરેલું છે. भटार्क ને भट्टारक એ બે તદ્દન જુદા જ શબ્દ છે. એકના મૂળમાં भट (भृत) શબ્દ રહેલો છે, જ્યારે બીજાના મૂળમાં भट्टार (भर्तृ) શબ્દ રહેલો છે. આથી આ બે શબ્દોના અર્થમાં સેવક ને સ્વામી જેટલો ભારે તફાવત રહેલો છે. તામ્રશાસનોના મુદ્રાંકમાં હમેશાં भटक्क (भटार्क) શબ્દ જ જોવામાં આવે છે. દાનશાસનની અંદર ક્વચિત્ भटार्कને બદલે भट्टार्कની ભૂલ થયેલી છે, પરંતુ भटार्क ને भट्टारक વચ્ચે

---

૧૮૨ જ્ન્યુસોઇ, પુ. ૧૫, પૃ. ૫૪

કયાય ગોટાળો કરવામાં આવ્યો નથી. આથી અહીં भट्टारकને સ્વામીનો અર્થ ધરાવતા બિરુદનો શબ્દ જ ગણવો જોઈએ, જેનો પ્રયોગ મૈત્રક રાજાઓના પરમભટ્ટારક બિરુદમાં થયો છે. शर्वનો એવો કોઈ સામાન્ય અર્થ નહિ હોવાથી અહીં એ રાજાનું વિશેષ નામ હોવા સંભવે છે. આ નામનો કોઈ રાજા ક્ષત્રપ વંશમાં કે એ પછીના કોઈ રાજવંશમાં થયો જણાતો નથી. આથી એને ક્ષત્રપોના શાસનકાલના છેવટના ભાગમાં એમની સત્તા પડાવી લઈ એનો દસબાર વર્ષ કબજો રાખનાર જુદા કુળનો રાજા ગણવાનો સંભવ વાસ્તવિક લાગે છે. વળી એના સિક્કાઓની મોટી સંખ્યા પરથી એના સિક્કાનો નમૂનો ક્ષત્રપ વંશના કોઈ અનુગામી વંશે અપનાવીને પોતાના લાંબા શાસન દરમિયાન એ પ્રકારના જ સિક્કા પડાવવા ચાલુ રાખ્યા હોય એવો સંભવ જણાય છે. ઐતિહાસિક દૃષ્ટિએ આ વંશ મૈત્રકોનો જ હોવા સંભવે છે. આ સંભવને સિક્કાઓનાં પ્રાપ્તિસ્થાનોના વિસ્તાર પરથી સબળ સમર્થન મળે છે. આ મત અનુસાર શર્વ એ ભટાર્કનો પૂર્વજ હોવા સંભવે છે. ભટાર્કના વંશજોએ રાજમુદ્રામાં જેમ ભટાર્કનું નામ કાયમ રાખ્યું તેમ ભટાર્કે પોતાના રાજ્યના સિક્કા પર શર્વનું નામ કાયમ રાખ્યું હોય એ અસંભવિત નથી. આ મત મુજબ ક્ષત્રપકાલના અંતભાગ દરમિયાન પોતાના કુળનું નવું રાજ્ય સ્થાપવાની શર્વની કોશિશ આખરે નિષ્ફળ ગઈ હોય ને એના વંશજોને ચન્દ્રગુપ્ત વિક્રમાદિત્ય, કુમારગુપ્ત ને સ્કંદગુપ્તના શાસનસમય સુધી મનની મુરાદ મનમાં રાખવી પડી હોય એવો સંભવ ઉપસ્થિત થાય છે. પરંતુ આ બધી કલ્પનાના સમર્થન માટે સીધા પ્રમાણની અપેક્ષા રહે છે. श्रीशर्व-भट्टारकસમા રાજાનું નામ પહેલાં આવે ને એનું બિરુદ પછી આવે એ ક્રમ અસામાન્ય લાગે છે. પરંતુ भट्टारकનો અર્થ જોતાં એનો પ્રયોગ સ્વામીના અર્થમાં જ થયો હોવાનું નિર્વિવાદ જણાય છે. शर्वની જગ્યાએ शार्व પાઠ લેવામાં આવે, તો એનો અર્થ 'શૈવ'

થાય ને એ શબ્દ ધર્મવિરુદ્ધ તરીકે બંધ બેસે, પરંતુ પછી રાજાનું નામ દર્શાવતો કોઈ શબ્દ બાકી રહે નહિ. વળી જ્યારે परमभागवत ને परममाहेश्वर જેવા શબ્દપ્રયોગ પ્રચલિત હતા ત્યારે કોઈ રાજા પોતાને માત્ર શાર્વ કહે એ બહુ સંભવિત નથી. અને તો महाक्षत्रपस ને श्री शर्व्वभट्टारकसनी વચ્ચેના અક્ષરોમાં परमम(मा)ह(हे)म(श्व)र પાઠ હોવાનો સંભવ જણાય છે. આ આખા લેખનો સુનિશ્ચિત ઉકેલ ન આવે તો પણ આ સિક્કા પાડનાર રાજા શૈવ હોવો જોઈએ એ તો એમાના નામ ઉપરાંત એની વચ્ચે કોતરેલા લાછન પરથી પણ સ્પષ્ટ થાય છે. આ સિક્કાઓનો મોટો જથ્થો વલભીપુરનાં ખંડેરોમાથી મળ્યો છે ને એના છૂટાંછવાયાં નંગ મોટેભાગે મૈત્રક શાસન નીચેના પ્રદેશોમાંથી મળ્યાં છે એ પરથી આ સિક્કાઓ મૈત્રક રાજ્ય સાથે સંકળાયેલા હોવાનો પણ ઘણો સભવ રહેલો છે. વળી ત્રણ સદી જેટલા લાંબા કાલ સુધી વિસ્તૃત પ્રદેશ પર શાસન કરતા મૈત્રક વંશના એકેય રાજાના નામના કોઈ સિક્કા મળ્યા નથી એ હકીકત પણ અહીં લક્ષ્યમાં લેવા જેવી છે આથી આ સિક્કા પરના આખા લેખનો આખરી ઉકેલ ન આવે ત્યાંસુધી એને મૈત્રક રાજ્યનો ચલણી સિક્કો માનવો અસ્થાને નથી. આ સિક્કાની રચના પરથી મૈત્રક રાજ્યમા ચાંદીની ભારે અછત જણાય છે, કેમકે એમાં તાંબા પર ચાંદીનો ઢોળ ચડાવેલો હોય છે. છતાં આ પરથી મૈત્રક રાજ્યની સમગ્ર સમૃદ્ધિ વિશે કંઈ અનુમાન તારવવું અસ્થાને છે, કેમકે ચાંદીની અછત તો ગુપ્ત સમ્રાટોના સમૃદ્ધ રાજ્યના સિક્કાઓમાં યે જોવામા આવે છે.[૧૮૩] પરંતુ શિલ્પકલાની દૃષ્ટિએ રાજાના શિરની આકૃતિમાં ક્ષત્રપ સિક્કાનું કેવળ અનુકરણ નજરે પડે છે. સિક્કા પર સાલ નહિ હોવાથી ક્ષત્રપ સિક્કાની સરખામણીએ એની ઐતિહાસિક ઉપયોગિતા ઘણી ઓછી છે.

---

૧૮૩ ઉપાધ્યાય, ભારતીય સિક્કે, પૃ. ૧૧૮

પાછલી બાજૂ પરના લાંછનમાં જે ગુપ્ત સિક્કા પરના લાંછનમા હોય છે તેવી વિવિધતા રહેલી નથી. ને લખાણમાં એક ને એક જ રાજાનું નામ આવતું હોઈને એમાં નરી એકવિધતા નજરે પડે છે. આમ મૈત્રક રાજ્યમાં સિક્કા નહિ, પણ તામ્રશાસન ઘડવાની કારીગરી ઘણી ખીલી હતી.

## ૧૩. લોકજીવન

૨૮૯. મૈત્રકકાલીન ગુજરાતના લોકજીવન વિશે સળંગ વિગતવાર માહિતી ભાગ્યેજ મળે છે, આથી એના જે જે પાસા વિશે જેટલી માહિતી મળી છે તેને લગતી તેટલી માહિતી અહીં એકઠી કરવામાં આવે છે. લોકજીવનના ઘડતરમાં તે તે પ્રદેશની પ્રાકૃતિક પરિસ્થિતિ મુખ્ય ભાગ ભજવે છે. આથી પહેલાં ગુજરાતની મૈત્રકકાલીન પ્રાકૃતિક પરિસ્થિતિનું અવલોકન કરવું પ્રાપ્ત થાય છે. ગુજરાતની પ્રાકૃતિક પરિસ્થિતિમાં આમ તો ભારે પરિવર્તન ભાગ્યે જ થાય છે, પરંતુ બારસોપંદરસો વર્ષોના લાંબા ગાળે એમાં કેટલાંક પરિવર્તન તો થયાં હોય જ. મૈત્રકકાલની પ્રાકૃતિક પરિસ્થિતિ વિશે હાલ જે કંઈ માહિતી ઉપલબ્ધ છે તે પરથી એવાં પરિવર્તનો વિશે ઘણું ઓછું જાણવા મળે છે. છતાં એ ઉપલબ્ધ માહિતીની વિગતો સંકલિત કરવાથી એ કાલની પ્રાકૃતિક પરિસ્થિતિનો ઠીક ખ્યાલ આવે છે. સુરાષ્ટ્રને ફરતા સમુદ્રતટની સીમામાં ઝાઝો ફરક પડ્યો લાગતો નથી. હરિવંશ પુરાણમાં તેમજ માઘકાવ્યમાં દ્વારકાનું વર્ણન આવે છે ને એ વર્ણન શ્રીકૃષ્ણના સમયને લગતું હોઈ એમાં દ્વારકાનો ઉલ્લેખ દ્વીપ તરીકે આવે છે. યાદવકાલીન દ્વારકા સમુદ્રમાં ડૂબી ગઈ હોય તો ગારુલકોના લેખોમાં જણાવેલી મૈત્રકકાલીન દ્વારકા એ હાલની દ્વારકા પાસે આવેલી હશે કે કેમ એ વિચારવાનું રહે છે. ગારુલકોના લેખો પરથી એ દ્વારકાના સ્થળનો નિર્ણય કરવો મુશ્કેલ છે, પરંતુ જો હાલની દ્વારકા યાદવકાલીન દ્વારકાની નજીકમાં સ્થપાઈ હોવાનું સ્વીકારવામાં આવે,[1] તો મૈત્રકકાલીન દ્વારકા પણ ત્યાં જ વસેલી ગણાય.

**આકૃતિક પરિસ્થિતિ**

---

૧ જુઓ ઉમાશંકર જોષી, પુરાણોમાં ગુજરાત, પૃ. ૯૨-૧૦૩.

પ્રભાસ (સોમનાથ), દ્વીપ (દીવ) ને ઉન્નત (ઊના) પણ સમુદ્રતટ પાસે હતા દીવ એ સમયે સુરાષ્ટ્ર સાથે જોડાયેલું હોય એવું આળતેકરે એક પ્રણાલિકથા પરથી અનુમાન કર્યું છે,[2] પરંતુ એના નામ પરથી તો એ ત્યારે પણ દ્વીપ હોવાનું સૂચિત થાય છે[3] મધુમતી (મહુવા) ને હસ્તવપ્ર (હાથબ) પણ સમુદ્રતટ પાસે હોવાનું જણાય છે પરંતુ હસ્તવપ્રની ઉત્તરે આવેલી ખાડી જે એ સમયે છેક વલભીપુર સુધી ઊંડી હતી તે સમય જતાં દસબાર માઈલ જેટલી પુરાઈ ગઈ છે ને હાલ એ ખાડીના નાકામાં ભાવનગરનું બંદર આવેલું છે હાલ ખંભાતના અખાત તરીકે ઓળખાતો અખાત નગરક (નગરા) પાસે આવેલો હતો[4] દક્ષિણ ગુજરાતનો સમુદ્રતટ પણ ભરુકચ્છ (ભરૂચ), કન્તારગ્રામ (કતારગામ) ને નવસારિકા (નવસારી) પાસે આવેલો હતો સુરાષ્ટ્રમાં ગિરિનગર પાસે આવેલા ગિરિને સામાન્યતઃ ऊर्जयत्-उज्जयन्त કહેતા[5] ને કેટલીક વાર रैवतक પણ કહેતા[6] गिरिनगर(ગિરનાર)નો પ્રયોગ એને મૈત્રક

---

૨ આળતેકર એટામી, પૃ ૨૫-૨૬

૩ દ્વીપ ને દ્વીપકલ્પના ભૌગોલિક પરિવર્તન કેટલેય ઠેકાણે થયાં છે સુરાષ્ટ્રનો દ્વીપકલ્પ પણ અગાઉ દ્વીપ હશે એવું જણાય છે, પરંતુ એની એ સ્થિતિ મૈત્રકકાલ પહેલાં ક્યારની યે પલટાઈ ગઈ લાગે છે એવી રીતે દીવને લગતી પ્રણાલિકથામાં જણાવેલી એની દ્વીપકલ્પની અવસ્થા પણ એનું એ નામ પડ્યા પહેલાંની જણાય છે

૪ યુઅન શ્વાંગે માલવથી અહીં આવીને અહીંથી 'અટલી' તરફ પ્રયાણ કર્યું હતું (વૉટર્સ, ટ્રાવેલ્સ, પુ ૨, પૃ ૨૪૩)

૫ રુદ્રદામાના ને સ્કંદગુપ્તના લેખમાં ऊर्जयत् શબ્દ વપરાયો છે યુઅન શ્વાંગ उज्जन्त કે उज्जिन्त રૂપ આપે છે હરિવંશ પુરાણમાં ऊर्जयन्त રૂપ મળે છે પુરાણોમાં उज्जयन्त તેમજ उज्जन्त એ બંને રૂપ પ્રયોજાયાં છે (ઉમાશંકર જોશી પુરાણોમાં ગુજરાત, પૃ ૪૭-૪ )

૬ સ્કંદગુપ્તના લેખમાં તેમજ હરિવંશ પુરાણમાં ऊर्जयत्-ऊर्जयन्तના પર્યાય તરીકે रैवतक નામનો પ્રયોગ કરવામાં આવ્યો છે એમાં અગાઉનું નામ आनर्त પુરની જેમ પ્રાચીન નામ તરીકે પ્રયોજાયું હશે જ્યારે रैवतक નામ आनन्द પુરની જેમ એ સમયના ચાલુ નામ તરીકે પ્રચલિત હશે માઘકાવ્યમાં रैवत

કાલના અસ્ત પછી લાગુ પડ્યો લાગે છે.[૭] મૈત્રકકાલીન હરિવંશ-પુરાણમાં શત્રુંજય પર્વતનો ઉલ્લેખ ઉપલબ્ધ છે. દાનશાસનોમાં આવતું बरटक નામ બરડાના ડુંગર માટે વપરાયું સંભવે છે. નદીઓમાં ભાદર જેવી મોટી નદીઓનો ઉલ્લેખ આવતો નથી ને દાનશાસનોમાં પશ્ચિમત્તિ તથા માણકનિજ્જકા જેવાં જે નદીનામ આવે છે તેનાં અર્વાચીન રૂપાંતર મળવાં મુશ્કેલ છે. ગુજરાતના પર્વતોમાં આબુ(અર્બુદ)નો ઉલ્લેખ બૃહત્સંહિતામાં દેશનામની અન્તર્ગત આવેલો છે.[૮] દાનશાસનોમાં विन्ध्य ને सह्य-નો ઉલ્લેખ આવે છે. પુરાણોમાં આ ઉપરાંત ऋक्षवत्‌(સાતપુડા)નો ય ઉલ્લેખ આવે છે.[૯] નદીઓમાં રેવા-નર્મદાનો ઉલ્લેખ દક્ષિણ ગુજરાતનાં દાનશાસનોમાં આવે છે. યુઅન શ્વાંગ નર્મદા ઉપરાંત મહી નદીનો ઉલ્લેખ કરે છે.[૧૦] ક્ષત્રપકાલીન લેખોમાં તાપી ને દમણ નદીનાં નામ આવે છે. સુદર્શનને લગતા પ્રાગ્-મૈત્રક લેખોમાં सुवर्णसिकता (સોનરેખ) ને पलाशिनीનો નિર્દેશ આવે છે. પુરાણોમાં તો चन्द्रभागा, तापी, नर्मदा-रेवा, मही, वेत्रवती-वार्त्रघ्नी (વાત્રક), वापी, सरस्वती, श्वभ्रमती-साभ्रमती (સાબરમતી), सेटिका (શેઢી), हस्तिमती (હાથમતી), हिरण्या (હરણાવ) ઇત્યાદિ અનેક નદીઓનાં નામ આવે છે,[૧૧] પરંતુ

પુરાણોના કેટલાક ઉલ્લેખ મૈત્રકકાલના ને કેટલાક અનુ-મૈત્રક કાલના હોય છે એ ધ્યાનમા રાખવું રહ્યું. જળાશયોમાં કેટલાંક સરોવરો ને તળાવોનો ઉલ્લેખ દાનશાસનોમાં આવે છે ને એમાં અનેક વાવો ને કેટલાક કૂવાઓના દાન નોધવામા આવ્યાં છે. આ પરથી એ કાલ દરમિયાન આવા જળાશયોની ને ખાસ કરીને વાવોની જરૂરિયાત કેટલી બધી ગણાતી હશે એનો ખ્યાલ આવે છે. મૈત્રકકાલની પ્રાકૃતિક પરિસ્થિતિને લગતી વિશેષ માહિતી ખાસ કરીને યુઅન શ્વાંગની પ્રવાસનોંધમાં મળી આવે છે. ભરુકચ્છના વર્ણનમા એ જણાવે છે કે ત્યાં આબોહવા ગરમ છે, હમેશા સખત પવન ફૂંકાયા કરે છે, જમીન ખારવાળી છે ને વનસ્પતિ ઓછી ને આછી છે.[૧૨] સુરાષ્ટ્રની બાબતમા પણ એ લગભગ એવી જ પરિસ્થિતિ વર્ણવે છે, ફક્ત ત્યાં આબોહવા ગરમ નહિ પણ સમ હોવાનુ જણાવે છે.[૧૩] 'અટલી' પ્રદેશની નોધમાં ત્યાંની આબોહવા ગરમ હોવાનો, ત્યાં પવન ફૂંકાતો હોવાનો ને ધૂળ ઊડતી હોવાનો ઉલ્લેખ આવે છે તેમજ ત્યાંની જમીન ખારવાળી ને રેતાળ હોવાનું ને ત્યા પણ વનસ્પતિની છત ન હોવાનું જણાવવામાં આવ્યું છે.[૧૪] આ પ્રદેશના વર્ણનમા ત્યાં 'હુ-ત્સ્યન' ને 'હુન-લુ' નામે વનસ્પતિ થતી હોવાનો ખાસ ઉલ્લેખ આવે છે એ નોંધપાત્ર છે[૧૫] માલવ દેશ વિશે યુઅન શ્વાંગ જણાવે છે કે ત્યાંની જમીન

સારી ને ફળદ્રુપ છે ને ત્યાં પુષ્કળ પાક થાય છે, વનસ્પતિ ઘણી ને વિપુલ ઊગે છે, ફળફૂલ ઘણા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે ને જમીન શિયાળુ ઘઉંને ખાસ અનુકૂળ છે.[૧૬] ખેટક, વલભી ને આનંદપુરની આબોહવા જમીન ને પેદાશ માલવની આબોહવા જમીન ને પેદાશ જેવી હોવાનું નોંધવામાં આવ્યું છે,[૧૭] પરંતુ માલવના વર્ણનમાં આબો-હવાનો ઉલ્લેખ આવતો નથી. યુઅન શ્વાંગે વરસાદના પ્રમાણ વિશે કંઈ નોંધ લીધી નથી, પરંતુ માલવ ખેટક વલભી ને આનંદપુરની પેદાશની સમૃદ્ધિ પરથી એ પ્રદેશોમાં વરસાદ સારા પ્રમાણમાં પડતો હોવાનું અનુમાન કરી શકાય. ધાન્યસમૃદ્ધિ ને સમુદ્રતટના પ્રાકૃતિક લાભે ગુજરાતની પ્રજામાં વેપારવણજ ને વહાણવટાની કુશળતા કેળવી છે એની માહિતી મૈત્રકકાલીન સાધનસામગ્રીમાં પણ મળી રહે છે. ને એ વ્યવસાય દ્વારા પ્રાકૃતિક પરિસ્થિતિએ એના માનસિક ઘડતર પર જે સ્પષ્ટ અસર કરી છે તેનું પ્રતિબિંબ એ કાલના લોકજીવન-માં યે દેખા દે છે.

૨૯૦. ધનધાન્યની સમૃદ્ધિ ધરાવતા આ પ્રદેશમાં પ્રજાની નાની-મોટી અનેક વસાહત વસેલી માલૂમ પડે છે. આ વસાહતોના મુખ્ય બે પ્રકાર નજરે પડે છે: અન્નોત્પાદન ને પશુપાલનની પ્ર-
વસાહતો વૃત્તિને કેન્દ્રિત કરી પલ્લીઓ ને ગ્રામોમાં વસતા જાનપદ જનોની નાની વસાહતો અને નગરીઓ ને નગરોમાં વસતા પૌર જનોની મોટી વસાહતો. મૈત્રકકાલનાં આ નાનાંમોટાં ગામોમાંના અનેક ગામોનો ઉલ્લેખ દાનશાસનોમાં આવે છે ને એમાંનાં ઘણાં ગામોનો સ્થળનિર્ણય થઈ શકે છે. આ સ્થળનિર્ણય અનુસાર એ ગામોને પ્રદેશની પ્રાકૃતિક પાર્શ્વભૂમિકાના નકશામાં ગોઠવવામાં આવે તો એ

માંનાં અનેક સ્થાન નદીકિનારે વસેલાં જણાય છે. બીજાં કેટલાંક સ્થાન જળાશયો પાસે વસેલાં હોય એવું એના નામો પરથી સૂચિત થાય છે, જેમકે કાશહ્રદ, ગોદ્રહક, નિમ્બકૂપ, મદસર, જંબૂસર, હસ્તિહ્રદક. पल्लि–पल्लिका, ને पद्र–पद्रक નામાન્ત પરથી છેક નાની વસાહતો સૂચિત થાય છે; દા. ત. અશિલાપલ્લિકા, કદમ્બપદ્ર, ખેટકપદ્રક, ગુડ્ડપલ્લિ.[18] સુરાષ્ટ્રના અનેક ગામોના નામોને અંતે आनक શબ્દ આવે છે (દા. ત. બભ્રાનક, હરિયાનક), તેના પ્રાય ગામ વસાવનાર જનોનું સ્વત્વ સૂચિત થાય છે. લોહારપાટક જેવા નામોને અંતે આવતો पाटक શબ્દ પ્રાયઃ નિવાહનો અર્થ સૂચવે છે.[19] ધારાખેટ ને મંગમખેટક જેવાં નામોમાં દેખા દેતા खेट નામાન્તથી ધૂળિયો કોટ સૂચિત થાય છે.[20] હસ્તવપ્રમા આવતો वप्र શબ્દ પણ કોટનો અર્થ ધરાવે છે. ચિત્રકસ્થલી ને વટસ્થલિકા જેવા નામોમાં આવતો स्थली શબ્દ એ નામના વહીવટી વિભાગનું વડું મથક સૂચવે છે. पुत्र ને कूट જેવાં બીજાં કેટલાક નામાન્તોનો મૂળ અર્થ મળે તો એમાં પણ કોઈ સૂચન ગર્ભિત રહેલું જણાશે. ભદ્રપત્તન ને દેવપત્તન જેવાં નામોમાં રહેલું पत्तन નામાન્ત વેપારનું કેન્દ્ર સૂચવે છે.[21] पुरी (દા. ત. નાન્દીપુરી), पुर (દા. ત. દશપુર, આનન્દપુર, સિંહપુર) ને नगर (દા. ત. ગિરિનગર) એ નામાન્તોમાં સ્પષ્ટતઃ ઓછીવત્તી મોટી વસાહતોનો અર્થ રહેલો છે. આનંદપુર કે

ગિરિનગર જેવાં સ્થલપત્તનો કરતાં તેમજ દ્વીપ (દીવ) જેવાં જલપત્તનો કરતાં ભરુકચ્છ ને વલભીપુર જેવાં દ્રોણમુખોનું મહત્ત્વ વધતું જતું હતું, કેમકે એ સ્થાન જલપથ ને સ્થલપથ એ બને પથોના મુખ પર વસેલાં હોઈ એમાં વ્યવહારનો વિશેષ અવકાશ રહેલો હોય છે.[૨૨] કેટલાક નાનાં ગામ વખત જતાં મોટી વસ્તીવાળા વહીવટી કેન્દ્ર બને એનાં અનેક દૃષ્ટાન્ત નજરે પડે છે; જેમકે ખેટક, કન્તારગ્રામ, વટપલ્લિકા ને સિંહપલ્લિકા. સમુદ્રતટ પર આવેલા સ્થાનોમાં દ્વારકા, દેવપત્તન, દ્વીપ, ઉન્નત, મધુમતી, ભદ્રપત્તન, હસ્તવપ્ર, વલભીપુર, નગરક, ભરુકચ્છ, અક્રૂરેશ્વર, કન્તારગ્રામ ને નવસારિકા અને અંદર આવેલાં સ્થાનોમાં શૂતાંબિલિકા, કૌણ્ડિન્યપુર, ગિરિનગર, ધાસરક, સિંહપુર, રોહાણક, કાલાપક, થાનક, વર્ધમાન, કાશહ્રદ, આનંદપુર, બણ્ડરિજ્જિદ્રિ, કોણક, ખેટક, ઉપ્પલહેટ, સિંહપલ્લિકા, સૂર્યાપુર, દશપુર, ગોદ્રહક, શિવભાગપુર, નગરક, જંબૂસર, કોરિલ્લા, ગોરજ્જા, સંગમખેટક, નાદીપુરી, ધરાય, કાર્મણેય, ઈક્ષિરક્ી ઇત્યાદિ અનેક નાનાંમોટાં નગર નોંધપાત્ર છે. ભૂમિદાનોને લગતા લેખોમા કેટલીકવાર આસપાસનાં ગામોનાં નામ જણાવવામાં આવે છે. એમાંનાં જે ગામોનાં સ્થળ નામસામ્ય ને દિશા પરથી નક્કી કરી શકાય છે તે ગામો વચ્ચેના અંતર પરથી નાની

રાષ્ટ્રમાં ઘણી ઓછી વસાહતો માલૂમ પડશે તેમજ અંદરના પ્રદેશ કરતાં સમુદ્રતટ સમીપમાં ઘણી વધુ વસાહતો વસેલી જણાશે. પરંતુ વસ્તુતઃ દાનશાસનોમાં તો ભૂમિદાનને લગતાં અમુક ગામોનો જ નિર્દેશ આવે છે ને એ સિવાયનાં અનેક નાનાંનાનાં ગામોનાં નામનિશાન જાણવા મળતાં નથી એ લક્ષ્યમાં લઈને દાનશાસનો પરથી મળતી અધૂરી માહિતી પરથી વસાહતોના ઓછાવત્તા પ્રમાણ વિશે કંઈ ચોક્કસ અનુમાન તારવવાં અસ્થાને છે. ઉપલબ્ધ માહિતી પરથી તો જ્યાં-જ્યાં સમીપસમીપ આવેલા ગામોની માહિતી મળે છે ત્યાંત્યાં વસાહતોનું પ્રમાણ લગભગ હાલના જેટલું જણાય છે એટલું જ નોંધપાત્ર છે. દાનશાસનો પરથી વળી આ નાનાંમોટાં સ્થાનોનાં નામોની ઉત્પત્તિનો અભ્યાસ કરવા જેવો છે. પરંતુ દાનશાસનોના સંસ્કૃત લેખોમાં આપેલાં નામ મોટે ભાગે રૂઢ નામોનાં સંસ્કૃતીકૃત રૂપાંતર હોવાથી તેમજ એ રૂપાંતરોમાં અર્થદ્યોતક વ્યુત્પત્તિ કરતાં કાલ્પનિક વર્ણસામ્યનો વિશેષ આધાર લીધો હોવાથી એ સ્થાનોનાં મૂળ નામોની તેમજ એના સાચા અર્થોની ઘણી ઓછી માહિતી મળે છે. કેટલાંક ગામોનાં નામોમાં તો સામાન્ય નામ જ વિશેષ નામ બની ગયાં લાગે છે, જેમકે ખેટક, દ્વીપ, નગરક. કેટલાંક ગામોનાં નામ એની પ્રાકૃતિક સ્થિતિ પરથી પડચાં જણાય છે, જેમકે ગિરિનગર, સંગમખેટક. જળાશયો નજીક વસેલાં કેટલાંક ગામોનાં નામ એ જળાશયો પરથી પડેલ છે, જેમકે ગોદ્રહક, જંબૂસર, કાશહ્રદ. કેટલાક ગામોનાં નામ વનસ્પતિ

તદ્દન કૃત્રિમ લાગે છે; દા.ત. વલભી વસ્તુત વાંસ-વળીઓથી ટેકવેલા છાપરાનો અર્થ ધરાવતા આ શબ્દને નગરીના નામ તરીકે પ્રયોજવામાં ભાગ્યેજ ઔચિત્ય જણાય છે. આથી શ્રી. રસિકલાલ છો. પરીખે તાજેતરમાં એની ઉત્પત્તિ અંગે બે દેશ્ય શબ્દોનું વૈકલ્પિક સૂચન રજૂ કર્યું છે એક, કપાસવાચક વલ્હી શબ્દનું ને બીજુ, સમુદ્રતટવાચક વલય (કે મલયામુદ) શબ્દનુ.[23] દાનશાસનોમાં જણાવેલા કેટલાંક સ્થળનામ હજી યથાતથ જળવાઈ રહ્યા છે, જેમકે जम्बूसर, कासर, द्वारका. કેટલાક પ્રાચીન નામોમા અર્વાચીન નામો સાથે એટલું સામ્ય રહેલું હોય છે કે બંને એક જ શબ્દનાં રૂપાંતર હોય એવુ તરત જ સ્પષ્ટ થાય છે, જેમકે सिंहपुर–શિહોર, कुक्कट–કૂકડ, मल्लर–ભાલર, नगरक–નગરા, खेटक–ખેડા, चोस्सरी–ચોમર, झरि–ઝર, उन्नत–ઊના, लूणा–લુસડી, आद्रोटक–આદ્રોડા, चूटिरा–ચૂડી, कोणक–કોણા, द्वीप–દીવ, अद्धिका–આધી, वर्द्धमान (वड्ढमाण)–વઢવાણ, गोद्रहक–ગોધરા, कन्तार-ग्राम–કતારગામ વગેરે બીજાં કેટલાક નામોના શબ્દોનો અર્થ શોધવો મુશ્કેલ જણાય છે; જેમકે टम, काम्बिज्ज, जाइण्ण વળી કેટલાક પ્રાચીન નામ તો એની જગ્યાએ તદ્દન નવા નામ રૂઢ થતાં સમૂળગા લુપ્ત થઈ ગયા લાગે છે ને એ લુપ્ત નામ હાલ ભિન્ન નામે ઓળખાતા અમુક સ્થળને લાગુ પડે છે એવુ ઇતર પ્રમાણોથી જ જાણવા મળે છે; જેમકે गिरिनगर–જૂનાગઢ ને आनन्दपुर–વડનગર પરંતુ એકંદરે દાનશાસનોમા જણાવેલા ગામોના સ્થળનિર્ણય માટે શાસનપત્રોના પ્રાપ્તિસ્થાનની

23 મુંબઈ યુનિવર્સિટીના ઉપક્રમે એમણે આપેલા શ્રી. ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનોમાના તા ૨૪-૨-૧૯૫૪ના રોજ અપાયેલા ત્રીજા વ્યાખ્યાન પરથી

૨૪ જુઓ પરિશિષ્ટ ૬-ઉ. કેટલાક સ્થાનોનો સ્થળનિર્ણય તે તે લેખના સંપાદકે રજૂ કરેલો છે (દા ત જુઓ हस्तवप्र, सिंहपुर, कुक्कट)ને બીજા કેટલાક સ્થાનોનો સ્થળનિર્ણય અહીં પહેલવહેલો સૂચવવામા આવ્યો છે (દા ત જુઓ मल्लर, नद्दीय, चोस्सर)

તેમજ લેખની અંદર જણાવેલી તે તે ગામને લગતી માહિતી ઘણી ઉપ-યોગી થઈ પડે છે ને એ પરથી ઘણાં સ્થાનોનાં સ્થળ તેમજ એનાં નામોનાં અર્વાચીન રૂપ નક્કી થઈ શકે છે.[૨૪] આ પરથી એકંદરે મૈત્રકકાલીન વસાહતોની તેમજ એના નામોની પરંપરા ઘણે અંશે જળવાઈ રહી જણાય છે.

૨૯૧. આ વસાહતોમાં વસતા લોકોની જીવનચર્યામાં સહુથી પહેલાં એ લોકોની ભાષા તેમજ લિપિનો વિચાર કરવો પ્રાપ્ત થાય છે.

ભાષા મૈત્રકકાલનાં તમામ દાનશાસન સંસ્કૃતમાં લખાયેલાં છે એ પરથી એ કાલનાં રાજશાસનોની ભાષા સંસ્કૃત હોવાનું સ્પષ્ટ થાય છે. શિલાલેખો પણ સંસ્કૃતમાં લખાયા છે. સાહિત્યમાં ભટ્ટિકાવ્ય કાલિદાસનાં મહાકાવ્યોની જેમ સંસ્કૃતમાં રચાયું છે. એના એક સર્ગમાં સંસ્કૃતમાં પ્રાકૃતના ભાષાસમનો પ્રયોગ આપેલો છે. મૈત્રકકાલના અંત-ભાગમાં લખાયેલું જૈન હરિવંશપુરાણ સંસ્કૃતમાં રચાયું છે, પરંતુ એ અગાઉ જૈન આગમો પર જે ભાષ્ય ને ચૂર્ણિ લખાયાં છે તે પદ્યબદ્ધ પ્રાકૃત ભાષામાં છે. મૈત્રકકાલના આરંભના અરસામાં લખાયેલું વસુદેવહિંડી પણ પ્રાકૃત ભાષામાં રચાયું છે. આ કાલના સાહિત્યમાં નજરે પડતી પ્રાકૃત ભાષા પ્રધાનતઃ જૈન મહારાષ્ટ્રી છે. આ ભાષા સાહિત્યકીય દૃષ્ટિએ પ્રકૃષ્ટ ગણાયેલી મહારાષ્ટ્રીને ઘણી મળતી આવે છે. જૈન મહારાષ્ટ્રીમાં क ની જગ્યાએ ग, લુપ્ત વ્યંજનોના સ્થાનમાં યશ્રુતિ, શબ્દના આદિમાં ण ને બદલે न ને મધ્યમાં ण ને બદલે न्न, અને ઋકારાંત ભૂતકૃદંતના પ્રત્યયમાં ડનું પ્રાબલ્ય નજરે પડે છે.[૨૫] વળી એમાં અર્ધમાગધીની જેમ क ની જગ્યાએ ग ઉપરાંત હેત્વર્થમાં इत्तु પ્રત્યય ને સંબંધક ભૂતકૃદંતમાં इत्ता પ્રત્યયની યે વિશિષ્ટતા રહેલી છે.[૨૬] સંસ્કૃતની

૨૫ ૨૬ કે. કા. શાસ્ત્રી, આપણા કવિઓ, પૃ. ૨૨-૨૩; વૂલ્નર, ઇન્ટ્રોડક્શન ટુ પ્રાકૃત, પૃ. ૬૪-૬૫

જેમ પ્રાકૃત પણ સાહિત્યકીય ભાષા તરીકે પ્રચલિત હતી, આમ વર્ગમાં બોલાતી ભાષા તરીકે નહિ. રાજશેખરે કાવ્યમીમાંસામાં સંસ્કૃત ને પ્રાકૃત ઉપરાંત અપભ્રંશ ને ભૂતભાષાના કવિઓનો ઉલ્લેખ કર્યો છે.[27] ધરસેન ૨ જાને નામે લખાયેલા બનાવટી દાનશાસનમાં સંસ્કૃત, પ્રાકૃત ને અપભ્રંશ ભાષાઓનો ઉલ્લેખ આવે છે, પરંતુ એ ઉલ્લેખ વસ્તુતઃ મૈત્રકકાલના અસ્ત પછીનો છે. મૈત્રકકાલીન પ્રજાની બોલાતી ભાષાનું સ્વરૂપ નક્કી કરવું મુશ્કેલ છે, કેમકે એ ભાષાના લખાણનો કોઈ નમૂનો ઉપલબ્ધ નથી. છતાં દાનશાસનોમાં જણાવેલાં કેટલાંક વિશેષ નામો પરથી એ કાલની લોકભાષાના સ્વરૂપ વિશે કંઈ સૂચન મળે છે. મનુષ્યો ને સ્થળોનાં ઘણાં નામોનાં રૂપ લોકભાષાનાં હોવા છતાં દાનશાસનોના સંસ્કૃત લેખોમાં બને ત્યાંસુધી એનાં સંસ્કૃતીકૃત રૂપ આપવાની પદ્ધતિ

૨૯૨ ભાષાની સરખામણીએ લિપિનો પ્રશ્ન ઘણો સરળ છે, કેમકે ઉત્કીર્ણ લેખોમાં એ કાલની લિપિના પ્રત્યક્ષ નમૂના જળવાઈ રહ્યા છે મૈત્રક રાજ્યના તેમજ દક્ષિણ ગુજરાતના સમકાલીન

**લિપિ** રાજ્યોના તામ્રશાસન એક અમુક પ્રકારની લિપિમાં કોતરાયા છે, જેને ભારતીય પ્રાચી લિપિવિદ્યામાં દક્ષિણી શૈલીની પશ્ચિમ લિપિ કહે છે[૨૯] આ લિપિ પશ્ચિમ ભારતના પ્રદેશોમાં લગભગ પાંચમીથી નવમી સદી સુધી પ્રચલિત હતી[૩૦] દક્ષિણી શૈલીની બીજી લિપિઓની સરખામણીએ આ લિપિના મૂળાક્ષરોમાં इ, ई, ए, ड, थ, ल, श ને सનો મરોડ તેમજ કેટલાક જોડાક્ષરોનો ગોળ મરોડ વિશિષ્ટ પ્રકારનો છે. વળી દક્ષિણી શૈલીની આ લિપિમાં ઉત્તરી શૈલીના કેટલાક લક્ષણ નજરે પડે છે, જેમકે ख, च, त, घ, ને न ના મરોડમાં, માત્રા, બે માત્રા, કાનો માત્રા ને કાનો બે માત્રાના મરોડમાં, ને જોડાક્ષરમાં છેડે આવતા य ના મરોડમાં ઉત્તરી શૈલીની લિપિની આ અસર પરથી એ કાલે ગુજરાતમાં થતી ઉત્તર ભારતની સાંસ્કૃતિક અસરનું સમર્થન થાય છે[૩૧] મૈત્રકોના શિલાલેખોમાં તેમજ સૈંધવોના તામ્રશાસનોમાં તો દક્ષિણી શૈલીની જગાએ ઉત્તરી શૈલીની કુટિલ લિપિનો[૩૨] ઉપયોગ થયેલો છે એ પરથી ગુજરાત પર પ્રસરતી ઉત્તર ભારતની

---

૨૯ પશ્ચિમી લિપિના પરિચય માટે જુઓ બ્યુલર, ઇન્ડિયન પેલિયોગ્રાફી પૃ ૬૩ અને ગૌ હી ઓઝા, ભારતીય પ્રાચીન લિપિમાલા, પૃ ૪૩, ૭૮-૮૨

૩૦ શરૂઆતમાં એ હૈદ્રાબાદ રાજપુતાના, મધ્ય ભારત ને મધ્ય પ્રદેશમાં પણ પ્રચલિત હતી ને પશ્ચિમભારતમાં એ સૌરાષ્ટ્ર-ગુજરાતની જેમ મહારાષ્ટ્ર ને કોંકણમાં પણ પ્રચલિત હતી (ઓઝા, ભાપ્રાલિ, પૃ ૭૮)

૩૧ બ્યુહલર, ઇપે, પૃ ૪૬

૩૨ આ લિપિ ગુપ્તલિપિમાંથી નીકળી છે એ ઉત્તર ભારતમાં છઠ્ઠીથી નવમી સદી સુધી પ્રચલિત હતી એનાં અક્ષરોનો ને ખાસ કરીને સ્વરોની માત્રાઓનો મરોડ કુટિલ (વાંકોચૂંકો) હોય છે, તેથી એને કુટિલ લિપિ કહે છે નાગરી તેમજ શારદા લિપિ આ લિપિમાંથી નીકળી છે (ઓઝા, ભાપ્રાલિ, પૃ ૪૨, ૬૨-૬૮)

અસરનું થતું જતું પ્રાબલ્ય સૂચિત થાય છે. સૈન્ધવોના સમયમાં પ્રબળ થયેલી આ અસર દક્ષિણના રાષ્ટ્રકૂટોની સત્તાનો હ્રાસ થતાં ને ઉત્તરના ચાપોત્કટો તેમજ ચૌલુક્યોની સત્તાનો અભ્યુદય થતાં એટલી બધી વ્યાપક બની કે મૈત્રકકાલના અસ્ત પછી એક સદીમાં અહીં દક્ષિણી લિપિનો સદંતર લોપ થઈ ગયો. આમ દક્ષિણી શૈલીની લિપિનો પ્રયોગ ગુજરાતમાં ખાસ કરીને મૈત્રકકાલ સુધી રહ્યો ને અંતે એ સ્થાને ઉત્તરી

વ્યંજનને નીચલે છેડે જમણી બાજૂએ જોડવામાં આવે છે.[37] ઐ ને ઔની માત્રા વ્યંજનની ટોચને ડાબે છેડે જોડાય છે. ઓ ને ઔનો કાનો વ્યંજનની ટોચે જમણી બાજૂ પર ને એની માત્રા ડાબી બાજૂ પર જોડવામાં આવે છે. અનુસ્વારનું ચિહ્ન અક્ષરની ટોચ પર ને વિસર્ગનું ચિહ્ન અક્ષરની જમણી બાજૂએ ઉમેરવામાં આવે છે. ક-ખની પહેલાં આવતો વિસર્ગના જિહ્વામૂલીય ને પ-ફની પહેલાં આવતા વિસર્ગના ઉપધ્માનીય માટે વિશિષ્ટ ચિહ્ન વપરાતાં. ૐ માટે પણ વિશિષ્ટ ચિહ્ન ઘડાયું હતું. પૂર્ણ વિરામ માટે સામાન્ય રીતે ઊભો દંડ લખવામાં આવતો. લાંબા લખાણને અંતે ઘણીવાર બે કે ત્રણ દંડ મૂકવામાં આવતા. અનેક નામોની સળંગ યાદીમાં એ નામોના શબ્દ અલગ પાડવા એની વચ્ચે એકેક નાની આડી રેખા (hyphen) ઉમેરવામાં આવતી. અવતરણ, પ્રશ્ન, આશ્ચર્ય, સંક્ષેપ ઇત્યાદિનાં કોઈ વિશિષ્ટ ચિહ્ન નહોતાં. જોડાક્ષરોમાં સામાન્ય રીતે પહેલા અક્ષરની નીચે એની પછીના અક્ષર જોડવામાં આવતા. જોડાક્ષરમાં અનુગામી ण, त, थ, य, र ને लનો જુદી જાતનો મરોડ થતો.[38] જોડાક્ષરમાં આવતા પુરોગામી र्નું ચિહ્ન હાલની જેમ અનુગામી અક્ષરની ટોચે જમણી બાજૂએ જોડાતું. હલન્ત (ખોડો) અક્ષરને એની પહેલાંના અક્ષરની નીચે જોડીને લખવામાં આવતો.[39] क्ष ને ज्ञના આકાર સ્પષ્ટતઃ क्+ष ને ज्+ञના જોડાક્ષર જેવા જ લખાતા. આંકડાઓમાં ૧ થી ૩ સુધીના આંકડા આણપાણમાંની આડી રેખાઓના જેવા લખાતા. ૪ થી ૯ સુધીના આકડાઓ માટે અક્ષર જેવાં ખાસ ચિહ્ન ઘડાયાં હતાં. નૂતન અંક શૈલીનું શૂન્યનું ચિહ્ન હજી પ્રયોજાયું નહોતું. આથી ૧૦, ૨૦, ૩૦, ૪૦, ૫૦, ૬૦, ૭૦, ૮૦ ને ૯૦નાં

---

૩૭ ह मु ને हुમાં उની, रू ને धूમાં ऊની, ને क्रમાં ऋની માત્રાનો મરોડ વિલક્ષણ છે (પરિશિષ્ટ ए).

૩૮ જુઓ પરિશિષ્ટ ए.

૩૯ જુઓ પરિશિષ્ટ ए.

र्म्महापातकैरुपपातकैस्संयुक्तस्स्यादिति ને परिपालयितव्याश्चेत्युक्तञ્च જેવી પદરચના વધુ પ્રમાણમાં નજરે પડે છે. કની પહેલાં આવતા વિસર્ગને સ્થાને જિહ્વામૂલીયનું તેમજ પ ની પહેલાં આવતા વિસર્ગને સ્થાને ઉપધ્માનીયનું યુક્ત ચિહ્ન[43] પણ વિશેષ પ્રયોજવામાં આવતું; જેમકે शीलादित्यᳵकुशली, हस्तारविन्दᳵकन्याया: पुनᳵनहस्तेनैव, स्वधनुᳶप्रभाव, मनᳶपरितोष ઇત્યાદિ. એવી રીતે અનુસ્વારને બદલે ઘણું કરીને અનુનાસિકની પસંદગી કરવામાં આવતી; જેમકે अङ्ग, कलङ्क, पञ्च, मुञ्चतः, सङ्घ, उपेन्द्र, मण्डल, मन्द, कुटुम्बिन्, सन्धि ઇત્યાદિ. ઉષ્માક્ષર પહેલાં પણ ઘણું કરીને અનુસ્વારને બદલે અનુનાસિકનો પ્રયોગ કરવામાં આવતો; જેમકે वङ्श, निङ्शत्, अङ्शुक, ध्वन्सित ઇત્યાદિ. જોડાક્ષરોમાં र् પછી આવતા વ્યંજનને બેવડાવવાની પદ્ધતિ ઘણી પ્રચલિત હતી; જેમકે पूर्ण्ण, अर्क्क, धर्म्म, सर्व्व, स्वर्ग्ग, दर्प्प, विनिर्ग्गत, कार्म्मुक, गर्व्वित, धैर्य्य. र् પછી थ, ध, भ, જેવા મહાપ્રાણ વ્યંજન આવે, તો એને બેવડાવતી વખતે એમાંના પહેલા વ્યંજનની જગ્યાએ એનો અલ્પપ્રાણ વ્યંજન જોડવામાં આવતો; જેમકે पार्त्थिव, धनुर्द्धर, निर्ब्भर. र् પછી આવતા વ્યંજનને બેવડાવવાનો પ્રયોગ ભિન્ન પદોની સંધિમાં યે લાગુ પાડવામાં આવતો; જેમકે अन्यैर्व्वा, अशेषैर्द्दोषैः, आभिगामिकैर्ग्गुणैः વગેરે. સ્વર-સંધિમાં લુપ્ત થતા अના સ્થાને અવગ્રહ(ऽ)નું કોઈ ચિહ્ન મૂકવામાં આવતું નહિ; જેમકે दूतकोत्र, कान्तोपि, स्थानेनुरूपम् ઇત્યાદિ. અમુક પ્રચલિત શબ્દોના સંક્ષેપમાં હાલની જેમ એના આદ્ય અક્ષરોનો જ પ્રયોગ કરવામાં આવતો; જેમકે स सव કે संवत् (संवत्सर), शु (शुद्ध), ब (बहुल), दू (दूतक), द्वि (द्वितीय) ઇત્યાદિ.[44] આ કાલના લખાણમાં

૪૩ આ ચિહ્નના આકાર માટે જુઓ પરિશિષ્ટ ए. બોપદેવના વ્યાકરણમાં જિહ્વા-મૂલીયના ચિહ્નને વજ્રના આકારનું ને ઉપધ્માનીયના ચિહ્નને ગજકુંભના આ-કારનું જણાવવામાં આવ્યું છે.

૪૪ शुदि ને बदि શબ્દ મૂળ शुक्ले दिने ને बहुले दिने નાં સંક્ષિપ્ત રૂપ તરીકે शु. दि. ને ब. दि. રૂપે પ્રયોજાયેલા જણાય છે.

વિરામચિહ્નનો પ્રયોગ પ્રમાણમા ઘણો ઓછો જોવામાં આવે છે, દા ત. श्रीशीलादित्य कुशली सर्व्वानेव समाज्ञापयत्यस्तु वस्सविदितं यथा मया...માં એકે ય વિરામચિહ્ન મૂકવામા આવતુ નહિ. શ્લોકોમાં પણ સામાન્ય રીતે આખા શ્લોકને અતે જ પૂર્ણવિરામનુ ચિહ્ન મૂકવામાં આવતુ. અનેક નામોની સળગ યાદીમાં એ નામોને પૃથક્તાદર્શક રેખા વડે પૃથક્ દર્શાવવામા આવતાં; જેમકે द्रोण इन्द्रवमु–वत्स–षष्ठि–गुहिल ઇત્યાદિ. દાનશાસનો ને પ્રશસ્તિલેખોની રચના ઉચ્ચ સાહિત્યિક શૈલીની હોવા છતા એના ઉત્કીર્ણ લખાણોમાં લેખ લખનાર કે કોતરનારના હાથે વ્યાકરણની, જોડણીની કે ન્યૂનાધિકતાની કોઈ ભૂલ ભાગ્યેજ થતી. આ પરથી એ લેખ કોતરનાર કારીગર પણ લેખનશુદ્ધિ માટે કેટલી કાળજી રાખતા હતા એનો સચોટ ખ્યાલ આવે છે.

૨૯૫ દાનશાસનોની મિતિઓ પરથી મૈત્રકકાલના લોકોમા કાલગણનાની કેવી પદ્ધતિ પ્રચલિત હતી એની ઘણી માહિતી મળે છે.

**કાલગણના**　આ મિતિઓમાં સામાન્ય રીતે વર્ષ, માસ, પક્ષ ને તિથિ આપવામાં આવે છે, પરતુ વર્ષના આકડા સાથે એ વર્ષ કયા સંવતનાં છે એનો ભાગ્યેજ નિર્દેશ કરવામા આવે છે. મૈત્રક રાજ્યના દાનશાસનોમા ને દક્ષિણ ગુજરાતનાં સમકાલીન રાજ્યોના દાનશાસનોમાં જુદાજુદા સંવત વપરાતા હતા. આ સંવતોનાં નામ તથા એના આરંભકાલ નક્કી કરવા માટે વિદ્વાનોએ ઘણો શ્રમ લીધો છે, જેની સમીક્ષા કરવી જોઈશે વળી વર્ષનો આરભ કયા માસથી ગણાતો ને માસનો આરભ કયા માસથી ગણાતો એ પણ વિચારવું પ્રાપ્ત થાય છે. કવચિત્ ગ્રહણ, અધિક માસ ને વારનો યે નિર્દેશ આવતો હોઈ એ કાલની પંચાગપદ્ધતિ વિશે વિશેષ માહિતી મળે છે. વર્ષ ને તિથિની સંખ્યા મોટે ભાગે આંકડાઓમા આપવામા આવતી અને/અથવા કવચિત્ શબ્દોમાં યે આપવામાં આવતી.

૨૯૬. મૈત્રકોનાં દાનશાસનોની મિતિઓમાં કોઈ એક સંવતનાં

વર્ષ આપવામાં આવ્યાં છે, પરંતુ એ સંવતનું નામ આપવામાં આવ્યું નથી. આથી એ સંવતનો નિર્ણય કરવા માટે વિદ્વાનોને ઘણો વિચાર કરવો પડ્યો છે. શરૂઆતમાં પ્રિન્સેપ[૪૫] ન્યૂટન[૪૬] આદિ વિદ્વાનોએ આ સંવતને વિક્રમ સંવત ધારેલો, તો ટોમસ[૪૭] ને ભાઉ દાજી[૪૮] જેવા બીજા કેટલાક વિદ્વાનોએ એને શક સંવત માનેલો. પરંતુ સમય જતાં સમકાલીન ઘટનાઓનો વધુ અભ્યાસ થતાં એ બંને મત ખોટા ઠર્યા ને વલભીના દાનશાસનોની મિતિઓનાં વર્ષ વલભી સંવતનાં ગણાતાં થયાં. અનુ-મૈત્રક લેખોમાં આવતો વલભી સંવત્ તો પ્રિન્સેપના સમયમાં પણ પરિચિત હતો, [૪૯] પરંતુ એ સમયે એનો આરંભ વલભીના કોઈ રાજાએ કરેલો ગણાતો[૫૦] ને વલભીનાં દાનશાસનોમાંનો સંવત તો વલભીના રાજ્યની સ્થાપના થતાં પહેલાંનો હોઈ એ દાનશાસનોમાં કોઈ બીજો પ્રાચીન સંવત વપરાયો મનાતો. પરંતુ જ્યારથી ફર્ગ્યુસને વલભીના દાનશાસનોની મિતિઓના વર્ષ વલભી સંવતના જ ગણાવાં જોઈએ એવું સૂચન કર્યું[૫૧] ત્યારથી એ મત વધુ ને વધુ પ્રચલિત થતો ગયો ને ફ્લીટે તુલનાત્મક સમયનિર્ણયને આધારે આ પ્રશ્નને ઝીણવટથી તપાસીને એ મતને સુનિશ્ચિત ઠરાવ્યો.[૫૨] વોટ્સને

**મૈત્રકોનાં દાનશાસનોમાંનો સંવત**

---

૪૫ જરૉએસો, પુ. ૭, પૃ. ૩૫૪

૪૬ જબૉબ્રારૉએસો, પુ. ૭, પૃ. ૩૦

૪૭ જરૉએસો, પુ. ૧૨, પૃ. ૫

૪૮ જબૉબ્રારૉએસો, પુ. ૭, પૃ. ૧૧૫; પુ. ૮, પૃ. ૨૪૭

૪૯ પ્રિન્સેપ, એસ્સેઝ ઑન ઇન્ડિયન ઍન્ટિક્વિટીઝ, પુ. ૨, પૃ. ૧૫૮

૫૦ ટૉમસે એનો આરંભ પહેલા ગુહસેનના સમયથી (જરૉએસો, પુ. ૧૨, પૃ. ૪) ને પછી ધરસેન ૨ જાના સમયથી (આસવેઇ, પુ. ૨) અને કનિંગહામે ભટાર્કના સમયથી (આસઇ, પુ. ૧, પૃ. ૧૨૬) માનેલો.

૫૧ જરૉએસો (નવી શ્રેણી), પુ. ૪, પૃ. ૯૦

૫૨ ફ્લીટ, કૉઇઇ, પુ. ૩, પ્રસ્તાવના

જણાવેલી ભાટચારણની પ્રણાલિકથામાં દ્રોણસિંહ(સં. ૧૮૩)નો પિતા ભટાર્ક સ્કન્દગુપ્ત(ગુ સં. ૧૩૬–૧૪૮)નો સેનાપતિ હોવાનું જણાવેલું છે એ આધારે મૈત્રકોએ ગુપ્ત સંવતને ચાલુ રાખ્યો હોય ને પછી એ સંવત વલભી સંવતના નવા નામે ઓળખાયો હોય એવું સંભવે છે, પણ એ પ્રણાલિકથા પાછળથી ઉપજાવી કાઢેલી હોઈ એનો આધાર પ્રમાણભૂત ગણાય એવો નથી.[૫૩] પરંતુ યુઅન શુઆંગે એના પ્રવાસ સમયે અર્થાત્ ઈ સ. ૬૪૦ના અરસામા વલભીમાં શીલાદિત્યનો ભત્રીજો ધ્રુવપટુ રાજ્ય કરતો હોવાનું ને એ કનોજના રાજા શીલાદિત્યનો અર્થાત્ ચક્રવર્તી હર્ષવર્ધનનો જમાઈ થતો હોવાનું જણાવ્યું છે એ આધારે વલભીપતિ ધ્રુવસેન ૨ જો યુઅન શુઆંગ ને હર્ષવર્ધનનો સમકાલીન હતો એ નિર્વિવાદ છે.[૫૪] ધ્રુવસેન ૨ જાનાં ઉપલબ્ધ દાનશાસનોની મિતિ સંવત ૩૨૦થી ૩૨૧ની છે ને એને ઈ. સ. ૩૧૯ના અરસામા શરૂ થયેલા વલભી સંવતની ગણત્રીમાં આવે તો ઉપર જણાવેલા સમકાલીનતાના સંબંધ બરાબર બંધ બેસે છે. વળી નાન્દીપુરીના દદ્દ ૨જા(ઈ. સ. ૬૨૯–૪૧)ના સંબંધમાં હર્ષવર્ધનના સમયના વલભીપતિનો જે ઉલ્લેખ આવે છે[૫૫] તે પણ આ જ સંબંધનું સમર્થન કરે છે. આગળ જતાં જયભટ ૪ થા(ઈ. સ. ૭૩૫)ના સંબંધમાં વલભીપતિનો ઉલ્લેખ આવે છે[૫૬] ત્યારે પણ વલભીમા મૈત્રક વંશનું શાસન પ્રવર્તતું હતું ને રાષ્ટ્રકૂટ રાજા ગોવિંદરાજે સુરાષ્ટ્રમાં પોતાની સત્તા પ્રસારી ત્યાંની ભૂમિનું દાન દીધું ત્યારે એના દાનશાસનની મિતિ સ્પષ્ટતઃ વાલભીય સંવત્ ૫૦૦ની જણાવી છે,[૫૭] જે વલભીના છેલ્લા ઉપલબ્ધ

૫૩ જુઓ પ્રકરણ ૪, પા. ટી. ૧૨

૫૪ જુઓ ઉપર § ૬૯.

૫૫ જુઓ પ્રકરણ ૯, પા. ટી. ૧૪૬.

૫૬ જુઓ પ્રકરણ ૯, પા. ટી. ૧૬૬.

૫૭ જુઓ ઉપર § ૧૯૩.

સધ્ધર સમર્થન મળે છે. અલ બીરૂનીએ વલભી સંવતની જેમ ગુપ્ત સંવતનો આરંભ પણ શક સંવત પછી ૨૪૧ વર્ષે થયો જણાવ્યો છે ને ગુપ્ત કાલની મિતિઓ એ રીતે બંધ પણ બેસે છે. છતાં ગુપ્ત સંવતના આરંભકાલ માટે કેટલાક વિદ્વાનો ઘણો મતભેદ ધરાવે છે ને ગુપ્તકાલની મિતિઓની ગણતરી પરથી એને બદલે બીજા જુદાજુદા આરંભકાલ સૂચવે છે. વલભી સંવત ગુપ્ત સંવત સાથે સંકળાયેલો હોઈને એ વિદ્વાનો એના આરંભકાલનો પણ નવેસર વિચાર કરે છે ને એનો આરંભકાલ ગુપ્તકાલના આરંભકાલની બરાબર કાંતો એનાથી મોડો ગણીને એને માટે પ્રચલિત આરંભવર્ષ કરતાં જુદાંજુદાં આરંભવર્ષ રજૂ કરે છે. ૧૯૨૨–૨૩માં શામ શાસ્ત્રીએ ગુપ્ત વલભી સંવતના આરંભ માટે ઈ. સ. ૨૦૦–૦૧નું વર્ષ રજૂ કર્યું.[૬૧] ૧૯૨૨–૨૩માં ગોવિંદ પાઈએ ગુપ્ત સંવતનો આરંભ ઈ. સ. ૨૭૨–૭૩માં થયો હોવાનો મત રજૂ કરીને ગુપ્ત શાસન દરમિયાન સુરાષ્ટ્રમાં પ્રચલિત થયેલો એ સંવત ત્યાં એ શાસન શિથિલ થતાં કેટલાંક વર્ષો લગી લુપ્ત રહ્યો ને પછી પાછો વલભીના મહારાજા દ્રોણસિંહે એને ચાલુ કર્યો ત્યારે વચગાળામાં લુપ્ત રહેલાં એનાં વર્ષોને લક્ષ્યમાં લીધા વિના અગાઉ વપરાયેલાં એના વર્ષોનું સીધુ અનુસંધાન કરવામાં આવ્યુ અને પરિણામે મૂળ ઈ. સ. ૨૭૨–૭૩માં શરૂ થયેલા એ સંવતની મિતિઓ હવે અહીં ઈ. સ.

એ અનુસાર વલભીનાં દાનશાસનોની મિતિઓને પણ વિક્રમ સંવતની જ ગણાવે છે![૬૪] પરંતુ ઉપલા ફકરામાં જણાવેલા સમકાલીનતાના સંબંધોને લઈને મૈત્રકવંશની મિતિઓને ૩૭૫ વર્ષ જેટલી વહેલી ખસેડવી અશક્ય છે.[૬૫] એવી રીતે ઈ.સ. ૩૧૯–૨૦ને બદલે ઈ. સ. ૨૦૦–૦૧ કે ઈ. સ. ૨૭૨–૭૩નું આરંભવર્ષ લેવાથી પણ યુઅન શુઆંગે જણાવેલી વલભીપતિની વિગતોનો મેળ મળે એમ નથી. ઈ.સ. ૩૩૪–૩૫થી ૩૩૮–૩૯ના આરંભવર્ષથી પ્રચલિત ગણતરીમાં ફક્ત પદર વીસ વર્ષનો જ ફરક પડતો હોઈ ઉપર જણાવેલા સમકાલીનતાના સંબંધોનો મેળ મેળવવામાં ભારે અંતરાય ન આવે, પરંતુ ગુપ્ત સંવતનો ઉપયોગ કેટલોક વખત લુપ્ત રહ્યો ને પછી પાછો કેટલાક વખતે ચાલુ થયો ત્યારે એનાં વર્ષોની ગણતરીમા વચગાળાનાં વર્ષ ઓછાં ઉડાવી

---

૬૪ જર્યહિ, પુ. ૨૦, પૃ. ૭૧થી; પુ. ૨૧, પૃ. ૩૪થી

૬૫ વ. સં. ૧૮૩થી ૪૪૭નાં દાનશાસનોને વિ. સં. ૧૮૩થી ૪૪૭નાં ગણવામાં આવે, તો ગુજરાતના ઇતિહાસમાં મૈત્રક વંશને લગભગ ઈ. સ. ૪૭૦–૭૮૯ને બદલે ઈ સ. ૯૫–૪૧૪માં મૂકવો પડે ને પછી ક્ષત્રપ વંશને અન્યત્ર ખસેડવો પડે. વળી યુઅન શુઆંગે ઈ. સ. ૬૪૦માં જણાવેલા વલભીપતિનો તેમજ નાંદીપુરીના દદ્દ ૨ જા(ઈ. સ. ૬૨૯–૪૧) ને જયભટ ૪ થા(ઈ. સ. ૭૩૫)ના તેમજ નવસારિકાના અવનિજનાશ્રય પુલકેશી(ઈ. સ. ૭૩૮)ના સમકાલીન વલભીપતિઓનો મેળ મેળવવા માટે વલભીમાં બીજો રાજવંશ શોધવો પડે, કેમકે યુઅન શુઆંગ, હર્ષવર્ધન ને પુલકેશીના સમયને અન્યત્ર ખસેડવો મુશ્કેલ છે. વળી વલભીનાં દાનશાસનોમાં વપરાયેલો સંવત એ અનુમૈત્રક લેખોમાં વપરાયેલો વલભી સંવત જ હોય, તો તો ગોવિન્દરાજના દેવલીવાળા દાનશાસનના વલભી સંવત ૫૦૦ની મિતિને, મહેન્દ્રપાલના સમયના ઊનાવાળા દાનશાસનની વલભી સંવત ૫૭૪ની મિતિને ને કુમારપાલના સમયના જૂનાગઢવાળા લેખની વલભી સંવત ૮૫૦ની મિતિને વિ. સં. ૩૭૫(ઈ. સ. ૩૧૮-૧૯)ના પ્રચલિત આરંભવર્ષ અનુસાર ઘટાવ્યા સિવાય છૂટકો નથી, કેમકે નહિતો તે તે રાજાઓના અન્ય લેખોમાં જણાવેલા શક કે વિક્રમ સંવતનાં નિશ્ચિત વર્ષો સાથે વલભી સંવતની આ મિતિઓનો મેળ જ મળે નહિ.

દેવામા આ વા એ કઠ્ઠના દૂરાકૃષ્ટ લાગે છે, એટલુ જ નહિ, વલભીના દાનશાસનોની મિતિઓનો મેળ મેળવવા માટે જુદીજુદી મિતિમા ઈ સ ૬૩૪-૩૫થી ૬૩૭-૩૯ સુધીનુ જુદુજુદુ આરભવર્ષ લેવુ પડે એ તો તદ્દન અસ્વીકાર્ય ગણાય આથી વલભી સવતના આરભ માટે ઉપર જણાવેલા જે સેંકડો પ્રમાણુ ઉપલબ્ધ છે તે પરથી પ્રચલિત થયેલો શક સવત ૨૪૧–વિ સ ૩૭૫(ઈ સ ૩૧૮)ના અ માના આરભ વર્ષનો મત અબાધિત રહે છે

૨૯૮ વલભી સવતના આરભવર્ષની ચોક્કસ મિતિ નક્કી કરતા પહેલા એમા વર્ષ ને માસનો આરભ કેવી રીતે ગણાતો એ નક્કી કરવુ જોઈએ અલ બીરૂની તો ગુપ્ત સવતની જેમ વલભી સવતની ગણતરી પણ શક સવત અનુસાર થતી જણાવે છે ને એ પરથી તેના એનુ વર્ષ ચૈત્રાદિ ગણાતુ હોવાનુ અનુમાન થાય પરતુ વેરાવળના લેખની મિતિની વિગતો પરથી સુરાષ્ટ્રમા કાર્તિકાદિ વર્ષ પ્રચલિત હોવાનું માલૂમ પડે છે ૬૬ મૈત્રક રાજાના દાનશાસનોની મિતિઓમા તો તિથિની સાથે વાર આપવામા આવ્યો નહિ હોવાથી એની વિગતો તપાસવાનું મુખ્ય સાધન અનુપલબ્ધ છે પરતુ એમાની એક મિતિમા સૂર્યગ્રહણનો ને ત્રણ મિતિઓમા દ્વિતીય માસનો ઉલ્લેખ આવે છે એ પરથી એ મિતિઓમા વર્ષ ને માસની ગણતરી કઈ રીતે થતી એ

૬૬ આ લેખમા જણાવેલુ હિજરી સન ૬૬૨નુ વર્ષ ઈ સ ૧૨૬૩ના નવેંબરમા શરૂ થઈ ઈ સ ૧૨૬૪ના ઓક્ટોબરમા પૂરુ થયુ હતુ એ પરથી લેખમા જણાવેલી આષાઢ માસની મિતિ શક સવત ૧૧૮૬ (ઈ સ ૧૨૬૪)ની હોવાનુ ફલિત થાય છે ને એ સમયે વિ સ ૧૩૨૦ ચૈત્રાદિ નહિ પણ કાર્તિકાદિ પદ્ધતિ પ્રમાણે જ બધ બેસે છે વળી એ વર્ષના આષાઢ વદિ ૧૩ને દિવસે રવિવાર હતો એ તાળો પણ મળે છે (એ તિથિએ ઈ સ ૧૨૬૪ના મે માસની ૨૫મી તારીખ હતી) આ પરથી સુરાષ્ટ્રમા હાલની જેમ એ સમયે પણ કાર્તિકાદિ વર્ષ ગણાતા હતા એવુ ફલિત થાય છે ને એથી વિક્રમ સવતની જેમ વલભી સવતમા પણ કાર્તિકાદિ વર્ષ જ ગણાતા હોવા જોઈએ

તપાસવાનો અવકાશ રહેલો છે. ધરસેન ૨ જાના સં. ૨૫૪ના દાન-શાસનમાં વૈશાખ વદિ ૧૫ ને દિવસે સૂર્યગ્રહણ જણાવવામાં આવ્યું છે.[૬૭] પ્રાચીન મિતિનાં કોષ્ટકોમા[૬૮] શ. સં. ૪૯૫ ને વિ. સં. ૬૨૯ (ચૈત્રાદિ ૬૩૦)નાં વર્ષ તપાસતા માલૂમ પડે છે કે એ વર્ષના અમાન્ત વૈશાખની અમાસે નહિ પણ અમાન્ત ચૈત્રની અમાસે સૂર્યગ્રહણ હતું, જે પૂર્ણિમાન્ત પદ્ધતિએ વૈશાખની અમાસનુ ગણાય. આ પરથી મૈત્રક રાજ્યનાં દાનશાસનોની મિતિમાં વલભી સંવતના માસ પૂર્ણિમાન્ત હોવાનુ ફલિત થાય છે. હવે ધરસેન ૪ થાના સં. ૩૩૦ના દાનશાસનમાં દ્વિતીય માર્ગશિરનો,[૬૯] શીલાદિત્ય ૩ જાના સં. ૩૪૩ના દાનશાસનમાં દ્વિતીય આષાઢનો[૭૦] ને એ જ રાજાના સં. ૩૫૭ના દાનશાસનમાં દ્વિતીય પૌષનો[૭૧] ઉલ્લેખ આવે છે એનો વિચાર કરીએ. હાલની ચાલતી ૧૯ વર્ષની અધિક માસની પદ્ધતિએ તો કાર્તિકાદિ વિ. સં. ૭૧૮ (વ સં. ૩૪૩)માં એ આષાઢ હતા, પરંતુ વિ. સં. ૭૦૫ (વ. સં. ૩૩૦)માં

બે માર્ગશિરને બદલે બે કાર્તિક હતા તેમજ કાર્તિકાદિ વિ. ગ. ૭૩૨ (વ સ ૩૫૭)મા બે પૌષને બદલે બે વૈશાખ હતા.[૭૨] વળી આ પદ્ધતિ અનુસાર માગશર ને પોષમા અધિક માસ ભાગ્યેજ આવી શકે.[૭૩] આથી મૈત્રકકાલમા અધિક માસની ગણતરી મધ્યમ માનની સ્થૂળ પદ્ધતિથી થતી હોવી જોઈએ આ પદ્ધતિ પ્રમાણે વલભી સવત ૩૮૦ (વિ સ ૭૦૫)મા[૭૪] અધિક માર્ગશિર આવતો હતો એવુ વિદેશના એક વિદ્વાન જ્યોતિર્વિદે એનુ ગણિત ગણી નક્કી કરી આપ્યુ હતુ[૭૫] પરતુ એ પદ્ધતિ મ ૩૪૩ ને મ ૩૫૭ની મિતિઓને લાગુ પડે છે કે નહિ એની કઈ ખાતરી કરવામા આવી નથી. આથી અધિક માસ ની આ ત્રણેય મિતિઓનો એ એકસરખી પદ્ધતિએ વિચાર કરવો પ્રાપ્ત થાય છે સેવેલ ને દીક્ષિતે તૈયાર કરેલા મધ્યમ માનના કોઠામા કાર્તિકાદિ વિ સ. ૭૦૫મા બે પૌષ, ૭૨૮મા બે શ્રાવણ ને ૭૩૨મા બે માઘ આપેલા છે[૭૬] આથી આ ત્રણેય મિતિઓમા માર્ગશિરને બદલે પૌષ, આષાઢને બદલે

---

૭૨ પિલ્લાઈ, ઇન્ડિયન ક્રૉનૉલૉજી, કોષ્ટક ૧૦

૭૩ જ્યારે ચાદ્ર (ચાદ્ર-સૌર) માસ દરમિયાન સૂર્યની એક રાશિમાથી બીજી રાશિમા સક્રાન્તિ ન થાય ત્યારે એ માસને અધિક માસ ગણવામા આવે છે મધ્યમ માનની સ્થૂલ પદ્ધતિ પ્રમાણે ચાદ્ર માસ હમેશા સૌર માસ કરતા ટૂકો રહેતો હોવાથી એમા ગમે તે માસ અધિક માસ હોવા સભવે છે પરતુ સ્પષ્ટ માનની સૂક્ષ્મ પદ્ધતિ પ્રમાણે શિયાળામા ચાદ્ર માસ કરતા સૌર માસ ટૂકા થતા હોવાથી માગશર ને પોષમા સૂર્યની સક્રાન્તિ ન થાય એવુ ભાગ્યેજ સભવે છે ને એ કારણે એ બે માસમા અધિક માસ આવે એવુ જવલ્લે જ બને છે

૭૪ આ મિતિમા વલભી સવતનુ વર્ષ ચૈત્રાદિ નહિ પણ કાર્તિકાદિ હોવાનુ નિશ્ચિત થયુ છે (ફ્લીટ, કૉઇઇ, પુ ૩, પ્રસ્તાવના, પૃ ૯૪ ૯૫)

૭૫ ઇએ, પુ ૧૫, પૃ ૩૩૮

૭૬ સેવેલ ને દીક્ષિતે પોતાના ઇન્ડિયન કૅલેન્ડરમા ઈ સ ૩૦૦થી ૧૧૦૦ સુધીના સમયના અધિક માસ મધ્યમ માનથી તેમજ સ્પષ્ટ મ નથી ગણીને બને રીતે તૈયાર આપ્યા છે

શ્રાવણને પૌષને બદલે માઘ એવો એકેક માસનો એકસરખો ફરક આવે છે આ પરથી એ મિતિઓમા માસના નામ અંગે હાલની મીનાદિ પદ્ધતિને બદલે મેષાદિ પદ્ધતિ પ્રચલિત હોવાનું માલૂમ પડે છે,[૭૭] કેમકે મીનાદિ

---

૭૭ હાલ ચાદ્ર માસનુ નામ એ માસના આરંભમા રહેલી સૂર્યની રાશિ અનુસાર પાડવાની પદ્ધતિ સર્વત્ર પ્રચલિત છે આ પદ્ધતિ પ્રમાણે સૂર્યની મીનાદિ રાશિમા શરૂ થતા ચાદ્રમાસ અનુક્રમે ચૈત્રાદિ કહેવાય છે આ પદ્ધતિ એ कालतत्त्वविवेचन(શક ૧૫૪૨)મા આપેલો આ શ્લોક પ્રસિદ્ધ છે मीनादिस्था रविर्येषामारमप्रथमे क्षणे। भवेत्तेऽब्द चान्द्रमासाश्चैत्राद्या द्वादश स्मृता ॥ ને આ પદ્ધતિ ભાસ્કરાચાર્યના સમયમા પણ પ્રચલિત હતી એવા કેટલાક ઉલ્લેખ ઉપલબ્ધ છે (દીક્ષિત, ભારતીય જ્યોતિ શાસ્ત્ર, પૃ ૩૬૧) પરતુ વધુ પ્રાચીન કાલમા સૂર્યની રાશિ પરથી ચાદ્ર માસના નામ પાડતી વખતે એ માસના આરંભને બદલે અતમા રહેલી રાશિનો આધાર લેવામા આવતો ને એથી સૂર્યની મીનાદિ રાશિમા શરૂ થતા ચાદ્ર માસને બદલે સૂર્યની મેષાદિ રાશિમા પૂરો થતો ચાદ્ર માસ અનુક્રમે ચૈત્રાદિ ગણાય એવો જરા જુદો નિયમ પ્રવર્તતો હતો આ અગે માધવાચાર્યે(લગભગ શક ૧૩૦૦)કૃત कालमाधवમા આ પ્રસિદ્ધ શ્લોક ટાકવામા આવ્યો છે मेषादिस्थे सवितरि यो यो मास प्रपूर्यते चान्द्र । चैत्राद्य स ज्ञेय पूर्तिद्वित्वेऽधिमासोऽन्त्य । માધવાચાર્યે આ શ્લોક મૂળ ब्रह्मसिद्धान्तनो હોવાનું જણાવ્યુ છે, પરતુ બ્રહ્મગુપ્તના કે શાકલ્યના પ્રાપ્ત ब्रह्म सिद्धान्तમા એ શ્લોક ઉપલબ્ધ નથી (દીક્ષિત, ભારતીય જ્યોતિ શાસ્ત્ર, પૃ ૩૭૦) છતા એમા જણાવેલી પદ્ધતિ ઘણી પ્રાચીન હતી એ નિ શક છે માસના આરભે સૂર્યની મીનાદિ રાશિ હોય ને માસના અતે એની મેષાદિ રાશિ હોય એ બને પદ્ધતિ અનુસાર માસનુ ચૈત્રાદિ નામ પાડવામા સામાન્ય રીતે કઈ ફરક પડતો નથી પરંતુ જ્યારે કોઈ ચાદ્ર માસમા સૂર્યની સક્રાન્તિ ન થતા એને અધિક માસ ગણવાનો પ્રસગ પડે ત્યારે એ અધિક માસના નામકરણમા સ્પષ્ટ ફેર પડે છે દાખલા તરીકે ધારો કે મીનમા પૂરા થતા ફાગણ માસની ને મીનમા શરૂ થતા ચૈત્ર માસની વચ્ચે એક અધિક માસ આવ્યો, તો એ અધિક માસ મીનમા શરૂ થતો હોવાથી મીનાદિના નિયમ અનુસાર ચૈત્ર ગણાશે, જ્યારે એ મીનમા પૂરો થતો હોવાથી મેષાદિના નિયમ અનુસાર ફાલ્ગુન ગણાશે આથી હાલના નિયમે એ પ્રથમ ચૈત્ર ગણાશે, જ્યારે પહેલાના નિયમે દ્વિતીય ફાલ્ગુન ગણાશે આ પ્રમાણે મેષાદિના પ્રાચીન નિયમને અનુસરતા કાલમા અધિક માસ હમેશા

પદ્ધતિ પ્રમાણે જે અધિક માસ એના અનુગામી માસ અનુસાર પૌષ, શ્રાવણ કે માઘ ગણાય તે અધિક માસ મેષાદિ પદ્ધતિ પ્રમાણે એના પુરોગામી માસ અનુસાર અનુક્રમે માર્ગશિર, આષાઢ કે પૌષ ગણાતો હોય છે. આથી મૈત્રક કાલ દરમિયાન અહીં અધિક માસ ગણવામાં મધ્યમ ગણિતની સ્થૂલ પદ્ધતિ પ્રચલિત હતી તેમજ માસનાં નામ ગણવામાં મેષાદિ પદ્ધતિ ચાલતી હતી એવું ફલિત થાય છે. ને અધિક માસની આ મિતિઓ કાર્ત્તિકાદિ વર્ષની ગણતરી પ્રમાણે જ બંધ બેસે છે એ પરથી વલભી સંવતનાં વર્ષ કાર્ત્તિકાદિ હોવાનું ફલિત થાય છે.[૭૮] આમ એકંદરે આ દાનશાસનોની મિતિઓ પરથી મૈત્રક કાલ દરમિયાન વલભી સંવતમાં કાર્ત્તિકાદિ વર્ષ ને પૂર્ણિમાન્ત માસ પ્રચલિત હોવાનું નક્કી થાય છે.[૭૯] અનુ-મૈત્રક કાલની વલભી સંવતની મિતિઓ તપાસતાં

દ્વિતીય માસ જ ગણાતા ને મૈત્રક રાજ્યનાં દાનશાસનોમાં દ્વિતીય માસની જે મિતિઓ આપવામા આવી છે તે અધિક માસની જ હોવાનું જણાય છે. દાનનો મહિમા અધિક માસમાં અધિક ગણાતો એ કારણે આ સ્વાભાવિક ગણાય.

૭૮ સૂર્યગ્રહણ ને અધિક માસની મિતિઓમાં જણાવેલાં વર્ષ શક સંવત ને (કાર્ત્તિકાદિ) વિક્રમ સંવતનાં નીચે જણાવેલાં વર્ષ સાથે બંધ બેસે છે:

| વલભી સંવત | માસ | શક સંવત | વિક્રમ સંવત |
|---|---|---|---|
| ૨૫૪ | વૈશાખ | ૪૯૫ | ૬૨૯ |
| ૩૩૦ | માર્ગશિર | ૫૭૦ | ૭૦૫ |
| ૩૪૩ | આષાઢ | ૫૮૪ | ૭૧૮ |
| ૩૫૭ | પૌષ | ૫૯૭ | ૭૩૨ |

આ તુલનાત્મક કોષ્ટક પરથી એવું ફલિત થાય છે કે વલભી સવત ને શક સંવતનાં વર્ષો વચ્ચે માર્ગશિર ને પૌષમાં ૨૪૦ વર્ષનો અને વૈશાખ ને આષાઢમાં ૨૪૧ વર્ષનો તફાવત રહે છે, જ્યારે વલભી સવત ને વિક્રમ સંવતના વર્ષો વચ્ચે હમેશાં ૩૭૫ વર્ષનો એકસરખો તફાવત રહે છે. આનો અર્થ એ થયો કે વલભી સંવતના વર્ષ શક સવતનાં વર્ષની જેમ ચૈત્રાદિ નહિ પણ વિક્રમ સંવતનાં વર્ષની જેમ કાર્ત્તિકાદિ હતા.

૭૯ ઉત્તર ભારતમાં ચૈત્રાદિ વર્ષ ને પૂર્ણિમાન્ત માસની અને ગુજરાતમાં કાર્ત્તિકાદિ

માલૂમ પડે છે કે સુરાષ્ટ્રમા વલભી સવત પ્રચલિત રહ્યો ત્યાસુધી એના વર્ષ ને માસ એ જ પદ્ધતિએ ગણાતા હતા ૮૦ અર્થાત્ વલભી

---

વર્ષ ને અમાન્ત માસની પદ્ધતિ પ્રચલિત છે એ પરથી પહેલી પદ્ધતિને ઉત્તરી પદ્ધતિ ને બીજી પદ્ધતિને દક્ષિણી પદ્ધતિ કહી છે આ પરથી ચૈત્રાદિ વર્ષની સાથે હમેશા પૂર્ણિમાન્ત માસ જ હોય ને કાર્તિકાદિ વર્ષની સાથે હમેશા અમાન્ત માસ જ હોવા જોઈએ એવો મત ફ્લીટના મનમા વસી ગયેલો (કોઇઇ, પુ ૩, પ્રસ્તાવના, પૃ ૬૮, ૭૩ ૭૪) પરતુ એવી વ્યાપ્તિ માટે પ્રમાણ નથી ઊલટુ મહારાષ્ટ્રમા હાલ ચૈત્રાદિ વર્ષ સાથે અમાન્ત માસ પ્રચલિત છે ને એવી રીતે મૈત્રક રાજ્યમા કાર્તિકાદિ વર્ષ સાથે પૂર્ણિમાન્ત માસ હોવાનુ માલૂમ પડે તો એમા કંઈ અસભવિત નથી

૮૦ અનુ-મૈત્રક કાલના લેખોમા વલભી સવતનો ઉપયોગ વત્તેઓછે અશે છેક સવત ૯૪૫ સુધી દેખા દે છે એમા તાળો મેળવવાનો અવકાશ નીચે જણાવેલી બિત્રણ મિતિઓમા રહેલો છે

(૧) ગોવિંદરાજના દેવલીવાળા દાનશાસનમા વલભી સવત ૫૦૦મા સૂર્યગ્રહણ હોવાનુ જણાવવામા આવ્યુ છે પરંતુ એમા એના માસનુ નામ આપવામા આવ્યુ નથી પ્રાચીન મિતિના કોષ્ટકોમા વલભી સવત ૫૦૦=(કાર્તિકાદિ) વિક્રમ સવત ૮૭૫નુ વર્ષ તપાસતા એ વર્ષ દરમિયાન બે સૂર્યગ્રહણ હોવાનુ માલૂમ પડે છે એક અમાન્ત પૌષમા ને બીજુ અમાન્ત આષાઢમા આમાનુ પહેલુ ગ્રહણ માત્ર કાર્તિકાદિ વર્ષને જ ને બીજુ ગ્રહણ કાર્તિકાદિ ઉપરાત ચૈત્રાદિ વર્ષને ય લાગુ પડે છે

(૨) વલભી સવત ૯૨૭ના વેરાવળવાળા પ્રતિમાલેખમા એ વર્ષે ફાલ્ગુન શુ દિ ૨ને દિવસે સૌ(સો)મ વાર હોવાનુ જણાવવામા આવ્યુ છે (એઇ, પુ ૩ પૃ ૩૦૨) આ તિથિને દિવસે સોમવારનો મેળ વલભી સવત ૯૨૭ને કાર્તિકાદિ ગણીને એની મિતિ (કાર્તિકાદિ) વિ સ ૧૩૦૨ના ફાગણની લેવામા આવે તો જ મળે છે, નહિતો ચૈત્રાદિ વર્ષ પ્રમાણે પછીના વર્ષની એ મિતિએ તો શુક્રવાર આવતો હતો

(૩) અર્જુનદેવના વેરાવળવાળા શિલાલેખમા હિજરી સન ૬૬૨, વિક્રમ સવત ૧૩૨૦ ને વલભી સવત ૮૪૫ના વર્ષમા આષાઢ વ દિ ૧૩ને દિવસે રવિવાર હોવાનુ જણાવવામા આવ્યુ છે (જુઓ પા ટી ૬૦) હિજરી સન ૬૬૨ના આધારે આ મિતિ શક ૧૧૮૬(ઈ સ ૧૨૬૪)ના આષાઢની હોવાનુ જણાય

સંવતના વર્ષ હમેશાં કાર્ત્તિકાદિ ગણાતાં ને એના માસ હમેશાં પૂર્ણિ-

---

છે, જ્યારે વિક્રમ સવતનું વર્ષ ૧૩૨૦ ચૈત્રાદિ નહિ પણ કાર્ત્તિકાદિ પદ્ધતિએ જ બધ બેસે છે. વલભી સવત ૯૪૫નો મેળ પણ એ જ પદ્ધતિએ મળે છે. વળી લેખમા જણાવેલી તિથિને દિવસે અમાન્ત પદ્ધતિ પ્રમાણે અધિક આષાઢમાં સોમવાર ને બીજા આષાઢમાં બુધવાર આવશે, જ્યારે પૂર્ણિમાન્ત પદ્ધતિ પ્રમાણે નિજ આષાઢમાં રવિવાર ને અધિક આષાઢમાં સોમવાર આવશે. આ લેખમાં આષાઢના સબધમા અધિક માસનો ઉલ્લેખ કરવામા આવ્યો નથી તેમજ અમુક પ્રકારના કાર્યં અધિક માસમાં કરવા નિષિદ્ધ છે એ પરથી લેખમાં જણાવેલી મિતિ અધિક આષાઢની નહિ પણ નિજ આષાઢની ગણવી જોઈશે. ને નિજ આષાઢમાં વદિ ૧૩ ને રવિવારનો મેળ અમાન્ત પદ્ધતિએ નહિ પણ પૂર્ણિમાન્ત પદ્ધતિએ જ મળે એમ છે. આ રીતે લેખની મિતિ કાર્ત્તિકાદિ વિ. સ. ૧૩૨૦–

માન્ત ગણાતા. વળી હાલ ઉત્તર ભારતમાં પૂર્ણિમાન્ત માસની પદ્ધતિ હોવા છતાં વર્ષનો આરંભ તો શુક્લ પક્ષથી જ ગણાય છે તેમ વલભી સંવતના વર્ષનો આરંભ પૂર્ણિમાન્ત પદ્ધતિના પહેલા માસમાં આવતા કૃષ્ણ પક્ષને બદલે એ પછીના શુક્લ પક્ષથી જ ગણાતો હોવાનું મનાય છે. આ રીતે વલભી સંવતનું પહેલું વર્ષ (અર્થાત્ ગત વર્ષ ૦) વિક્રમ સંવત ૩૭૫(શક સંવત ૨૪૦)ના કાર્તિક માસના શુક્લ પક્ષની પ્રતિપદાથી અર્થાત્ ઈ. સ. ૩૧૮ના ઑક્ટોબરની ૧૨મીથી શરૂ થઈ કાર્તિકાદિ વિ. સં. ૩૭૫(ચૈત્રાદિ વિ. સં. ૩૭૬–શક સંવત ૨૪૧)ના પૂર્ણિમાન્ત કાર્તિક (અર્થાત્ અમાન્ત આશ્વિન) માસના કૃષ્ણ પક્ષની અમાવાસ્યાએ અર્થાત્ ઈ. સ. ૩૧૯ના સપ્ટેમ્બરની ૩૦મીથી પૂરું થયુ ગણાતુ હોવાનુ માલૂમ પડે છે. વલભી સંવતની જેમ ગુપ્ત સંવતનો આરંભ પણ શક સંવતના આરંભ પછી ૨૪૧ વર્ષે થયો ગણાતો, પરંતુ એનાં વર્ષ ચૈત્રાદિ ગણાતાં ને એનું પહેલું વર્ષ ચૈત્રાદિ વિક્રમ સંવત ૩૭૬ બરાબર ગણાતું. આથી વલભી સંવતનું કાર્તિકાદિ વર્ષ ગુપ્ત સંવતના ચૈત્રાદિ વર્ષ કરતાં પાંચ માસ વહેલું શરૂ થતું. આ હિસાબે કાર્તિકથી ફાલ્ગુન સુધી વલભી સંવતના વર્ષની સંખ્યા ગુપ્ત સંવતના વર્ષની સરખામણીએ એક વર્ષ જેટલી ઓછી રહેતી, જ્યારે ચૈત્રથી આશ્વિન દરમિયાન બંને સંવતોના વર્ષનો આંકડો એક જ રહેતો. ગુજરાતમાં વિક્રમ સંવતનાં વર્ષ કાર્તિકાદિ ગણાતાં હોવાથી વલભી સંવતના ને આ વિક્રમ સંવતના વર્ષમાં બારે માસ એકસરખો તફાવત રહે છે અર્થાત્ વલભી સંવતના વર્ષની બરાબરનું વિક્રમ સંવતનું વર્ષ શોધવા માટે વલભી સંવતના વર્ષમાં હમેશાં ૩૭૫ ઉમેરવા રહે છે. પરંતુ શક સંવતનાં વર્ષ બધે ચૈત્રાદિ જ ગણાતાં હોવાથી વલભી સંવતના વર્ષની બરાબરનું શક સંવતનું વર્ષ શોધવા માટે વલભી સંવતના વર્ષમાં કાર્તિક શુક્લથી ચૈત્ર કૃષ્ણ સુધીના પક્ષ માટે ૨૪૦ ને ચૈત્ર શુક્લથી કાર્તિક કૃષ્ણ સુધીના પક્ષ માટે ૨૪૧ ઉમેરવા પડે

છે. એવી રીતે વલભી સંવતના વર્ષની બરાબરનું ઈસવી સનનું વર્ષ શોધવા માટે વલભી સંવતના વર્ષમાં કાર્તિક શુક્લ પક્ષથી ડિસેમ્બર સુધીની મિતિ માટે ૩૧૮ ને જાન્યુઆરીથી કાર્તિક કૃષ્ણ પક્ષ સુધીની મિતિ માટે ૩૧૯ ઉમેરવા જોઈએ છે.

**વલભી સંવતની ઉત્પત્તિ**

૨૯૮. વલભી સંવતના નામનો પ્રયોગ પહેલવહેલો મૈત્રક સત્તાના અસ્ત પછીના વ. સં. ૫૦૦ના દેવલીવાળા દાનશાસનમાં દેખા દે છે ને વલભી સંવતની મિતિનો સહુથી પહેલો પ્રયોગ મૈત્રક રાજ્યના પહેલા મહારાજા દ્રોણસિંહના સં. ૧૮૩ના દાનશાસનમાં મળે છે. મૈત્રક રાજ્યની સ્થાપના થતાં પહેલાં સુરાષ્ટ્રમાં ગુપ્ત સમ્રાટોના શાસન દરમિયાન અર્થાત્ લગભગ ગુ. સં. ૮૨ થી ૧૪૮ સુધી ગુપ્ત સંવત પ્રચલિત હતો ને એ અગાઉ ક્ષત્રપ રાજ્યના અમલ દરમિયાન ત્યાં શક સંવતના આરંભથી લગભગ શ. સં. ૩૨૦ સુધી શક સંવત પ્રવર્તતો હતો. આ પરથી વલભી સંવતની શરૂઆત સુરાષ્ટ્રમાં વલભીના મૈત્રક વંશે ગુપ્ત શાસન દરમિયાન પ્રચલિત થયેલા ગુપ્ત સંવત પરથી કરી જણાય છે. સ્કંદગુપ્તના જૂનાગઢવાળા લેખમાં ગુપ્ત સંવતને માટે गुप्तकाल શબ્દ પ્રયોજાયા છે. પ્રસ્તુત લેખમાં જણાવેલી મિતિઓ પરથી એનાં વર્ષ ને માસની ગણતરી કેવી રીતે થતી એ વિશે કંઈ નિર્ણાયક મુદ્દો નીકળતો નથી.[૮૧] પરંતુ સુરાષ્ટ્રના સૈન્ધવો-

૮૧ પ્રસ્તુત: લેખમાં ત્રણ મિતિઓ આપેલી છે: (૧) ગુપ્ત કાલના સંવત ૧૩૬ના પ્રૌષ્ઠપદ(ભાદ્રપદ)ના છઠ્ઠે દિવસે સેતુ તૂટ્યાની, (૨) ગુપ્ત કાલના સંવત ૧૩૭ના ગ્રૈષ્મ (જ્યેષ્ઠ) માસના પૂર્વ પક્ષના પ્રથમ દિને સેતુ સંસ્કારનો સમારંભ થયાની, ને (૩) ગુપ્ત કાલના વર્ષ ૧૪૮માં ચક્રપાલિતે વિષ્ણુનું મંદિર બંધાવ્યાની (કોઇઇ, પુ. ૩, પૃ. ૫૮ થી, શ્લો. ૨૭, ૩૩–૩૫, ૪૫). આમાં સં. ૧૩૬ના ભાદ્રપદ પછી સં. ૧૩૭ના જ્યેષ્ઠ માસનો ઉલ્લેખ આવતો હોવાથી વર્ષગણનામાં ચૈત્રાદિ પદ્ધતિ પણ બંધ બેસે છે.

નાં દાનશાસનોમાં આપેલી ગુપ્ત સંવતની મિતિઓમાં ચૈત્રાદિ વર્ષની પદ્ધતિ પ્રચલિત હોવાનું માલૂમ પડે છે.[૮૨] આ રીતે ગુપ્ત શાસન દરમિયાન પ્રવર્તેલા ગુપ્ત સંવતની મિતિઓમાં ગુપ્ત સામ્રાજ્યના અન્ય પ્રદેશોની જેમ સુરાષ્ટ્રમાં પણ ચૈત્રાદિ વર્ષની પદ્ધતિ જ પ્રચલિત હોવી સંભવે છે. અનુ–મૈત્રક કાલના ગુપ્ત સંવતની મિતિઓને એ કાલના વલભી સંવતની મિતિઓ સાથે સરખાવતાં જણાય છે કે એ કાલ દરમિયાન પણ ગુપ્ત સંવતમાં ચૈત્રાદિ વર્ષની ને વલભી સંવતમાં કાર્તિકાદિ વર્ષની પદ્ધતિનો સ્પષ્ટ ફરક રહેતો હતો.[૮૩] આ પરથી સુરાષ્ટ્રના લેખોની જે જે મિતિઓ ગુપ્તકાલ અનુસાર આપવામાં આવી હોય તેમાં હમેશાં ઉત્તર ભારતની ચૈત્રાદિ વર્ષની પદ્ધતિ જળ-

૮૨ ધૂમલીના સં. ૫૧૩ના દાનશાસનમાં જે ઉત્તરાયણની તિથિ જણાવી છે તે પરથી એ વર્ષ કાર્તિકાદિ વિ. સં. ૮૮૮ નહિ પણ ૮૮૯ના પૌષના (પૂર્ણિમાન્ત માઘના) કૃષ્ણપક્ષમાં આવ્યું હોવાનું માલૂમ પડે છે. એવી રીતે મોરબીના સં ૫૮૫ના દાનશાસનમાં જે સૂર્યગ્રહણ જણાવ્યું છે તે પણ કાર્તિકાદિ વિ. સં. ૯૬૦ ના કોઈ માસમાં બંધ બેસતું નથી ને ચૈત્રાદિ વિ. સં. ૯૬૧ના પૂર્ણિમાન્ત માર્ગશિરની અમાસે બંધ બેસે છે. આ પરથી સૈન્ધવ વંશનાં દાનશાસનોમાં જણાવેલી ગુપ્ત સંવતની મિતિઓનાં વર્ષ ઉત્તર ભારતના ગુપ્ત સંવતના વર્ષની જેમ ચૈત્રાદિ જ હતાં એ નિશ્ચિત થાય છે. આ વંશનાં ઉપલબ્ધ દાનશાસનોની મિતિઓમાં માસનો ઉલ્લેખ ભાગ્યેજ આવતો હોઈ એના માસ કેવી રીતે ગણાતા એ નક્કી કરી શકાતું નથી, પરંતુ ઉત્તરમાંથી આવેલા રાજાઓએ ઉત્તરમાંથી પ્રચલિત થયેલા સંવતમાં ચૈત્રાદિ વર્ષની જેમ પૂર્ણિમાન્ત માસ ચાલુ રાખ્યા હોય એ તદ્દન સંભવિત છે. ધૂમલીનાં દાનશાસનોમાં તેમજ મોરબીના દાનશાસનમાં આ ગૌપ્ત (ગુપ્તકાલનાં) વર્ષ ગત (અતીત) હોવાનો ઉલ્લેખ આવે છે.

૮૩ ગુપ્ત કાલની ગણના સૈન્ધવ શાસન નીચેના પશ્ચિમ સુરાષ્ટ્રમાં જ મર્યાદિત હતી, જ્યારે વલભી સંવત સુરાષ્ટ્રનાં સ્થાનિક રાજ્યોમાં સર્વત્ર પ્રસરેલો હતો. અલબત્ત હવે એની જગ્યાએ દક્ષિણના રાષ્ટ્રકૂટોની અસરથી શક સંવત ને ઉત્તરના પ્રતીહારોની અસરથી વિક્રમ સંવત પ્રચલિત થવા લાગ્યો હતો. છતાં વલભી સંવતનો ઉપયોગ વલભી–ભંગ પછી લગભગ પાંચસો વર્ષ સુધી ચાલુ રહ્યો હતો એ એની સ્થાનિક લોકપ્રિયતા સૂચવે છે.

વાઈ હોવાનું અને જે જે મિતિઓ વલભીસંવત્ અનુસાર આપવામાં આવી હોય તેમાં હંમેશાં કાર્તિકાદિ વર્ષની સ્થાનિક પદ્ધતિ અપનાવવામાં આવેલી હોવાનું માલૂમ પડે છે. આ પરથી વલભી સંવત એટલે કાર્તિકાદિ વર્ષની સ્થાનિક પદ્ધતિના ફેરફાર સાથેનો ગુપ્ત સંવત જ એ તદ્દન સ્પષ્ટ થાય છે, એટલું જ નહિ, ગુપ્તકાલની જગ્યાએ વલભીસંવત્ એવું જુદું નામ પણ વર્ષગણનાની આ જુદી પદ્ધતિ ધરાવતી મિતિગણના માટે સહેતુક પ્રયોજાયું જણાય છે. વળી આ નવું નામ વલભી સાથે સંકળાયેલું છે એ પરથી ગુપ્ત સંવતની મિતિઓના પ્રયોગમાં ગુપ્ત સામ્રાજ્યના ચૈત્રાદિ વર્ષને બદલે કાર્તિકાદિ વર્ષની સ્થાનિક પદ્ધતિ અપનાવવાની પહેલ સુરાષ્ટ્રમાં સ્થાનિક સત્તાનું શાસન સ્થાપનાર વલભીના મૈત્રકોએ કરી હોય ને પરિણામે સ્થાનિક વર્ષગણનાની પદ્ધતિ ધરાવતા ગુપ્ત સંવત માટે, એ વલભી દ્વારા મૈત્રક રાજ્યમાં લાંબા વખતથી પ્રચલિત થયો હોવાને લીધે, સમય જતાં વલભી-સંવત્ એવું સૂચક વિશિષ્ટ નામ પ્રચલિત થયું હોય એવું યે સ્પષ્ટ થાય છે.

૨૯૯. વલભીમાં શરૂ થયેલો વલભી સંવત મૈત્રક રાજ્યના શાસનવિસ્તારની સાથે સુરાષ્ટ્ર ઉપરાંત ઉત્તર ગુજરાત, મધ્ય ગુજરાત ને માલવમાં પણ પ્રચલિત થયો હતો, પરંતુ

**દક્ષિણ ગુજરાતનો કલચુરિ સંવત**

દક્ષિણ ગુજરાતમાં એક બીજો સંવત પ્રચલિત હતો. એનો પ્રયોગ પહેલવહેલો ત્રૈકૂટક રાજા-

શાસનપ્રદેશમા આગાઉ પ્રચલિત થયેલો ગુપ્ત સંવત અપનાવ્યો હતો તેમ ત્રૈકૂટકોએ પણ પોતાના શાસન પ્રદેશમાં આગાઉ પ્રચલિત થયેલો કોઈ સંવત અપનાવ્યો હોવા સંભવે છે. પરંતુ આ સંવતની સં. ૨૦૭ પહેલાની મિતિઓ દક્ષિણ ગુજરાતના કે કોઈ બીજા પ્રદેશના લેખોમાં મળી ન હોવાથી આ સંવત મૂળ કયા પ્રદેશમાં કયા રાજવંશે શરૂ કર્યો હશે એ હજી નક્કી થઈ શકે એમ નથી.[૮૬] આ સંવતનો ઉપયોગ ત્રૈકૂટકો પછી મહાસામંત સંગમસિંહ, કટચ્ચુરિ કુલના રાજાઓ, ગુર્જરનૃપતિવંશના રાજાઓ, સેન્દ્રક રાજાઓ ને નવસારિકાના ચાલુક્ય રાજાઓના લેખોમાં ચાલુ રહ્યો છે[૮૭] ને એ પરથી એ સંવત દક્ષિણ ગુજરાતમાં એના લગભગ સં. ૨૦૦ થી ૫૦૦ સુધીના ત્રણ શતક સુધી પ્રચલિત રહ્યો જણાય છે. આ દરમિયાન આ સંવત કયા નામે ઓળખાતો હતો એ જાણવા મળતું નથી, કેમકે એમાંના કોઈ રાજવંશના લેખોમાં ક્યાંય એનું કંઈ નામ જણાવવામાં આવ્યું નથી. દક્ષિણ ગુજરાતમાં રાષ્ટ્રકૂટોના શાસન દરમિયાન શક સંવત પ્રચલિત થયો ત્યારથી ત્યાં આ સંવતનો ઉપયોગ સદંતર લુપ્ત થઈ ગયો જણાય છે, પરંતુ પડોશના બીજા પ્રદેશોમાં એ સંવત લાંબા વખત લગી પ્રચલિત રહ્યો લાગે છે. એની ૯મી ૧૦મી સદીમાં એ સંવત મુખ્યતઃ ચેદિદેશના કલચુરિ રાજ્યમાં પ્રચલિત હતો એ પરથી એ સંવત એ સમયે 'ચેદિ સંવત' ને 'કલચુરિ સંવત' તરીકે ઓળખાવા લાગ્યો હતો[૮૮] પરંતુ

આ એનું મૂળ નામ હોવું ભાગ્યેજ સંભવે છે. છતાં વ્યવહારની સગવડ ખાતર આ નામ એની પહેલાંની મિતિઓના કાલને ય લાગુ પાડવામાં આવ્યું છે ને એના મૂળનો પત્તો ન લાગ્યો ત્યાંસુધી સગવડ ખાતર એ રૂઢ નામનો પ્રયોગ ચાલુ રાખવો રહ્યો.

૩૦૦. હવે આ સંવતના આરંભનો તેમજ એની મિતિ-પદ્ધતિનો વિચાર કરીએ. ચેદિ દેશના લેખોમાં ઘણી મિતિઓ કલચુરિ સંવતમાં ને કેટલીક મિતિઓ વિક્રમ સંવતમાં આપવામાં આવી છે એની તુલના પરથી આ સંવતનો આરંભ ઈસવી ત્રીજી સદીના મધ્યના અર્થાત્ વિક્રમ સંવત ૩૦૦ના અરસામાં થયો હોવાનું સ્પષ્ટ થયું[૮૯] ને પછી એ લેખોની મિતિઓમાં આપેલી વિગતો પરથી કનિંગહામે આ સંવતનું પહેલું ગત વર્ષ લગભગ ઈ. સ. ૨૪૯ની બરાબર હોવાનું સમીકરણ રજૂ કર્યું.[૯૦] આ મિતિઓમાં આપેલી વાર વગેરેની વિગતો પરથી કિલ્હોર્ને આ સંવતનાં વર્ષ ચૈત્રાદિ કે કાર્તિકાદિ નહિ, પણ પ્રાય: ભાદ્રપદાદિ ને સંભવત: આશ્વિનાદિ હોવાનું નક્કી કર્યું છે.[૯૧] ભાદ્રપદાદિ વર્ષની પદ્ધતિ વિશે અલ બીરૂનીના પુસ્તકમાં ઉલ્લેખ આવતો હોવાથી કિલ્હોર્ને કલચુરિ સંવતના પ્રથમ વર્તમાન વર્ષનો આરંભ વિ. સં. ૩૦૫ની ભાદ્રપદ શુક્લ પ્રતિપદાથી (ઈ. સ. ૨૪૯ના જુલાઈની ૨૮મીથી) થતો ગણવાનું પસંદ કરેલું, પરંતુ સં. ૯૨૬ની ભાદ્રપદ શુક્લ ચતુર્થી ને ગુરુવાર ની મિતિ તપાસતાં વારનો મેળ વિ. સં. ૧૨૩૦ની નહિ, પણ ૧૨૩૧ની એ તિથિએ મળતો હોવાનું માલૂમ પડયું,[૯૨] આથી એ મિતિનું વર્ષ અપવાદત: ગત ગણવું પડે અથવા એ કાલની અન્ય મિતિઓ પરથી ફલિત થતી

૮૯ જ્યઓસો, પુ. ૬, પૃ. ૫૦૧
૯૦ આસઇ, પુ. ૯. પૃ. ૧૧૨થી.
૯૧ ઇએ, પુ. ૧૭, પૃ. ૨૧૫-૨૧
૯૨ સદર, પૃ. ૨૧૯

વર્તમાન વર્ષની પદ્ધતિ અનુસાર કલચુરિ સંવતના વર્ષને આશ્વિનાદિ માનવું પડે. આથી આશ્વિનાદિ વર્ષની પદ્ધતિનો ઉલ્લેખ અન્યત્ર ઉપલબ્ધ હોય કે ન હોય તો પણ ઉપલબ્ધ મિતિઓની વિગતો પરથી ફલિત થતી આશ્વિનાદિ વર્ષની પદ્ધતિ જ વધુ સ્વીકાર્ય ગણાઈ છે.[૯૩] આ અનુસાર કલચુરિ સંવતના પ્રથમ વર્તમાન વર્ષનો આરંભ વિ. સં. ૩૦૫ની આશ્વિન શુક્લ પ્રતિપદાથી (ઈ. સ ૨૪૯ના ઑગસ્ટની ૨૬મીથી) થયો ગણાય છે.[૯૪] મૈત્રકકાલના લેખોમાં આ સંવતનો ઉપયોગ સં. ૨૪૧(વિ સં. ૫૪૭–ઈ. સ. ૪૯૦)થી સં. ૪૯૦ (વિ. સ. ૭૯૬–ઈ. સ. ૭૩૯) સુધીની મિતિઓમાં મળે છે. એ મિતિઓમાં સામાન્ય રીતે વર્ષ માસ પક્ષ ને તિથિ જ આપ્યા છે. તિથિની સાથે વારનો ઉલ્લેખ તો માત્ર બે જ મિતિઓમાં કરવામાં આવ્યો છે. નાંદીપુરીના રાજા જયભટ ૩ જાના નવસારીવાળા દાનશાસનમા જણાવેલું દાન ચન્દ્રગ્રહણને દિવસે આપેલું છે ને દાનશાસનની મિતિ સં. ૪૫૬ની માઘ શુક્લ ૧૫ની જણાવવામાં આવી છે.[૯૫] વર્તમાન વર્ષની પદ્ધતિ અનુસાર ક. સં. ૪૫૬નું વર્ષ વિ. સં. ૭૬૦ના આશ્વિનથી શરૂ થતું હોઈ આ મિતિ વિ. સં. ૭૬૧ના માઘની પૂર્ણિમાની ગણાય, પણ એ પૂર્ણિમાએ ચંદ્રગ્રહણ હતું નહિ.[૯૬] પરતુ વિ. સં. ૭૬૨ના માઘની પૂર્ણિમાએ ચંદ્રગ્રહણ હતું[૯૭] વળી મિતિને અંતે આપેલા વારનો

૯૩ જુઓ પિલ્લઈ, ઇન્ડિયન ક્રૉનૉલૉજી, પૃ. (૪૪); ઓઝા, ભારતીય પ્રાચીન લિપિમાલા, પૃ. ૧૭૩–૭૪; પાંડેય, ઇન્ડિયન પેલિયોગ્રાફી, ભાગ ૧, પૃ. ૨૧૬.

૯૪ ઇએ, પુ. ૧૭, પૃ. ૨૧૫, પા.ટી. ૫

૯૫ चन्द्रोपरागे......संवत्सरशतचतुष्टये षट्पञ्चाशदुत्तरेके माघशुद्धपञ्चम्यां सं ४५६ माघ शु ११ (લેખ ૧૩૨).

૯૬ જુઓ પિલ્લઈ, ઇન્ડિયન ક્રૉનૉલૉજી, કોષ્ઠક ૧૦, પૃ. ૬૦–૬૧ (૧૪મી જાન્યુઆરી, ઈ. સ. ૭૦૫).

૯૭ સદર, પૃ. ૬૦–૬૧ (૨૭ ફેબ્રુઆરી, ઈ. સ ૭૦૬)

મેળ પણ વિ. સં. ૭૬૧ની નહિ પણ ૭૬૨ની મિતિમાં મળે છે.[૯૮] આથી આ મિતિનું વર્ષ વર્તમાન નહિ પણ ગત હોવું જોઈએ એવી રીતે જયભટ ૪ થાના કાવીવાળા દાનશાસનની મિતિમાં પણ ઉપયોગી વિગત આપેલી છે. એ દાન આષાઢ શુદ્ધ દશમીએ સૂર્યની કર્કટક સંક્રાન્તિના પર્વે આપવામાં આવ્યું હતું ને દાનશાસનને અંતે સં. ૪૮૬ની આષાઢ સુદિ ૧૦ (?) ને રવિવારની મિતિ આપવામાં આવી છે.[૯૯] આ મિતિ વર્તમાન વર્ષ અનુસાર વિ. સં. ૭૯૧ને અને ગત વર્ષ અનુસાર વિ. સ. ૭૯૨ને લાગુ પડે છે વિ. સં. ૭૯૧(ઈ. સ. ૭૩૫)માં કર્કટક સંક્રાન્તિ અમાન્ત આષાઢ વદિ ૧૩ ને ગુરુવારે હતી, જ્યારે વિ. સં. ૭૯૨(ઈ. સ. ૭૩૬)માં આષાઢ શુદિ ૧૦મીએ રવિવાર આવતો હતો પણ એ સમયે કર્કટક સંક્રાન્તિ આવવાને હજી લગભગ ૧૮ દિવસની વાર હતી, એથી વર્તમાન પદ્ધતિ અનુસાર વિ. સં. ૭૯૧ની મિતિ ગણવાનો લેશમાત્ર સંભવ રહેતો નથી. વિ સં ૭૯૨માં કર્કટક સંક્રાન્તિ આષાઢ સુદ દસમે આવતી હતી એટલું બરાબર બંધબેસતું આવે છે ને લેખને અંતે રવિવારની સાથે જણાવેલી તિથિનો અંક ૧૦ ને બદલે ૧૧ કે ૧૨ હોવા સંભવતો હોઈ એ મિતિમાં આષાઢ શુકલ ૧૨ ને રવિવારનો મેળ મળી રહે છે. આથી પ્રસ્તુત લેખમાં દાનને માટે આષાઢ સુદિ ૧૦ ને કર્ક સંક્રાન્તિની તથા દાનશાસનને

૯૮ લેખના પતરા પર શુ ૧૫ પછી–મવારે એટલું જ વાંચી શકાય એમ હોઈ એ તિથિએ કાતો સોમવાર કે કાતો ભૌમવાર હોઈ શકે. વિ સ. ૭૬૧મા એ તિથિએ બુધવાર હતો, જ્યારે વિ સ. ૭૬૨મા મંગળવાર હતો. આથી ગત વર્ષની પદ્ધતિ અનુસાર સ ૪૫૬ माघ शु १५ भौमवारे બંધ બેસે છે.

૯૯ (પંક્તિ ૧૫–૧૬) आषाढशुद्धदशम्यां कर्कटकराशौ संक्रान्ते रवौ पुण्यतिथौ (પંક્તિ ૨૪–૨૫) संवत्सरे शतचतुष्टये प....स ४८६ आषाढ शु १० (?) आदित्यवारे ॥ (લેખ ૧૩૩). પંક્તિ ૨૪માં प સંદિગ્ધ છે, પરંતુ પંક્તિ ૨૫માં આપેલા ૪૦૦ ૮૦ને ૬ના અંક નિ:શંક હોઈ વર્ષની સંખ્યા સુનિશ્ચિત છે. પંક્તિ ૨૫માં ૧૦નો અંક અસ્પષ્ટ છે ને એના પછી ૧ કે ૨નો અંક હોવાનો સંશય રહેલો છે.

માટે આષાઢ સુદિ ૧૦ ને શનિવારની એવી બે ભિન્ન મિતિઓ આપી હોવાનું સ્પષ્ટ થાય છે.૧૦૦ ને આ બે મિતિઓ પ થી મૈત્રકકાલના લેખોમાં આ સંવત્‌ના ગત વર્ષ ગણવાની પદ્ધતિ પ્રચલિત હોવાનું ફલિત થાય છે.૧૦૧ આ નિર્ણય અનુસાર મૈત્રકકાલીન ગુજરાતના લેખોમાં આવતી કલચુરિ સંવતની મિતિઓના વિક્રમ સંવતના વર્ષ શોધવા માટે મિતિના વર્ષમાં સામાન્યતઃ ૩૦૬ ઉમેરવા જોઈએ.

વેદિ દેશના અનુમૈત્રકકાલીન લેખોની આ સંવતની મિતિઓમાં આશ્વિનાદિ વર્ષ ને પૂર્ણિમાન્ત માસની પદ્ધતિ પ્રચલિત હતી એ પરથી મૈત્રકકાલીન ગુજરાતના લેખોમાં પણ એ પદ્ધતિ હોવા સંભવે છે. માસ તો સમગ્ર મૈત્રક રાજ્યમાં પણ પૂર્ણિમાન્ત જ ગણાતા હતા, પરંતુ ત્યાં વર્ષ કાર્તિકથી શરૂ થતાં. આથી એ સમયે દક્ષિણ ગુજરાતમાં વર્ષ કાર્તિકાદિ ગણાતાં હશે કે આશ્વિનાદિ એ એક પ્રશ્ન છે, જે અંગેની કઈ નિર્ણાયક સામગ્રી હાલ ઉપલબ્ધ નથી. જો વર્ષ કાર્તિકાદિ હોય તો આ સંવતના ને વિક્રમ સંવતના વર્ષો વચ્ચે હમેશાં એકસરખો તફાવત રહે અને જો વર્ષ આશ્વિનાદિ હોય તો આશ્વિન શુક્લ પક્ષ ને પૂર્ણિમાન્ત કાર્તિક કૃષ્ણ પક્ષની મિતિઓમાં ૩૦૫ વર્ષનો ને કાર્તિક શુક્લ પક્ષથી પૂર્ણિમાન્ત આશ્વિન કૃષ્ણ પક્ષ સુધીના બધા પક્ષોમાં ૩૦૬ વર્ષનો તફાવત રહે. આથી દક્ષિણ ગુજરાતના લેખોમાં આવતી મિતિઓની ઈસ્વી સનનો આંકડો શોધવા માટે એના વર્ષમાં ૨૪૮-૪૯ નહિ પણ ૨૪૯-૫૦ ઉમેરવા જોઈએ.૧૦૨

---

૧૦૦ જુઓ પિલ્લાઈ, ઇન્ડિયન ક્રોનૉલૉજી, કોષ્ટક ૧૦, પૃ. ૬૦-૬૧. વિ. સં. (કાર્તિકાદિ) ૭૮૨ના આષાઢ સુદ ૧૦ને દિવસે ઈ. સ. ૭૩૯ના જૂનની ૨૨મી ને શુક્રવાર હતો અને આષાઢ સુદ ૧૨ને દિવસે જૂનની ૨૪મી ને રવિવાર હતો.

૧૦૧ જુઓ ઇએ પુ. ૧૭, પૃ. ૨૨૦-૨૧

૧૦૨ વર્ષની શરૂઆતથી ૩૧મી ડિસેમ્બર સુધીની મિતિ માટે ૨૪૯ ને ૧લી જાન્યુઆરીથી વર્ષ આખર સુધીની મિતિ માટે ૨૫૦

માટે આષાઢ સુદિ ૧૦ ને રવિવારની એવી બે ભિન્ન મિતિઓ આપી હોવાનું સ્પષ્ટ થાય છે.[100] ને આ બંને મિતિઓ પરથી મૈત્રકસંવતના લેખોમાં આ સંવતના ગત વર્ષ ગણવાની પદ્ધતિ પ્રચલિત હોવાનું ફલિત થાય છે.[101] આ નિર્ણય અનુસાર મૈત્રકકાલીન ગુજરાતના લેખોમાં આવતી કલચુરિ સંવતની મિતિઓના વિક્રમ સંવતના વર્ષ શોધવા માટે મિતિના વર્ષમાં સામાન્યતઃ ૩૦૬ ઉમેરવા જોઈશે ચૈત્રાદિ દેશ.।। અનુમૈત્રકકાલીન લેખોની આ સંવતની મિતિઓમાં આશ્વિનાદિ વર્ષ ને પૂર્ણિમાન્ત માસની પદ્ધતિ પ્રચલિત હતી એ પરથી મૈત્રકકાલીન ગુજરાતના લેખોમાં પણ એ પદ્ધતિ હોવા સંભવે છે માસ તો સમગ્ર મૈત્રક રાજ્યમાં પણ પૂર્ણિમાન્ત જ ગણાતા હતા, પરંતુ ત્યાં વર્ષ કાર્તિકથી શરૂ થતાં. આથી એ સમયે દક્ષિણ ગુજરાતમાં વર્ષ કાર્તિકાદિ ગણાતાં હશે કે આશ્વિનાદિ એ એક પ્રશ્ન છે, જે અંગેની કંઈ નિર્ણાયક માહિતી હાલ ઉપલબ્ધ નથી જો વર્ષ કાર્તિકાદિ હોય, તો આ સંવતના ને વિક્રમ સંવતના વર્ષો વચ્ચે હમેશાં એકસરખો તફાવત રહે અને જો વર્ષ આશ્વિનાદિ હોય, તો આશ્વિન શુક્લ પક્ષ ને પૂર્ણિમાન્ત કાર્તિક કૃષ્ણ પક્ષની મિતિઓમાં ૩૦૫ વર્ષનો ને કાર્તિક શુક્લ પક્ષથી પૂર્ણિમાન્ત આશ્વિન કૃષ્ણ પક્ષ સુધીના બધા પક્ષોમાં ૩૦૬ વર્ષનો તફાવત રહે આથી દક્ષિણ ગુજરાતના લેખોમાં આવતી મિતિઓની ઈસ્વી સનનો આંકડો શોધવા માટે એના વર્ષમાં ૨૪૮ ૪૯ નહિ પણ ૨૪૯-૫૦ ઉમેરવા જોઈશે.[102]

---

૧૦૦ જુઓ પિલ્લઈ, ઇન્ડિયન ક્રૉનૉલૉજી, કોષ્ટક ૧૦, પૃ ૯૦-૯૧ વિ સં (કાર્તિકાદિ) ૭૯૨ના આષાઢ સુદ ૧૦ને દિવસે ઈ સ ૭૩૬ના જૂનની ૨૨મી ને શુક્રવાર હતો અને આષાઢ સુદ ૧૨ને દિવસે જૂનની ૨૪મી ને રવિવાર હતો

૧૦૧ જુઓ ઇએ, પુ ૧૭, પૃ ૨૨૦-૨૧

૧૦૨ વર્ષની શરૂઆતથી ૩૧મી ડિસેમ્બર સુધીની મિતિ માટે ૨૪૯ ને ૧લી જાન્યુઆરીથી વર્ષ આખર સુધીની મિતિ માટે ૨૫૦

માટે આષાઢ સુદિ ૧૨ ને રવિવારની એવી બે ભિન્ન મિતિઓ આપી હોવાનું સ્પષ્ટ થાય છે ૧૦૦ ને આ બંને મિતિઓ પરથી મૈત્રકકાલના લેખોમાં આ સંવત ॥ ગત વર્ષ ગણવાની પદ્ધતિ પ્રચલિત હોવાનું ફલિત થાય છે ૧૦૧ આ નિર્ણય અનુસાર મૈત્રકકાલીન ગુજરાત ॥ લેખોમાં આવતી કલચુરિ સંવતની મિતિઓના વિક્રમ સાલના વર્ષ શોધવા માટે મિતિના વર્ષમાં સામાન્યત ૩૦૬ ઉમેરવા જોઈએ ચેદિ દેશના અનુમૈત્રકકાલીન લેખોની આ સંવતની મિતિઓમાં આશ્વિનાદિ વર્ષ ને પૂર્ણિમાન્ત માસની પદ્ધતિ પ્રચલિત હતી એ પરથી મૈત્રકકાલીન ગુજરાતના લેખોમાં પણ એ પદ્ધતિ હોવા સંભવે છે માસ તો સમસ્ત મૈત્રક રાજ્યમાં પણ પૂર્ણિમાન્ત જ ગણાતા હતા, પરંતુ ત્યાં વર્ષ કાર્તિકથી શરૂ થતા આથી એ સમયે દક્ષિણ ગુજરાતમાં વર્ષ કાર્તિકાદિ ગણાતા હશે કે આશ્વિનાદિ એ એક પ્રશ્ન છે, જે સંબંધી કંઈ નિર્ણાયક સામગ્રી હાલ ઉપલબ્ધ નથી જો વર્ષ કાર્તિકાદિ હોય, તો આ સંવતના ને વિક્રમ સંવતના વર્ષો વચ્ચે હમેશાં એકસરખો તફાવત રહે અને જો વર્ષ આશ્વિનાદિ હોય, તો આશ્વિન શુક્લ પક્ષ ને પૂર્ણિમાન્ત કાર્તિક કૃષ્ણ પક્ષની મિતિઓમાં ૩૦૫ વર્ષનો ને કાર્તિક શુક્લ પક્ષથી પૂર્ણિમાન્ત આશ્વિન કૃષ્ણ પક્ષ સુધીના બધા પક્ષોમાં ૩૦૬ વર્ષનો તફાવત રહે આથી દક્ષિણ ગુજરાત ॥ લેખોમાં આવતી મિતિઓની ઈસવી સ ॥નો આંકડો શોધવા માટે એ ॥ વર્ષમાં ૨૪૮ ૪૯ નહિ પણ ૨૪૯-૫૦ ઉમેરવા જોઈએ ૧૦૨

---

૧૦૦ જુઓ પિન્લઈ, ઇન્ડિયન ક્રોનોલૉજી, કોષ્ટક ૧૦, પૃ ૬૦-૬૧ વિ સં (કાર્તિકાદિ) ૭ ૨ના આષાઢ સુદ ૧૦ને દિવસે ઈસ ૭૩૬ના જૂનની ૨૨મી ને શુક્રવાર હતો અને આષાઢ સુદ ૧૨ને દિવસે જૂનની ૨૪મી ને રવિવાર હતો

૧૦૧ જુઓ ઇએ પુ ૧૭, પૃ ૨૨૦-૨૧

૧૦૨ વર્ષની શરૂઆતથી ૩૧મી ડિસેમ્બર સુધીની મિતિ માટે ૨૪૯ ને ૧લી જાન્યુઆરીથી વર્ષ આખર સુધીની મિતિ માટે ૨૫૦

**શક સંવત**

૩૦૧. ત્રૈકૂટકોના સમયથી દેખા દેતો કલચુરિ સંવત દક્ષિણ ગુજરાતમાં નાંદીપુરી તેમજ નવસારિકાના રાજવંશોના શાસન દરમિયાન પણ પ્રચલિત રહ્યો, પરંતુ ચાલુક્યોના મુખ્ય શાસન-પ્રદેશમાં શક સંવત પ્રવર્તતો હોઈ નવસારિકા પ્રદેશમાં શક સંવતનો પ્રચાર શરૂ થયો.[૧૦૩] ગુજરાતમાં આ સંવત પૂર્વ-પરિચિત હતો, કેમકે ક્ષત્રપ શાસનના લાંબા કાલ દરમિયાન લેખો તેમજ સિક્કાઓની મિતિમાં આ જ સંવત પ્રચલિત હતો.[૧૦૪] પરંતુ ક્ષત્રપોની સત્તાનો અંત થતાં આ સંવતની રાજકીય મહત્તા જતી રહી અને એને બદલે સૌરાષ્ટ્રમાં ગુપ્ત સંવત ને દક્ષિણ ગુજરાતમાં કલચુરિ સંવત પ્રચલિત થયો. છતાં જ્યોતિષશાસ્ત્રમાં ઉજ્જન કેન્દ્રસ્થાને રહેતાં એ ક્ષેત્રમાં તો ઉજ્જન દ્વારા પ્રચલિત થયેલો શક સંવત જ ચાલુ રહ્યો. એવું વરાહમિહિર(શક ૪૨૭) ને બ્રહ્મગુપ્ત(શક ૫૧૦)ના

થવા લાગ્યો. છતાં નવમાલિકાના ચાલુક્યોનાં રાજશાસનોમાં આ સંવતનો પ્રયોગ માત્ર એક જ રાજશાસનમાં નજરે પડે છે. ઉત્કીર્ણ લેખોમાં એનો પ્રયોગ સંવત ૩૧૦ પછી ઘણા લાંબા ગાળે છેક સંવત ૬૫૩ના એ દાનશાસનમાં દેખા દે છે.[૧૦૭] છતાં એની અગાઉનાં દાનશાસનોની જેમ એની પછીના દાનશાસનની મિતિ વળી પાછી કલચુરિ સંવતમાં જ આપેલી છે[૧૦૮] એ પરથી શક સંવત આ પ્રદેશમાં હજી દૃઢમૂલ થયો ન હોય એવું જણાય છે. દક્ષિણ ગુજરાતમાં શક સંવતનો ખરો પ્રચાર તો રાષ્ટ્રકૂટોના શાસનસમયથી શરૂ થયો ને એ શરૂઆત કક્કરાજના શક સંવત ૬૭૯(વિ. સં. ૮૧૩-૧૪)ના દાનશાસનમાં નજરે પડે છે.[૧૦૯] છતાં રાષ્ટ્રકૂટોના શાસન નીચે પસાર થયેલા ઉત્તર ગુજરાત ને સૌરાષ્ટ્રના પ્રદેશોમાં તો હજી ત્યાંનો વલભી સંવત જ પ્રચલિત રહ્યો હતો એવું કક્કરાજના સમયના વ. સં. ૪૭૦ના દિલ્લીલવાળા દાનશાસન પરથી તેમજ ગોવિંદરાજ પ્રભૂતવર્ષના વ. સં. ૫૦૦ના દેવલીવાળા દાનશાસન પરથી માલૂમ પડે છે.[૧૧૦] દક્ષિણ ગુજરાતની ઉત્તરે આવેલા પ્રદેશમાં શક સંવતનો પ્રચાર મૈત્રક રાજ્યના (અર્થાત્ મૈત્રક કાલના) અસ્ત પછી જ થયો જણાય છે; પરંતુ પછી તળ ગુજરાતના એ સમસ્ત પ્રદેશમાં રાષ્ટ્રકૂટોનો શક સંવત જ પ્રચલિત થયો લાગે છે.[૧૧૧] આમ અનુ-મૈત્રક કાલમાં ગુજરાતભરમાં પ્રચલિત થયેલા શક સંવતનો પ્રચાર મૈત્રકકાલના અંતભાગ દરમિયાન દક્ષિણ ગુજરાત દ્વારા શરૂ થયો હતો.

---

૧૦૭ લેખ ૧૪૧

૧૦૮ લેખ ૧૩૯-૧૪૦ ને ૧૪૨

૧૦૯ લેખ ૧૪૫

૧૧૦ જુઓ ઉપર § ૧૯૭-૯૮.

૧૧૧ જુઓ આચાર્ય, ગુજરાતના ઐતિહાસિક લેખો, ભાગ ૨, લેખ ૧૨૦-૧૩૬ (શક ૬૭૯-૮૫૫).

૩૦૨. આ સંવતનાં વર્ષ હાલની જેમ અગાઉ પણ સમસ્ત દેશમાં ચૈત્રાદિ જ ગણાતાં ને એનો આરંભ પણ ચૈત્ર શુક્લથી જ થતો. ક્ષત્રપકાલ દરમિયાન ગુજરાતમાં વર્ષ ને માસનો આરંભ કેવી રીતે ગણાતો એ નક્કી કરવાને પૂરતી સામગ્રી ઉપલબ્ધ નથી, પરંતુ મૈત્રકકાલ દરમિયાન સુરાષ્ટ્રમાં (તેમજ મૈત્રક રાજ્યના અન્ય પ્રદેશોમાં) ઉત્તર ભારતની ચૈત્રાદિ વર્ષની પદ્ધતિને દૂર રાખીને કાર્તિકાદિ વર્ષની પદ્ધતિ પ્રવર્તતી હતી એ ચોક્કસ છે.[૧૧૨] એને સ્થાને હવે ચૈત્રાદિ વર્ષની ગણતરી થવા લાગી એ પરિવર્તન પ્રાયઃ રાજશાસનો ને જ્યોતિષગ્રંથો પૂરતું મર્યાદિત હોવા સંભવે છે. બાકી વલભી સંવત તેમજ કલચુરિ સંવતના પૂર્ણિમાન્ત માસની જગ્યાએ હાલ ગુજરાતમાં અમાન્ત માસ પ્રચલિત છે એ પરિવર્તન પ્રાયઃ આ કાલ દરમિયાન શક સંવત દ્વારા થયું લાગે છે, કેમકે રાષ્ટ્રકૂટ રાજાઓના લેખોની મિતિઓમાં માસની ગણતરી અમાન્ત પદ્ધતિએ જ થયેલી છે.[૧૧૩] શક સંવતનું પહેલું

शकनृपकाल નામ રૂઢ થયું હતું.[૧૧૪] આ પરથી એ સંવત શક રાજાઓના શાસન સમયે શરૂ થયેલો ગણાય છે ને શરૂઆતમાં પશ્ચિમી ક્ષત્રપોના શાસન દરમિયાન લાંબા ગાળા લગી પ્રચલિત થયો હોઈ સામાન્યતઃ એ રાજાઓને જ એ શક રાજાઓ માનવામાં આવે છે.[૧૧૫] આગળ જતાં શકને વર્ષવાચક સામાન્ય નામ ગણી એની સાથે સંવતના સ્થાપક તરીકે દક્ષિણના પ્રસિદ્ધ નૃપ શાલિવાહનનું નામ સાંકળી शालिवाहनशकનો પ્રયોગ શરૂ થયો[૧૧૬] ને અદ્યપર્યંત પ્રચલિત રહ્યો છે તેમાં એની શકકાલ તરીકેની આ મૂળ ઉત્પત્તિ સ્પષ્ટતઃ વિસારે પડેલી છે

૩૦૩. ગુજરાતમાં હાલ વિક્રમ સંવત પ્રચલિત છે. એનો પ્રચાર અહીં મૈત્રકકાલના અંતભાગમાં શરૂ થયો જ જણાય છે. જાઈકદેવના ધીણકીવાળા દાનશાસનમાં જણાવેલું વિક્રમ સંવત ૭૯૪નું

**વિક્રમ સંવત વર્ષ** એ ગુજરાતના પ્રાચીન લેખોમાં આપેલું વિક્રમ સંવતનું પહેલું ઉપલબ્ધ વર્ષ છે, પરંતુ એ દાનશાસન બનાવટી હોઈ એની મિતિ કપોલકલ્પિત છે.[૧૧૭] ચાહમાન ભર્તૃવડ્ડના હાંસોટવાળા દાનશાસનની મિતિમાં આપેલા વર્ષ ૮૧૩ની સાથે એના સંવતનું નામ આપવામાં આવ્યું નથી, પરંતુ એ વર્ષ વિક્રમ સંવતનું હોવાનું સિદ્ધ થયું છે.[૧૧૮] મૈત્રકકાલીન લેખોમાં વિક્રમ સંવતની આ એક જ મિતિ ઉપલબ્ધ છે ને ગુજરાતના ઉપલબ્ધ લેખોમાં એ સંવતનો સહુથી પહેલો પ્રયોગ વસ્તુતઃ આ

લાટના આ લેખમા વિક્રમ સંવતનો પ્રયોગ એકાએક દેખા દે એની પાછળ સ્પષ્ટતઃ ત્યાના ચાહમાન રાજ્ય પર જામેલા ઉત્તર ભારતના ગુર્જર-પ્રતીહારોના આધિપત્યની અસર રહેલી જણાય છે.[૧૧૯] મૈત્રક રાજ્યના ભગ પછી સુરાષ્ટ્રમા ગુપ્ત-વલભી સંવત પ્રચલિત રહ્યો હતો છતા દક્ષિણ સુરાષ્ટ્રમા એ ઉપરાંત વિક્રમ સંવત પણ પ્રચલિત થવા લાગ્યો હતો એની પાછળ પણ એ ગુર્જર-પ્રતીહારોની સ્પષ્ટ અસર રહેલી જણાય છે.[૧૨૦] એ પછી પરમાર ને ચૌલુક્ય વંશના શાસન દરમિયાન તો ગુજરાતમા વિક્રમ સંવત દૃઢમૂલ થયો ને રાષ્ટ્રકૂટ રાજ્યમા પ્રચાર પામેલો શક સંવત દક્ષિણ ગુજરાતમાથી પણ લુપ્ત થયો. આમ વિક્રમ સંવત આગળ જતાં ગુજરાતમા પ્રચલિત થયો એ પહેલા એનો પ્રયોગ અહીં મૈત્રકકાલના અંત ભાગ દરમિયાન શરૂ થયો જણાય છે.

૩૦૪. વિક્રમ સંવત ગુજરાતમાં અદ્યાપિ પ્રચલિત હોઈ એનો આરંભ ક્યારે થયો ગણાય છે એ જણાવવાનુ રહેતુ નથી હાલ ગુજરાતમા એનાં વર્ષ કાર્તિકાદિ ને એના માસ અમાન્ત ગણાય છે; પરતુ માત્ર એ પરથી મૈત્રકકાલમાં પણ એ જ પદ્ધતિ પ્રચલિત હતી એવુ કહી શકાય નહિ, કેમકે ઉત્તર ભારતના પ્રાચીન લેખોમા તો ત્યાં હાલ પ્રચલિત છે તેવી ચૈત્રાદિ વર્ષ ને પૂર્ણિમાન્ત માસની પદ્ધતિ નજરે પડે છે. ચાહમાન ભર્તૃવડ્ઢના સ. ૮૧૩ના લેખની મિતિમા તો

૧૧૯ જુઓ ઉપર § ૧૮૫

૧૨૦ બલવર્માના ઊનાવાળા દાનશાસનની મિતિ વલભી સંવત ૫૭૪ (વિ. સ. ૯૪૯) છે, જ્યારે એના અનુગામી અવનિવર્મા ૨ જાના દાનશાસનની મિતિ (વિક્રમ) સંવત ૯૫૬ છે અને રાજાઓ પોતાના લેખમા કનોજના મહારાજાધિરાજ મહેન્દ્રપાલના આધિપત્યનો સ્પષ્ટ નિર્દેશ કરે છે (જુઓ આચાર્ય, ગુજરાતના ઐતિહાસિક લેખો, ભાગ ૩, લેખ ૨૩૪ ૩૫)

નામનો નિર્દેશ નહિ હોવાથી[121] તેમજ અવનિવર્મા ૨ જાના મ ૯૫૬ ના લેખની મિતિમા તિથિની સાથે વારનો ઉલ્લેખ નહિ હોવાથી,[122] ગુર્જર પ્રતીહારોના આધિપત્ય દરમિયાન અહીં પ્રચલિત થયેલા વિક્રમ સવતના વર્ષ ને માસની ગણતરી કેવી રીતે થતી એ નક્કી થઈ શક્યુ નથી, છતા ત્યાના વલભી સવતના વર્ષ ને માસની જેમ એમા પણ કાર્તિકાદિ વર્ષ ને પૂર્ણિમાન્ત માસ પ્રચલિત હોવા સભવે છે.[123] વલભી સવતમા કાર્તિકાદિ વર્ષનો આરભ ગુપ્ત સવતના ચૈત્રાદિ વર્ષથી પાચ મહિના વહેલો થતો, જ્યારે વિક્રમ સવતમા કાર્તિકાદિ વર્ષનો આરભ ઉત્તર ભારતના ચૈત્રાદિ વર્ષથી સાત મહિના મોડો થાય છે, આથી ગુજરાતના કાર્તિકાદિ વિક્રમ સવત ને ઈસવી સન વચ્ચે કાર્તિકથી ડિસેમ્બર દરમિયાન ૫૭ વર્ષનો ને જાન્યુઆરીથી આશ્વિન દરમિયાન ૫૬ વર્ષનો તફાવત રહે છે વિક્રમ સવતનો આરભ કોના સમયથી થયેલો એ વિશે ઘણો મતભેદ પ્રવર્તે છે અનુશ્રુતિ અનુસાર તો એ સવત ઉજ્જનના પ્રસિદ્ધ રાજા વિક્રમાદિત્યે માલવ દેશને શકોના શાસનમાથી મુક્ત કરી શરૂ કર્યો ગણાય છે, પરતુ માલવના ઇતિહાસમા ઈ સ પૂર્વના અરસામા એ નામનો કોઈ મહાન રાજા થયો હોય એવુ હજી સુનિશ્ચિત થયુ નથી તેમજ પ્રાચીન લેખોમા કે ગ્રથોમા આ સવતના

---

૧૨૧ લેખને અતે માત્ર વર્ષની સખ્યા (૮૧૩) જણાવી છે ને લેખની અદર સૂર્યગ્રહણનો ઉલ્લેખ આવે છે આ વર્ષ ચૈત્રાદિ હોય, તો એ વર્ષે એક સૂર્યગ્રહણ હતુ, જે પૂર્ણિમાન્ત પદ્ધતિએ માર્ગશીર્ષની ને અમાન્ત પદ્ધતિએ કાર્તિકની અમાવાસ્યાનુ ગણાય વળી જો વર્ષ કાર્તિકાદિ હોય, તો એ વર્ષે આ ઉપરાત એક બીજુ સૂર્યગ્રહણ હતુ, જે એ રીતે જ્યેષ્ઠ કે વૈશાખની અમાવાસ્યાનુ ગણાય

૧૨૨ મિતિમા માત્ર सवत् ९५६ माघ शुदि ६ એટલી જ વિગત આપેલી છે (આચાર્ય, ગુઐલે, ભા ૩, લેખ ૨૩૫)

૧૨૩ વિ સ ૧૩૨૦ના વેરાવળવાળા લેખની મિતિમા પણ આ જ પદ્ધતિ હોવાનુ માલૂમ પડે છે (જુઓ ઉપર પા ટી ૮૦.)

કેટલાયે શતક સુધીની મિતિઓમાં એનો ઉલ્લેખ વિક્રમ સંવત તરીકે કરવામાં આવ્યો નથી. શરૂઆતમા તો એ કૃતયુગ કહેવાતો ને પછી ગુપ્ત કાલ દરમિયાન એ માલવગણના નામે ઓળખાતો વિક્રમ સવત્ નામનો પ્રયોગ તો છેક નવમા શતકથી પ્રચલિત થયો લાગે છે. ઘણા વિદ્વાનો એવુ માને છે કે આ મૂળ માલવ દેશના ગણરાજ્યનો સંવત હતો, પરંતુ જ્યારે ચદ્રગુપ્ત વિક્રમાદિત્યે માલવ દેશ જીતી લીધો ત્યારે અર્થાત્ એ સંવતના પાંચમા શતકમાં એની સાથે એ વિક્રમાદિત્યનુ નામ સાંકળવામા આવ્યુ ને ત્યારથી માલવગણ સંવત વિક્રમ સંવત તરીકે જાણીતો થયો.[૧૨૪] રાજબલિ પાડેયે આ સવતને લગતી બધી બાબતોના સમાધાન માટે એવો મત રજૂ કર્યો છે કે આ સંવત માલવગણે ગણમુખ્ય વિક્રમાદિત્યના સચાલન નીચે શક લોકોના શાસનમાથી માલવદેશને મુક્ત કરીને શરૂ કરેલો, એથી એને શરૂઆતમાં શાંતિ ને સમૃદ્ધિના આદર્શ યુગરૂપ કૃતયુગનુ ભવ્ય નામ આપવામા આવેલુ, સમય જતા એ પ્રદેશ પર પાછી શકોની સત્તા પ્રવર્તી ત્યારે એનુ એ ભવ્ય નામ સાર્થક ન રહેતાં એ માલવગણના સાદા નામે ઓળખાવા લાગ્યો ને આગળ જતા વળી જ્યારે ગણને બદલે વ્યક્તિના નામનો મહિમા દૃઢ થયો ત્યારે માલવગણના નામને સ્થાને ગણમુખ્ય વિક્રમાદિત્યનુ નામ પ્રચલિત થવા લાગ્યુ.[૧૨૫] એ ગમે તે હો, ગુજરાતના લેખોમા આ સંવત શરૂઆતમા અર્થાત્ એના આઠમા શતકથી દસમા શતક સુધી તો માત્ર સવતના સામાન્ય નામે જ પ્રચલિત હતો ને એની સાથે વિક્રમના નામનો પ્રયોગ તો છેક સોલંકી યુગમા જ થયો જણાય છે એ લક્ષ્યમા લેવા જેવુ છે.

---

૧૨૪ પરતુ ગુપ્તકાલ દરમિયાન તો એ માલવગણના નામે જ ઓળખાતો હતો ને એ નામના પ્રયોગ છેક આઠમા શતક સુધી ચાલુ રહેલો જોવામા આવે છે, જ્યારે એને બદલે વિક્રમના નામનો પ્રયોગ તો છેક નવમા શતકથી દેખા દે છે.

૧૨૫ પાડેય, ઇન્ડિયન પેલિયોગ્રાફી, ભાગ ૧, પૃ. ૧૯૮-૨૦૧

३०५. मैत्रककालीन लेखोमा आपेली मितिओ परथी ए समये मिति केवी रीते लखवामा आवती एनो सचोट ख्याल आवे छे.

**मिति लखवानी पद्धति** सामान्य रीते मितिमा वर्ष मास पक्ष ने तिथि जणाववामा आवतां वर्षने माटे संवत्सर शब्द वपरातो, जेने माटे मितिमा घणी वार स के केटलीक वार सवत् एवु संक्षिप्त रूप लखवामा आवतु. आ पछी वर्षनी संख्याना आकडा लखवामा आवता. आ वर्षनी पहेला, ए वर्ष जे सवतनु होय ते सवतनो निर्देश भाग्येज करवामा आवतो वलभी सवत्, चेदि संवत् ने विक्रम संवत् नामनो प्रयोग मैत्रककालना अस्त पछी ज देखा दे छे. मैत्रककालना आरंभ पहेलां शककालनु ये नाम पाडवामा आवतु नहोतु, परतु मैत्रककाल दरमियान शककाल के शकनृपकालनो प्रयोग प्रचलित थयो हतो. वर्षना आंकडा पछी मासनु नाम लखवामा आवतुं. मैत्रककालीन लेखोमां बार मासना नाम आ प्रमाणे लखाया छे. कार्त्तिक, मार्गशिर, पौष, माघ, फाल्गुन, चैत्र, वैशाख, ज्येष्ठ, आषाढ, श्रावण, भाद्रपद ने आश्वयुज. मासनी पछी एनो पक्ष दर्शाववामा आवतो. कृष्ण पक्षने माटे बहुल(कृष्ण) ने शुकल पक्षने माटे शुद्ध (शुकल) शब्द प्रचलित हतो. मितिमा एने माटे सामान्यतः अनुक्रमे ब ने शु एवां संक्षिप्त रूप लखातां. आ पछी तिथिनो आंक लखवामां आवतो. दरेक पक्षनी तिथि माटे १ थी १५ सुधीनो आंक लखातो.[१२६] आम सामान्य रीते वर्ष ने तिथिनी संख्या आंकडामां अने मास ने पक्षनां नाम शब्दोमा लखवामा आवतां. छता केटलीक वार आखी मिति शब्दोमां लखाती ने ए परथी आखी मिति वांचवामां केवी रीते बोलाती हशे एनो सचोट ख्याल आवे छे. दाखला तरीके दद्द २ जाना दानशासनमां

---

१२६ मासनी छेल्ली तिथिने माटे हालनी जेम ३०नो आक लखातो नहि.

સં ૩૬૨ वैशाख शु ૧૫ની મિતિને માટે सवत्सरशतत्रये द्विनवत्यधिके वैशाखशुद्धपञ्चदश्याम् (કે वैशाखपौर्णमास्याम्) શબ્દ પ્રયોજવામાં આવ્યા છે[૧૨૭] ને એવી રીતે બુદ્ધરાજના દાનશાસનમા સં ૩૬૧ कार्तिक व ૧૫ની મિતિને માટે सवत्सरशतत्रयं एकषष्ट्यधिके कार्त्तिकबहुलपञ्च-दश्याम् એવો શબ્દપ્રયોગ આપવામા આવ્યો છે.[૧૨૮] આમ મિતિ વાચતી વખતે વર્ષ ને તિથિના શબ્દ સપ્તમીમા પ્રયોજાતા.[૧૨૯] વળી पञ्चमी सप्तमी दशमीની જેમ पञ्चदशी શબ્દ પ્રચલિત હતો ને અમાસને बहुलपञ्चदशी તેમજ પૂનમને शुद्ध पञ्चदशी (કે पौर्णमासी) કહેતા જ્યારે કોઈ વર્ષમા અધિકમાસ આવતો ત્યારે પહેલા આવતા નિજ માસ માટે કોઈ વિશિષ્ટ શબ્દ ઉમેરાતો નહિ, પરંતુ એ નામના બીજા માસ તરીકે આવતા અધિક માસ માટે એના નામની પહેલા द्वितीय શબ્દ ઉમેરવામા આવતો ને એને માટે મિતિમા સક્ષેપમા द्वि અક્ષર લખાતો. દાખલા તરીકે सं ३३० मार्गशिर शु २,[૧૩૦] પણ सं ३३० द्वि मार्गशिर शु २.[૧૩૧] તિથિની સાથે વારનો ઉલ્લેખ ભાગ્યેજ કરવામા આવતો મૈત્રકકાલનાં લગભગ દોઢસો જેટલા દાનશાસનોમાથી માત્ર બે જ દાનશાસનોની મિતિમા તિથિની સાથે વાર આપવવામા આવ્યો છે. (કલચુરિ) સંવત્ ૪૫૬ના દાનશાસનમા माघ शु ૧૫ની સાથે [भौ]मवारनो ને સંવત ૪૮૬ના દાનશાસનમા आषाढ शु ૧૦(૧૨)ની સાથે *आदित्यवार*નો ઉલ્લેખ આવે છે.[૧૩૨] આમ મૈત્રકકાલ દરમિયાન

---

૧૨૭ લેખ ૧૩૦-૧૩૧

૧૨૮ લેખ ૧૨૬

૧૨૯ માસ ને પક્ષના શબ્દ તિથિના શબ્દ સાથે સમાસમા જોડાતા વારનો શબ્દ સપ્તમીમા જ લખાતો.

૧૩૦ લેખ ૫૮

૧૩૧ લેખ ૫૯

૧૩૨ લેખ ૧૩૨-૧૩૩ (જુઓ ઉપર § ૩૦૦)

મિતિમા વર્ષ માસ પક્ષ ને તિથિની વિગત બરાબર જણાવવામાં આવતી, જ્યારે તિથિની સાથે વાર લખવાની પ્રથા હજી પ્રચલિત થઈ નહોતી.

૩૦૬ ધર્મદેયોના લેખોની મિતિઓમાં પૌર્ણમાસી ને અમાવાસ્યાની તિથિઓ સવિશેષ નજરે પડે છે. અમાવાસ્યામા વૈશાખ (અમાન્ત ચૈત્ર)ની અમાવાસ્યાનો ઉલ્લેખ વધારે આવે છે તે

**પર્વો** પૂર્ણિમામાં કાર્તિક ને શ્રાવણની પૂર્ણિમાનો વધુ મહિમા લાગે છે.

કાર્તિક પૂર્ણિમાનો કેટલીક વાર कार्त्तिकी કે महाकार्त्तिकी પર્વ તરીકે વિશિષ્ટ ઉલ્લેખ કરવામા આવે છે. કોઈ વાર ગ્રહણના પર્વનો ઉલ્લેખ આવે છે; જેમકે सूर्योपरागे (લેખ ૨૯) ને चन्द्रोपरागे (લેખ ૧૩૨). કોઈ વાર સૂર્યની સંક્રાન્તિનોયે ઉલ્લેખ કરવામા આવે છે. જયભટ ૪ થાના સં. ૪૮૬ના દાનશાસનમા સૂર્યની કર્કટ સંક્રાન્તિનો ને કક્કરાજના શ. સં. ૬૭૯ના દાનશાસનમા વિષુવ સંક્રાન્તિનો નિર્દેશ આવે છે.[133] એમા આપેલા વિષુવ સંક્રાન્તિના દિવસનુ ગણિત કરતાં માલૂમ પડે છે કે એ દિવસ સાયન તુલા સંક્રાન્તિને દિવસે થતી ખરી વિષુવસંક્રાન્તિનો નહિ પણ નિરયન તુલા સંક્રાન્તિનો છે.[134] ઉત્તરાયણનો ઉલ્લેખ મૈત્રકકાલના ઉપલબ્ધ લેખોમા આવ્યો નથી, પરંતુ મૈત્રકકાલના અસ્ત પછીની સદીના લેખોમા આવતા એના ઉલ્લેખો પરથી માલૂમ પડે છે તેમ એનું પર્વ પણ સાયનને બદલે નિરયન મકરસંક્રાન્તિને દિવસે ગણવામાં આવતું.[135] વળી અધિક માસમાં ભૂમિદાનનો મહિમા ગણાતો. આમ દાનશાસનોની મિતિઓ પરથી મૈત્રકકાલની કાલગણના વિશે વિવિધ માહિતી મળે છે.

---

૧૩૩ લેખ ૧૩૩ ને ૧૪૫

૧૩૪ વિષુવદિનનો સંબંધ ખરી રીતે સાયન સંક્રાન્તિ સાથે છે. એની ગણતરી નિરયન સંક્રાન્તિને દિવસે ગણવી એ ખગોળશાસ્ત્ર અનુસાર ભૂલભરેલું છે.

૧૩૫ ઉત્તરાયણનું ખરું પર્વ સાયન મકરસંક્રાન્તિને દિવસે આવે છે; નિરયન મકરસંક્રાન્તિને દિવસે ઉત્તરાયણ ગણવું એ ભૂલભરેલું છે.

૩૦૭ એવી રીતે આ દાનશાસનોમાં આવતા મનુષ્યનામોનું અવલોકન કરવાથી ગુજરાતના પ્રાચીન મનુષ્યનામોની મૈત્રકકાલીન પરંપરા વિશે ઘણી માહિતી મળે છે દાનશાસનોનો **મનુષ્ય-નામો** વિષય મર્યાદિત હોવાથી એમાં વિશેષત બ્રાહ્મણોના ને રાજાઓના નામ આવે છે, પરંતુ એ ઉપરાંત પ્રસંગોપાત્ત શ્રમણો, વણિકો, ખેડૂતો ને એવા કેટલાક બીજા વર્ગોના મનુષ્યોના યે નામ દેખા દે છે આ નામોમાંના ઘણા નામ દેવોના નામો પરથી પડેલા છે, જેમકે અગ્નિશર્મા, અજિત, અદિતિશર્મા, અમન્શર્મા, આખડલમિત્ર, આદિત્યદત્ત, ઇન્દ્રશર્મા, ઈશ્વર, કુમારશર્મા, કૃષ્ણરાજ, કેશવમિત્ર, ગણેશ્વર, ગુહત્રાત, ગોવિંદરાજ, દામોદર, દિનાકરમિત્ર, દેવદત્ત, નારાયણમિત્ર, બુદ્ધદાસ, બ્રહ્મમિત્ર ભવ, ભાનુ, મહેશ્વર, માતૃદાસ, માધવ, માતૃશર્મા, રુદ્ર, વરુણ, વાસુદેવ, વાસુદેવ, વિષ્ણુયશા, શકર, શિવ, શ્રીધર, સરસ્વતી, સૂર્યક, સોમ, સ્કન્દ, હરગણ, હરિનાથ, હેરમ્બક ઇત્યાદિક કેટલાક નામ ગ્રહો, તારાઓ, નક્ષત્રો ને રાશિઓ પરથી પડતા, જેમકે ભાનુ ચન્દ્ર, શશિગુપ્ત, બુધસ્વામી, ધ્રુવસેન, જ્યેષ્ઠ, પુષ્યેણ, વિશાખ, કક્ક, સિંહ ઇત્યાદિ કોઈ નામ યક્ષ ને નાગ જેવી અર્ધદૈવી જાતિઓ પરથી પડતા, જેમકે અહિવર્મા, ધનપતિ, નાગશર્મા ને યક્ષશૂર. કેટલાક નામોમાં પ્રાચીન પ્રસિદ્ધ પુરુષોના નામ નજરે પડે છે; જેમકે અર્જુન, અંગદ, દત્તસ્વામી, દ્રોણ, ધનજય, ધ્રુવ, પાડવ, ભીમ, લક્ષ્મણ ને માનદત્ત તાપીશર્મા ને રેવ જેવા કોઈ નામ નદીના નામ પરથી પડયા લાગે છે કેટલાક નામ પ્રાણીઓ ને વૃક્ષો પરથી પડયા જણાય છે, જેમકે અશ્વમિત્ર, કૌમગિક, ગોરક્ષિત, વત્સ, વરાહ, વ્યાઘ્રસેન, પિપ્પલ ઇત્યાદિ કેટલાક નામ જાતિવાચક ને પદાર્થવાચક નામો પરથી પડતા, જેમકે દેવશર્મા, નાગશર્મા,

૧૩૯ જુઓ પરિશિષ્ટ ૭

ગોપાદિત્ય, દાસક, નદ્દક, બપ્પ, ભટ્ટિ, ભૂપા, ભોગિક, સ્વામિક, ગર્ગર, ઉલક, યમસ, દામ, ગૌપ્યશર્મા, વસુદત્ત, સમુદ્ર. કેટલાક નામ ભાવવાચક નામો પરથી પડચા જણાય છે; જેમકે જયભટ, ધર્મધર, બલશર્મા, ભદ્રશર્મા, મંગલરાજ, શર્મા, શાન્તિશર્મા, શીલાદિત્ય, ઇત્યાદિ. કેટલાંક નામ વિશેષણો પરથી પણ પડતા હતા; જેમકે આર્દ્રિક, આમ, ઉત્સજ, ગુપ્ત, પૂર્ણભદ્ર, વિમલગુપ્ત, શર. ઘણા નામોના શબ્દ સંસ્કૃત ભાષાના જણાય છે. પરંતુ કેટલાક નામોના શબ્દ પ્રાકૃત દેશ્ય વગેરે ઇતર ભાષાઓના પણ હોય છે; જેમકે મમ્મક, કિક્કક, દદ્દ, દુદ્દા, અનહિલ, ગિલ્લક, જજ્જુ, ગડહ, મધણુક, જજ્જક, કુહુણ્ડ, વિણ્હલ, બુદ્દક, ણુપ્પણ, ણુરદ્દક ઇત્યાદિ. મનુષ્યોના નામ દેવો ઋષિઓ ને પૂર્વજોનાં નામો પરથી પાડવાને ધર્મશાસ્ત્રમાં ભલામણ કરવામાં આવી છે[137] એનું અહીં ઘણે અંશે પાલન થયેલું જણાય છે. રાજાઓ ને અધિકારીઓના નામ કેટલીક વાર પિતામહના નામ પરથી પડેલાં જણાય છે; જેમકે ધરસેન, ધ્રુવસેન, શીલાદિત્ય ને સ્કન્દભટ. પરંતુ મૈત્રકવંશના છેલ્લા રાજાઓમાં શીલાદિત્ય નામ એકેય પૂર્વજ કે પુરોગામીના અંતર વિના ચાર પાંચ પેઢી સુધી સળંગ રીતે ચાલુ રાખવામાં આવે છે એ વિલક્ષણ લાગે છે.[138]

૩૦૮. આ મનુષ્યનામોને અંતે અનેક પ્રકારના ઉપપદ પ્રયોજાતાં. ધર્મશાસ્ત્રમાં બ્રાહ્મણોનાં નામોને અંતે शर्मन्, ક્ષત્રિયોનાં નામોને અંતે वर्मन् કે त्रात, વૈશ્યોનાં નામોને અંતે भूति કે दत्त ને શૂદ્રોનાં નામોને અંતે दास શબ્દ પ્રયોજવાનો નિયમ આપેલો છે.[139] આ દૃષ્ટિએ મૈત્રકકાલીન મનુષ્યનામોને[140] તપાસતાં शर्मन् શબ્દ હમેશાં બ્રાહ્મણો

---

૧૩૭ કાણે, હિધ, પુ ૨, પૃ. ૨૪૫ ऋष्यनूक देवतानूक वा। यथैवैषां पूर्वपुरुषाणां नामानि स्युः। (बौ. गृ सू. २. १. २८-२९)

૧૩૮ કાણે, હિધ, પુ. ૨, પૃ. ૨૪૫ (मानवगृह्यसूत्र १, १८)

૧૩૯ કાણે, હિધ, પુ. ૨, પૃ. ૨૫૧

૧૪૦ જુઓ પરિશિષ્ટ ૭.

ના નામોમા જ જોવામા આવે છે, પરન્તુ એમા એને બદલે કવચીક વાર ત્રાત, ભૂતિ ને દત્ત જેવા ઇતર ઉપપદ પણ નજરે પડે છે, જેમકે અગ્નિશર્મા, અદિતિશર્મા, કુમારશર્મા, ગુહત્રાત, દામોદરભૂતિ, દેવદત્ત, નાગશર્મા, માતૃશર્મા, રુદ્રશર્મા, વસુદત્ત, વિષ્ણુશર્મા, માતૃદત્ત, સ્કન્દત્રાત આ ઉપરાન્ત મિત્ર, વસુ, સ્વામી, ભટ્ટિ, યશસ્ જેવા બીજા કેટલાક ઉપપદ નજરે પડે છે, જેમકે ચામુણ્ડવર્મમિત્ર ઇન્દ્રવસુ, કુમારસ્વામી, દેવમિત્ર, ગુહભટ્ટિ, દત્તસ્વામી, દિવાકરમિત્ર, બુધસ્વામી, મિત્રયશસ્, વિષ્ણુમિત્ર, વિષ્ણુયશસ્, સ્કન્દવસુ ક્વચિત્ ઘોષ, મદ્ર, શૂર, દત્ત, રવિ, દિન્ન, આઢ્ય, ને આદિત્ય જેવા બીજા ઉપપદ પણ દેખા દે છે, જેમકે રુદ્રઘોષ, કુમારભદ્ર, ઇન્દ્રશૂર, તાપીશૂર, ભાનુદેવ, આદિત્યરવિ, ગોપદિન્ન, મગમદિન્ન, ગુહાઢ્ય, રુદ્રાદિત્ય વગેરે આ નામોને અંતે કેટલાક રાજવંશોમા વર્મન્ કે એવો બીજો અમુક શબ્દ જ પ્રયોજાતો,[૧૪૧] પરન્તુ મૈત્રકકાલીન ગુજરાતના રાજવંશોમા એ ઉપપદ દેખા દેતું નથી, એટલું જ નહિ, એને બદલે બીજુ કોઇ ઉપપદ પણ એકધારી રીતે પ્રયોજાતુ હોય એવુ ભાગ્યે જ નજરે પડે છે[૧૪૨] મૈત્રક વંશમા સેન ને આદિત્ય નો પ્રયોગ અધિકાંશ થયો છે[૧૪૩] આ ઉપરાંત એમા ક્વચિત્ અર્ક, સિંહ, પટ્ટ, ગ્રહ, ને ભટ શબ્દ દેખા દે છે, જેમકે ભટાર્ક, દ્રોણસિંહ, ધરપટ્ટ, ખરગ્રહ ને દેરભટ ગારુલક વંશમા દામ ને આદિત્ય ના ઉપપદ પ્રયોજાતા જેમકે વરાહદામ ૧ લો,

---

૧૪૧ જેમકે કનોજના મૌખરિ વંશમા ગુપ્ત વંશમા એની જગ્યાએ ગુપ્ત ને પુષ્પભૂતિના વંશમા વર્ધન ઉપપદનો એકધારો પ્રયોગ જોવામા આવે છે

૧૪૨ ખાસ કરીને દક્ષિણના રાષ્ટ્રકૂટ વંશમા દરેક રાજાના નામને અંતે राजन् શબ્દનો પ્રયોગ જોવામા આવે છે

૧૪૩ આમ તો સેન શબ્દ ત્રણ જ નામોને અંતે ને आदित्य શબ્દ એક જ નામને અંતે પ્રયોજાયો છે, પરન્તુ ધરસેન ને ધ્રુવસેન શબ્દ કુલ સાત રાજાઓના નામ તરીકે તેમજ શીલાદિત્ય શબ્દ એકંદરે સાત રાજાઓના નામ તરીકે દેખા દે છે

સિંહાદિત્ય ને વરાહદાસ ર જો. સૈન્ધવ વંશના રાજાઓ પોતાના નામને અંતે સામાન્યતઃ राजन्‌ના પર્યાયરૂપ देव શબ્દ પ્રયોજતા; દા. ત. पुष्यदेव.[૧૪૪] મૈત્રક વંશના પછીના રાજાઓ પણ પોતાના નામ પછી આ શબ્દ ઉમેરતા.[૧૪૫] દક્ષિણ ગુજરાતના રાજવંશોમાં सेन, सिंह, गण, भट, वड्ढ જેવા વિવિધ ઉપપદ નજરે પડે છે; જેમકે દદ્દસેન, વ્યાઘ્રસેન, મંગલસિંહ, શંકરગણ, જયભટ, ધ્રુવભટ, ને ભર્તૃવડ્ઢ. પરંતુ અંતે राजन्‌ શબ્દ પ્રચલિત થયો જણાય છે; જેમકે કૃષ્ણરાજ, બુદ્ધરાજ, ગોવિંદરાજ, ધ્રુવરાજ, કક્કરાજ. મૈત્રક રાજાઓ आदित्य શબ્દાન્તવાળાં અપરનામ ધારણ કરતા; જેમકે बालादित्य ને धर्मादित्य.[૧૪૬] ગુર્જરનૃપતિ-વંશના રાજાઓ મોટે ભાગે वीतराग ને प्रशान्तराग જેવાં અપરનામ ધરાવતા.[૧૪૭] ને ચાલુક્ય કુળના રાજાઓ મોટે ભાગે धराश्रय श्याश्रय ને अवनिजनाश्रय જેવાં અપરનામ પસંદ કરતા.[૧૪૮] અધિકારીઓનાં નામોને અન્તે गुप्त, दत्त, भट, यशस्, गण, सेन, राज, भट्टि ને सिंह જેવાં વિવિધ ઉપપદ જોવામાં આવે છે; જેમકે બુદ્ધગુપ્ત, પષ્ટિદત્ત, સ્કન્દભટ, આદિત્યયશસ, હરગણ, માતૃભટ, સિદ્ધસેન, શિવરાજ, વત્સભટ્ટિ ને વિષ્ણુસિંહ. આમાં કેટલાક ઉપપદ બ્રાહ્મણ વર્ણના ને કેટલાંક ક્ષત્રિય વર્ણના દ્યોતક જણાય છે. વણિકોનાં જે થોડાં નામ ઉપલબ્ધ છે તેમાં કોઈ ઉપપદ દેખા દેતા નથી; જેમકે અજિત, કક્ક ને ઘોષ. ક્ષેત્રોના માલિકોના નામ પણ મોટે ભાગે ઉપપદ વગરનાં હોય છે; જેમકે સ્કન્દ, દ્રોણ, દારક, પિપ્પલ, વત્સ, ઘોષ, રુદ્ર, ભટ્ટિ, માતંગ, લક્ષ્મણ,

૧૪૪ पुष्येणમાનો इन પણ देवનો પર્યાય છે.

૧૪૫ શીલાદિત્ય ૩ જાથી શીલાદિત્ય ૭ માનાં દાનશાસનોમાં शीलादित्यને બદલે शीलादित्यदेवનો પ્રયોગ નજરે પડે છે.

૧૪૬ જુઓ ૧ ૫૪, ૭૦, ૮૫.

૧૪૭ જુઓ § ૧૭૨.

૧૪૮ જુઓ § ૧૬૨.

ચન્દ્ર, ગપ્પ, ઈશ્વર, દાસક, ગર્ગર, ભીમ, શંકર, કુપદ, જ્યેષ્ઠ. છતાં કોઈવાર दत्त, भट, वर्मन्, शूर, शर्मन्, दास, ને स्वामी જેવાં વિવિધ ઉપપદ દેખા દે છે; જેમકે સ્વાગિદત્ત, બલભટ, વીરવર્મા, વષ્ટિશૂર, માતૃગર્મા, આદિત્યદાસ, લક્ષ્મસ્વામી. આ ઉપપદો પણ મોટે ભાગે બ્રાહ્મણો ને ક્ષત્રિયોનાં સૂચક જણાય છે. ખેડૂતોનાં નામોમાં ઉપપદ કવચિત જ નજરે પડે છે; જેમકે સમુદ્ર, આદિત્યદત્ત, સંગમદ્વિજ, દાસક, ગુગ્ગક, મહેશ્વર, ગપ્પક, ઈશ્વર, ચન્દ્ર, માતૃદાસ, વત્સ, વગહ, વાવક, મંગિલક, સૂર્યક વગેરે. આ વર્ગના નામોનાં સંસ્કૃત રૂપોમાં क તદ્ધિત ખૂબ દેખા દે છે એ નોંધપાત્ર છે. મૈત્રકકાલીન લેખોમાં દુદ્દા, મિમ્મા ને ભૂપા જેવાં જે જૂજ સ્ત્રીનામ મળે છે તેમાં કંઈ ઉપપદ જોડવામાં આવ્યાં નથી.

**વર્ણ જ્ઞાતિ ને ધંધા**

૩૦૯ મૈત્રક કાલનાં દાનશાસનોમાં વર્ણાશ્રમ આચારના કેટલાક ઉલ્લેખ આવે છે.[૧૪૯] યુઆન શુઆંગે પણ એ કાલના સમાજ સંબંધી ચાર વર્ણનો નિર્દેશ કર્યો છે.[૧૫૦] વલભીના રાજા શીલાદિત્યે નવા અમાત્યની પસંદગી માટે ચારે વર્ણોનો વિચાર કરી જોયો હતો એવો ઉલ્લેખ ઉદયસુંદરીકથામાં આવે છે.[૧૫૧] આ પરથી એવું માલૂમ પડે છે કે એ કાલના સમાજમાં વર્ણભેદનો વિચાર સ્મૃતિમાં જણાવેલી ચાતુર્વર્ણ્યની પરંપરા અનુસાર કરવામાં આવતો હશે. દાનશાસનો-

---

૧૪૯ सम्यग्व्यवस्थापितवर्णाश्रमाचार· (પ્ર. ૬, પા. ટી. ૧૬), वर्णाश्रमव्यवस्थोन्मूलितसकलकलिदाशालावलेप (પ્ર. ૯, પા. ટી. ૧૫૮)

૧૫૦ વૉટર્સ, ટ્રાવેલ્સ, પુ. ૧, પૃ. ૧૬૮

૧૫૧ મહારાજા શીલાદિત્યે અમાત્યનો અધિકાર પહેલાં કનકાયન નામે શૂદ્રને સોંપ્યો હતો. એ સ્વજાતિના અધિકારીઓ સાથે રાજદ્રોહી નીવડ્યો ત્યારે મહારાજાએ નવા અમાત્યને માટે ચારે વર્ણનો વિચાર કરી ક્ષત્રિય વર્ણની પસંદગી કરી. (જુઓ નીચે પા. ટી. ૧૬૦)

મા વિશેષત બ્રાહ્મણો, નાગરો ને ભિક્ષુઓનો ઉલ્લેખ આવે છે ને કેટલીક વાર એ ઉપરાંત વાણિજક, વર્ધકિ (સુથાર), કર્ષક (ખેડૂત), કુંભાર નાપિત ઇત્યાદિ અન્ય વર્ગોનો યે ઉલ્લેખ આવે છે પરંતુ આ ઉલ્લેખો પરથી એ સમયે બ્રાહ્મણો વાણિજકો વગેરેમા હાલના જેવા જ્ઞાતિભેદ પ્રચલિત થયા જણાતા નથી એમા જણાવેલા આનંદપુરના બ્રાહ્મણો અનુકાલીન નાગરોના પૂર્વજ હોવા સંભવે છે, પરંતુ એમના નામની સાથે નાગર શબ્દનો પ્રયોગ ક્યાય દેખા દેતો નથી એવી રીતે બ્રાહ્મણોની બીજી કોઈ જ્ઞાતિનો યે ઉલ્લેખ આવતો નથી વળી વાણિજકોના નામોની સાથે પણ કોઈ જ્ઞાતિભેદનો શબ્દ નજરે પડતો નથી સોલંકી કાલના સાહિત્યમા તેમજ લેખોમા બ્રાહ્મણો ને વાણિયાઓની જુદી જુદી અનેક જ્ઞાતિઓનો ઉલ્લેખ આવે છે, પરંતુ મૈત્રકકાલીન લેખોમા માત્ર બ્રાહ્મણોના જુદા જુદા કુલોનો ઉલ્લેખ આવે છે આ પરથી સોલંકી કાલમા દેખા દેતી જ્ઞાતિભેદની પ્રથા મૈત્રક કાલમા ખાસ પ્રચલિત થઈ લાગતી નથી દાનશાસનોમા આપેલી વિગતોમા તો મુખ્યત ધર્માદારી વર્ગભેદ જ દેખા દે છે

૨૧૦ બ્રાહ્મણો સામાન્યત પચમહાયજ્ઞની ક્રિયા કરતા દાનશાસનોમા કેટલાક બ્રાહ્મણોનો ઉલ્લેખ અધ્વર્યુ કે દીક્ષિત તરીકે આવે છે

અધ્યાપક તરીકે આવે છે.[૧૫૪] એ પરથી કેટલાક બ્રાહ્મણોનો મુખ્ય ધંધો વિદ્યાર્થીઓને ભણાવવાનો હોવાનું જણાય છે અધિકારીઓના નામો પરથી કેટલાક મેંપાલી બ્રાહ્મણો રાજ્યતંત્રમાં ઉચ્ચ અધિકાર સંભાળતા હોવાનું માલૂમ પડે છે.[૧૫૫]

૩૧૧ ઉદયસુંદરીકથામાં જણાવ્યા મુજબ અમાત્યપદ માટે ચારે ય વર્ણ અધિકાર ધરાવતા.[૧૫૬] એ રીતે શાસનતંત્રના સર્વ અધિકાર માટે ચારે ય વર્ણ અધિકારી ગણાતા હશે. છતાં રાજપદનો અધિકાર ક્ષત્રિય વર્ણનો ગણાતો. આથી રાજસત્તા પ્રાપ્ત કરનાર કોઈ મૂળ ગમે તે જાતિ કે વર્ણનું હોય પણ સમય

**શાસનતંત્ર**

જતાં એ ક્ષત્રિય વર્ણનું જ ગણાતું.[૧૫૭] આ અનુસાર ચાવડા તથા વૈશ્ય ગણાયેલા મૈત્રકો રાજસત્તા પર આવતાં ક્ષત્રિય ગણાયા હતા તેમજ ગુર્જર નૃપવંશના રાજાઓ સમય જતાં વીર કર્ણના વંશજ ગણાતા હતા.[૧૫૮] એવી રીતે રાજ્યતંત્રના ઘણા ઉચ્ચ અધિકાર પર પણ મોટે ભાગે ક્ષત્રિય કુલોના પુરુષ નિમાતા એવું દાનશાસનોમાં જણાવેલા અધિકારીઓના નામો પરથી માલૂમ પડે છે.[૧૫૯] ઉદયસુંદરીકથામાં રાજા શીલાદિત્યે શત્રુ-પક્ષની ભેદનીતિના ભોગ બનેલા અમાત્ય કનકાયનની જગાએ નવા

તરીકેાે અધિકાર ઘણી વાર રાજકુળના મન્ત્રીજોને સોંપવામાં આવતો હતો એવું દાનશાસનો પરથી સ્પષ્ટ થાય છે

૩૧૨ કેટલાક લોકો રાજાના તેમજ શ્રેણીઓના સૈન્યોમાં જોડાતા મૈત્રકોનો રાજવંશ સ્થાપનાર ભટાર્ક મૂળ સેનાપતિ હતો ને એણે મૌલ ભૃત મિત્ર ને શ્રેણી એ ચાર પ્રકારના સૈન્યોની મદદથી સુરાષ્ટ્રમાં રાજસત્તા સ્થાપી હતી[191] રાજાના રક્ષણ અર્થે જે મૂળ સ્થાયી સૈન્ય રહેતું તેને मौल बल કહેતા ને યુદ્ધ પ્રસંગે ભરતી થતા ભાડૂતી સૈન્યને भृत बल કહેતા[192] ભાડૂતી (ભૃત) સૈનિકનો ઉલ્લેખ ઘણી વાર ભટ તરીકે થતો મિત્ર રાજાઓના સૈન્યને मित्र बल કહેતા શ્રેણીના સૈન્યને श्रेणी बल કહેતા પ્રાચીન યુદ્ધવિદ્યામાં સૈન્ય ચતુરંગ ગણાતું પરંતુ મૈત્રકકાલમાં રથ પ્રચલિત રહ્યું લાગતું નથી સૈનિકોના પ્રકારોમાં હસ્ત્યારોહો ને અશ્વારોહોનો ખાસ ઉલ્લેખ આવે છે રાજાઓની પ્રશસ્તિમાં એમના પરાક્રમને લગતા જે ઉલ્લેખ આવે છે તેમાં અરિદળની ગજઘટાનો નિર્દેશ ઘણી વાર

---

અમાત્ય અંગે ચારે વર્ણમાંથી ક્ષત્રિયવર્ણની પસંદગી કરે છે એ બાબતમાં એવા કારણ રજૂ કરવામાં આવ્યાં છે કે બ્રાહ્મણો ઉચ્ચ કોટિના ન હોય તો અર્થચિન્તાને કારણે સ્ખલિત થાય છે વૈશ્યો હૃદયની હીનવૃત્તિને વશ થાય છે ને શૂદ્રો સમય આવ્યે કનકાયને દાખવ્યો તેવો દ્રોહ દાખવે છે આથી ધ્યાનમાં લેવા લાયક ગુણવાળો ક્ષત્રિય સિવાય કોણ મળે? [तदिह सम्प्रति क किल वर्णचतुष्टयाद्द्विशूद्रक्षत्रसमिद्दपथामिद्दवितोऽधिकारेषु। द्विजन्मानो हि महातेजसो वन्दनीयाः पूज्या एव मन्त्रिपुरोहितपदे स्थापयितुमुचिता भवन्ति नार्थचिन्ताधिकारेणात्मनः प्रहीयन्ते। तेजसीं वृत्तिमपहाय पाशुपाल्यकृषिवाणिज्योपजीविनो च विशां हीनतया हृदयवृत्तेरिहावकाशोऽपि न श्रेयान्। शूद्रास्तु समयदर्शितेनामुना व्यभिचारेण च निवेदिता न तावदर्हन्ति। अत को नूनमन्वेक्षणीयगुणक्षेत्र क्षत्रियादपर सम्प्राप्यते। (पृ ८)]

૧૯૧ જુઓ ૬ ૨૮

૧૯૨ હએ પુ ૪૮, પૃ ૨૦૭

આવે છે. એવી રીતે યુદ્ધવિદ્યા અંગે ધનુર્વેદના અનેક ઉલ્લેખ આવે છે. ને પ્રવીર પુરુષોમાં અશ્વકૌશલ ધરાવનારની ખાસ ગણના થતી.[૧૬૩] આયુધોમાં ધનુષ ને બાણ ઉપરાંત ખડ્ગ નિસ્ત્રિંશાદિ શસ્ત્રોનો યે ઉલ્લેખ આવે છે. પ્રશસ્તિઓમાં કેટલીક વાર યુદ્ધના યોગ્ય સમય તરીકે શરદ ઋતુનો ખાસ ઉલ્લેખ આવે છે.[૧૬૪] સ્કન્ધાવાર(લશ્કરી છાવણી)માંથી ફરમાવેલાં દાનશાસનોની મિતિઓ શરદ ઉપરાંત વસંત ને ગ્રીષ્મની અને કવચિત્ શિશિરની યે હોવાનું માલૂમ પડે છે. આ સંબંધમાં હેમંત ને વર્ષાની મિતિ જોવામાં આવતી નથી એ સ્વાભાવિક છે, કેમકે ઠંડી ને વરસાદને કારણે એ ઋતુઓ યુદ્ધ માટે અનુકૂળ ગણાતી નહિ.

૩૧૩. સુરાષ્ટ્ર ને લાટની પ્રજા વેપારવણજના ધંધામાં ઘણા પ્રાચીન કાળથી મોખરે રહી હતી. આ નામનાને એણે મૈત્રકકાલ દરમિયાન પણ ટકાવી રાખી હતી. યુઅન શુઆંગ વલભી

**વેપારવણજ** વિશેની નોંધમાં જણાવે છે કે ત્યાં દૂર દેશાવરની વિરલ ને અમૂલ્ય ચીજો પુષ્કળ પ્રમાણમાં જમા થતી હતી

તરીકેનો અધિકાર ઘણી વાર રાજકુલનાં મંબંધીજનોને સોંપવામાં આવતો હતો એવુ દાનશાસનો પરથી સ્પષ્ટ થાય છે.

૩૧૭. કેટલાક લોકો રાજ્યનાં તેમજ શ્રેણીઓના સૈન્યોમાં જોડાતા. મૈત્રકોનો રાજવંશ સ્થાપનાર ભટાર્ક મૂળ સેનાપતિ હતો ને એણે મૌલ, ભૃત, મિત્ર ને શ્રેણી એ ચાર પ્રકારના સૈન્યોની મદદથી સુરાષ્ટ્રમા રાજસત્તા સ્થાપી હતી[161] રાજ્યના રક્ષણ અર્થે જે મૂળ સ્થાયી સૈન્ય રહેતુ તેને मौल बल કહેતા ને યુદ્ધ પ્રસગે ભરતી થતા ભાડૂતી સૈન્યને भृत बल કહેતા.[162] ભાડૂતી (भृत) સૈનિકનો ઉલ્લેખ ઘણી વાર भट તરીકે થતો. મિત્ર રાજ્યોના સૈન્યને मित्र बल કહેતા. શ્રેણીના સૈન્યને श्रेणी बल કહેતા. પ્રાચીન યુદ્ધવિદ્યામા સૈન્ય ચતુરગ ગણાતું, પરંતુ મૈત્રક કાલમા રથદળ પ્રચલિત રહ્યું લાગતું નથી. સૈનિકોના પ્રકારોમાં હસ્ત્યારોહો ને અશ્વારોહોનો ખાસ ઉલ્લેખ આવે છે. રાજાઓની પ્રશસ્તિમાં એમના પરાક્રમને લગતા જે ઉલ્લેખ આવે છે તેમાં અરિદળની ગજઘટાનો નિર્દેશ ઘણી વાર

---

અમાત્ય અગે ચારે વર્ણમાથી ક્ષત્રિયવર્ણની પસંદગી કરે છે એ બાબતમા એવા કારણ રજૂ કરવામા આવ્યા છે કે બ્રાહ્મણો ઉચ્ચ કોટિના ન હોય તો અર્થચિન્તાને કારણે સ્ખલિત થાય છે, વૈશ્યો હૃદયની હીનવૃત્તિને વશ થાય છે ને શૂદ્રો સમય આવ્યે કનકાયને દાખવ્યો તેવો દ્રોહ દાખવે છે. આથી ધ્યાનમા લેવા લાયક ગુણવાળો ક્ષત્રિય સિવાય કોણ મળે? [तदिह सप्रति कः किल वर्णचतुष्टयाद्विशुद्धश्वतसृभिरुपधाभिरुचितोऽधिकारेषु। द्विजन्मानो हि प्रक्षतेजसो वन्दनीयाः पूज्या एव मन्त्रिपुरोहितपदे स्थापयितुमुचिता भवन्ति नार्थचिन्ताधिकारेणात्मनः प्रहीयन्ते। तैजसीं वृत्तिमपहाय पाशुपाल्यकृषिवाणिज्योपजीविना च विशां हीनतया हृदयवृत्तेरिहावकाशोऽपि न श्रेयान्। शूद्रास्तु समवदर्शितेनामुना व्यभिचारेण च निवेदिता न तावदर्हन्ति। अतः को नूनमवेक्षणीयगुणक्षेत्र क्षत्रियादपरः सम्प्राप्यते।.........(पृ. ८)]

૧૬૧ જુઓ § ૨૮.

૧૬૨ ઇએ, પુ. ૪૮, પૃ ૨૦૭

તટનો કુદરતી લાભ હોવાથી અહીંની પ્રજા પ્રાચીન કાળથી વહાણ-વટામાં પાવરધી થઈ હતી. વલભીપુરના વેપારવણજને વહાણવટુ લગતા ઉલ્લેખોમાં દરિયામાર્ગના વેપારવણજનો ખાસ સમાવેશ થાય છે. નિમ્મવતીની કથામાં વલભીના નાવિક પતિ ગુહસુમને ધનપતિ કુબેરની સાથે સ્પર્ધા કરે તેટલો સંપત્તિમાન જણાવ્યો છે એ સૂચક છે.[172] ભરુકચ્છ તો દેશાવર સાથેના દરિયાઈ વેપારની બાબતમાં ભારતભરનું મથક બંદર હતું. આ ઉપરાંત દ્વારકા, દેવપત્તન, મધુમતી, હસ્તવપ્ર, નગરક, ભરુકચ્છ ને નવસારિકા જેવાં બીજાં કેટલાંક દ્રોણમુખ પણ વહાણવટાને લીધે વિકાસ પામ્યાં હશે. દરિયાઈ વેપાર કરનાર સાહસિક વેપારીઓ દૂરદૂરના દેશાવરનો પ્રવાસ ખેડતા ને કેટલીક વાર ત્યાં પોતાનાં સંસ્થાન વસાવતા. સિંહપુરના રાજપુત્ર વિજય સિંહે સિંહલ પાયમાં વેપારીઓને શૂર્પારક રસ્તે પોતાની સાથે વહાણમાં લઈ જઈ સિલોનમાં સંસ્થાન વસાવ્યું ને એ દ્વીપને સિંહલદ્વીપનું નામ આપ્યું એ ઘટના[173] પ્રાગ્-મૈત્રક કાલમાં બની ગયેલી હોવા છતાં હજી લોકસ્મૃતિમાં તાજી રહી હતી એવું અજંટાની એક ગુફામાં આપેલા એ પ્રસંગના ચિત્ર પરથી સૂચિત થાય છે.[174] 'લંકાની લાડી ને ઘોઘાનો વર' એ કહેવતમાં પણ આ બાબતનું જ પ્રતિબિંબ પડે છે. સિલોનની કોઈ રાજકન્યાએ ભરુકચ્છમાં શકુનિકા વિહાર બંધાવ્યો હોવાનો વિવિધતીર્થકલ્પમાં આવતો ઉલ્લેખ[175]

ત્યારે સાસુના ત્રાસથી કંટાળેલી એની પત્ની કીર્તિસેના આટલે દૂર સુધીનો વિકટ પ્રવાસ ખેડી પતિ પાસે આવી પહોંચ્યાનો વૃત્તાંત આપ્યો છે.[167] દણ્ડીના દશકુમારચરિતમાં આવતી નિમ્બવતીની કથામાં ગુજરાતના વેપારવણજનો જે પ્રસંગ આવે છે તે એ કૃતિ મૈત્રક-કાલ દરમિયાન રચાઈ હોઈ ખાસ નોંધપાત્ર છે.[168] પતિનું અપ્રીતિ-પાત્ર થવાના દુર્ભાગ્યને લીધે 'નિમ્બવતી' તરીકે વગોવાયેલી રત્નવતી વલભીપુરના ધનિક નાવિકપતિ ગૃહગુપ્તની પુત્રી હતી ને એનો પતિ બલભદ્ર મધુમતી(મહુવા)ના સાર્થવાહનો પુત્ર હતો. વળી એમાં બલભદ્ર ખેટકપુરમાં વેપાર કરી અઢળક દ્રવ્ય કમાયાનો ઉલ્લેખ આવે છે 'અરટી' દેશના વર્ણનમાં યુઅન શુઆંગ ત્યાંની પ્રજાનો મુખ્ય ધંધો વેપારવણજનો હોવાનો ને ત્યાં રત્નમાણેક પુષ્કળ પ્રમાણમાં જમા થતા હોવાનો ઉલ્લેખ કરે છે.[169] સુરાષ્ટ્રના દાનશાસનોમાં અજિત ને કક્ક નામે વાણિજકોએ નિવાસ બંધાવ્યાનો નિર્દેશ આવે છે.[170] સુરાષ્ટ્રના ઘણા લોકો વેપારવણજ ને વહાણવટાનો ધંધો કરતા હતા એવું યુઅન શુઆંગની પ્રવાસનોંધમાં પણ નોંધવામાં આવ્યું છે.[171] આંતરિક પ્રદેશોની ફળદ્રુપતા તેમજ જમીનમાર્ગ ને જળમાર્ગની સગવડને લીધે વલભી, સિંદપુર, મધુમતી, દ્વીપ, દેવપત્તન, ગિરિનગર, દ્વારકા, હસ્તવપ્ર, નગરક, ખેટક, કશાપુર, જંબૂસર, ભરુકચ્છ ને નવસારિકા જેવાં અનેક નગરોનો વિકાસ થયો જણાય છે

તટનો કુદરતી લાભ હોવાથી અહીંની પ્રજા પ્રાચીન કાળથી વહાણવટામાં પાવરધી થઈ હતી. વલભીપુરના વેપારવણજને વહાણવટું લગતા ઉલ્લેખોમાં દરિયામાર્ગના વેપારવણજનો ખાસ સમાવેશ થાય છે. નિમ્બવતીની કથામાં વલભીના નાવિકપતિ ગૃહગુપ્તને ધનપતિ કુબેરની સાથે સ્પર્ધા કરે તેટલો સંપત્તિમાન જણાવ્યો છે એ સૂચક છે.[૧૭૨] ભરુકચ્છ તો દેશાવર સાથેના દરિયાઈ વેપારની બાબતમા ભારતભરનું મશહૂર બંદર હતું આ ઉપરાંત દ્વારકા, દેવપત્તન, મધુમતી, હસ્તવપ્ર, નગરક, ભરુકચ્છ ને નવસારિકા જેવાં બીજાં કેટલાંક દ્રોણમુખ પણ વહાણવટાને લીધે વિકાસ પામ્ય લાગે છે. દરિયાઈ વેપાર કરનાર સાહસિક વેપારીઓ દૂરદૂરના દેશાવરનો પ્રવાસ ખેડતા ને કેટલીક વાર ત્યા પોતાનાં સંસ્થાન વસાવતા સિંહપુરના રાજપુત્ર વિજય ભેર્ટે સિંહલે પાંચસો વેપારીઓને શૂર્પારકને રસ્તે પોતાની સાથે વહાણમા લઈ જઈ સિલોનમાં સંસ્થાન વસાવ્યુ ને એ દ્વીપને સિંહલદ્વીપનું નામ આપ્યું એ ઘટના[૧૭૩] પ્રાગ્-મૈત્રક કાલમાં બની ગયેલી હોવા છતાં હજી લોકસ્મૃતિમાં તાજી રહી હતી એવું અજંટાની એક ગુફામાં આપેલા એ પ્રસંગના ચિત્ર પરથી સૂચિત થાય છે.[૧૭૪] 'લંકાની લાડી ને ઘોઘાનો વર' એ કહેવતમાં પણ આ ભાવનું જ પ્રતિબિંબ પડે છે. સિલોનની કોઈ રાજકન્યાએ ભરુકચ્છમ શકુનિકા વિહાર બંધાવ્યો હોવાનો વિવિધતીર્થકલ્પમાં આવતો ઉલ્લેખ[૧૭૫]

લાટ ને સિંહલ દેશ વચ્ચેના સાંસ્કૃતિક સંબંધ વિશે સીધું પ્રમાણ પૂરું પાડે છે. હર્ષદેવે રચેલી રત્નાવલીમાં માલવ ને સિંહલ વચ્ચે નિકટ સંબંધ દર્શાવવામાં આવ્યો છે. આ રીતે સુરાષ્ટ્ર લાટ ને માલવની પ્રજાને છેક ભારતના દક્ષિણ છેડાની પાસે આવેલા સિંહલદ્વીપ સાથે નિકટ સંબંધ હોવાનું સ્પષ્ટ થાય છે. એવી રીતે ભારતની દક્ષિણપૂર્વે આવેલા હિંદીચીન ને હિંદેશિયાના દેશો સાથે પણ એ સમયે ગુજરાતને નિકટ સંબંધ હોવાનું માલૂમ પડે છે.[૧૭૬] હિંદીચીનમાંના કંબોજ સંસ્થાનના વસવાટમાં પશ્ચિમ ભારતના વહાણવટાનો ઘણો ફાળો રહેલો હોવાનું જણાય છે.[૧૭૭] હિંદેશિયાના જવ(જાવા) દ્વીપમાં ગુજરાતના રાજપુત્ર ભૂવિજય સવેલચાલે (શક) સંવત ૫૨૫(વિ. સં. ૬૬૦)માં સંસ્થાન વસાવ્યું હોવાની જે પ્રણાલિકથા પ્રચલિત છે તેમાં ગુજરાત ને જાવા વચ્ચેના મૈત્રકકાલીન સંબંધની સ્મૃતિ સચવાઈ રહી લાગે છે.[૧૭૮] આ કથામાં જણાવ્યું છે કે એ રાજપુત્ર પોતાની સાથે પાંચ હજાર માણસ લઈ ગયો હતો, જેમાં ખેડૂતો કારીગરો સૈનિકો વૈદો લેખકો વગેરે અનેક વર્ગોનો સમાવેશ થતો હતો અને આગળ જતાં એણે વળી બીજા બે હજાર માણસ તેડાવ્યા હતા, જેમાં પથ્થરકામ ને ધાતુકામ કરનાર કારીગરો પણ હતા. આ કથામાં ગુજરાતના રાજપુત્રે જાવામાં વસાવેલા આ સંસ્થાનનું નામ 'ગુજરાત' પડયું હોવાનો નિર્દેશ આવે છે એ પરથી એમાં આવતો ગુજરાતનો ઉલ્લેખ આણુની ઉત્તરે આવેલા એ કાલના ગુર્જર દેશને લગતો જણાય છે. આથી વિ. સં. ૬૬૦માં અહીંથી દેશાંતર જઈ જાવામાં સંસ્થાન વસાવનાર રાજપુત્ર ભૂવિજય મૈત્રક રાજ્યના ?

વંશમાં થયો હશે એની તપાસ કરવાની ઝાઝી જરૂર રહેતી નથી. જાવાને લગતી કથાઓ ને કહેવતો ગુજરાતની જેમ મારવાડના લોક-સાહિત્યમાં પણ જળવાઈ રહી છે એ હકીકત આ મંતવ્યનું સમર્થન કરે છે.[૧૭૯] છતાં મારવાડના એ લોકો જાવા જવા માટે સુરાષ્ટ્ર કે લાટને કિનારેથી નીકળ્યા હશે અને એમાં ત્યાંના વેપારીઓ ને કારીગરોનો યે સમાવેશ થયો હશે એ લગભગ નિશ્ચિત છે.[૧૮૦] જાવાનાં બોરોબુદુર જેવાં કેટલાંક ભવ્ય દેવાલય ત્યાં ગુજરાતના એ કારીગરોએ એ સમયે બાંધ્યાં મનાય છે. એમાં કોતરેલી વહાણની આકૃતિઓ આબુ-દેલવાડાના મંદિરમાં કોતરેલી વહાણની આકૃતિઓને મળતી આવે છે ને એ વહાણોમાં બેઠેલા માણસોની વેશભૂષા-ખાસ કરીને એમાંની પાઘડી-સ્પષ્ટતઃ ગુજરાત-મારવાડની હોવાનું જણાઈ આવે છે.[૧૮૧] વળી જાવામાં રામાયણની જે મુખ્ય વાચના મળી છે તેનું કથાનક વલભીના ભટ્ટિકાવ્ય(રાવણવધ)માં આપેલા કથાનક સાથે ઘણું સામ્ય ધરાવે છે.[૧૮૨] મૈત્રકકાલ દરમિયાન વિકાસ પામેલા જાવા સાથેના આ સાહસિક સંબંધને લગતી કહેવત આપણે ત્યાં હજી જળવાઈ રહી છે— 'જે જાય જાવે, તે પાછો ના'વે; ને આવે, તો પરિયાંનાં પરિયાં ચાવે, એટલું ધન લાવે.' જાવાની જેમ સુમાત્રા બાલી ને બોર્નિયો જેવા બીજા ટાપુઓમાં પણ આ જ પ્રકારની સંસ્કૃતિ તેમજ શિલ્પકલા દેખા દે છે એ પરથી ગુજરાતના વહાણવટાની હિલચાલ સમગ્ર હિંદેશિયામાં પ્રસરી હોવાનું માલૂમ પડે છે. આ રીતે મૈત્રકકાલીન ગુજરાતના વેપારીઓ છેક દરિયા પારના દેશો સાથે વેપાર ખેડતા હતા, એટલું જ નહિ, કેટલીક વાર ત્યાં ભારતીય મસ્થાનોના વસવાટમાં તેમજ

---

૧૭૯ સદર, પૃ. ૧૧

૧૮૦ બોર્ગે, સદર, પૃ. ૪૯૮

૧૮૧ રત્નમણિરાવ, સદર, પૃ. ૧૧

૧૮૨ જર્નલ ઑફ ધી ગ્રેટર ઇન્ડિયા સોસાયટી, પુ. ૩, પૃ. ૧૧૩થી

વિકાસમાં મહત્ત્વનો ફાળો આપતા હતા.

૩૧૫. દાનશાસનોમાં આપેલી ભૂમિદાનની વિગતો પરથી આવક-ના કાયમી સાધન તરીકે ખેતીવાડીની જમીન કેટલી બધી મહત્ત્વની ગણાતી હતી એનો મચોટ ખ્યાલ આવે છે. દાનમાં અપાતા ખેતીવાડી ક્ષેત્રનો વિસ્તાર મોટે ભાગે ૧૦૦ પાદાવર્તનો ને કેટલીક વાર ૫૦ કે ૧૨૦ પાદાવર્તનો હોય છે. કોઈ વાર ૧૨૦ પાદાવર્તથી યે મોટાં ક્ષેત્રનું દાન દેવાતું ત્યારે એનો વિસ્તાર સામાન્યતઃ ૨૦૦ કે ૩૦૦ પાદાવર્ત સુધીનો ને ક્વચિત્ ૭૦૦ પાદાવર્તનો જણાય છે. એવી રીતે નાનાં ક્ષેત્રોમાં ૧૦૦ થી ૫૦ પાદાવર્ત સુધીનાં ક્ષેત્રોનું તેમજ ૫૦ થી ૫ પાદાવર્ત સુધીના નાના ખંડોનું દાન દેવાતું.[૧૮૩] ક્ષેત્રની સાથે કૂવાની જેમ ઘણી વાર વાવનું દાન દેવાતું. વાવનો વિસ્તાર મોટે ભાગે ૧૨ ૧૬ કે ૨૦ પાદાવર્તનો હોવાનું માલૂમ પડે છે.[૧૮૪] ક્ષેત્ર (ખેતર) કે કેદાર (ક્યારડું) કેટલીક વાર એના માલિકના નામે ને કેટલીક વાર એના મુખ્ય વૃક્ષને નામે ઓળખાતું; જેમકે ચંદ્રક્ષેત્ર, દેવીક્ષેત્ર, સિદ્ધક્ષેત્ર, શમિકેદાર, કાલિદ્રિક ક્ષેત્ર.[૧૮૫] એવી રીતે વાવ પણ અનેકવિધ નામે ઓળખાતી; જેમકે શ્રાવકવાપી, મલ્લવાપી, પિપ્પલ-વાપી, શિરીષવાપી, ખર્જૂરીવાપી, નિમ્બવાપી, યમલવાપી, ગૃહદ્-વાપી.[૧૮૬] દાનશાસનોમાં ખેતરોની બાબતમાં સામાન્યતઃ એનાં સ્થાન માપ સીમા ઇત્યાદિની વિગત આપવામાં આવે છે ને કેટલીક વાર એના માલિકનો કે ખેડૂતનો યે ઉલ્લેખ કરવામાં આવે છે, પરંતુ એ સમયે ખેતરોમાં કઈ કઈ જાતના પાક તૈયાર થતા હતા એની ઘણી ઓછી માહિતી મળી આવે છે. ખેટક તથા ભરુકચ્છ વિષયની ભૂમિને લગતાં દાનશાસનોમાં ક્યારડાંનો ખાસ ઉલ્લેખ આવે છે ને એ ક્યાર-

૧૮૩-૧૮૪ જુઓ પરિશિષ્ટ ૪.

૧૮૫-૧૮૬ જુઓ પરિશિષ્ટ ૪.

ડાનુ માપ પણ એમા વપાતી ડાંગેના માપ પરથી ગણવામા આવતુ ૧૮૭ એ પરથી આ પ્રદેશમા ડાંગેનો પાક વધો થતો હોવાનુ માલૂમ પડે છે માનવ દેશની જમીન ઘઉંના શિયાળુ પાક માટે ખાસ અનુકૂળ હોવાનો ઉલ્લેખ સુઅન ચુઆગની નોંધમા આવે છે ૧૮૮ આ રીતે એ સમયે સૌરાષ્ટ્રમા તથા ઉત્તર ગુજરાતમા ખાસ પાક શાનો થતો હતો એની માહિતી મળતી નથી વૃક્ષાયુર્વેદ કે વિદ્યાનો ઉલ્લેખ ચોસઠ કલાઓમા આવે છે બૃહત્સંહિતામા પણ એનો એક અધ્યાય આપવામા આવ્યો છે દાનશાસનોમા જણાવેલી ક્ષેત્રોની સીમાઓમા વટ (વડ), અંકોલ (અકોલ), શાક (સાગ), ખદિર (ખેર), બદરી (બોરડી), શલ્મલી (શીમળા) વગેરે વૃક્ષોનો ઉલ્લેખ આવે છે ૧૮૯ દાનશાસનોમા જણાવેલા સ્થળનામો પરથી આ ઉપરાંત આમ્ર (આંબો), ઉદુમ્બર (ઉમરડો), કદમ્બ, શિરીષ, કવિકિકા (કોઠી), ખર્જૂરી (ખજૂરી), જમ્બુ (જાંબુડો), નિંબ (લીમડો), પલાશ (ખાખરો), પિપ્પલ (પીપળો), બિલ્વ (બીલી), વંશ (વાંસ), શમી (ખીજડી) વગેરે બીજા અનેક વૃક્ષોનુ સૂચન થાય છે પૂર્તકાર્યોમા આરામ (બગીચા) બાંધવાનો સમાવેશ થતો ૧૯૦ એક દાનશાસનમા ત્રણ ક્ષેત્ર, એક વાપી ને ચાર કૂપની સાથે એક પુષ્પવાટિકાના દાનનો ઉલ્લેખ આવે છે ૧૯૧ ગૃહસ્થનો સામાન્ય અર્થ ધરાવતા કુટુમ્બી શબ્દનો પ્રયોગ એ સમયે ખેડૂતના વિશિષ્ટ અર્થમા થતો હતો

૩૧૬ ખેતીવાડીની સાથે પશુપાલનની પ્રવૃત્તિ સંકળાયેલી હોય છે આ ઉપરાંત યુદ્ધોપયોગી પશુઓ પાળવામા આવતા વરાહમિહિરે

---

૧૮૭ પરિશિષ્ટ ૪

૧૮૮ બીલ સંગ્રહ પૃ ૨૬૦

૧૮૯ પરિશિષ્ટ ૪

૧૯૦ જુઓ પૃ ૨૨૫, પા ટી ૩૭

૧૯૧ પરિશિષ્ટ ૪, લેખ ૩૫

**પશુપાલન** બૃહત્સંહિતામાં ગાય વૃષભ ને શ્વાનનાં, કુક્કુટ ને કૂર્મનાં તથા અજ અશ્વ ને હસ્તીનાં શુભાશુભ લક્ષણ ગણાવ્યાં છે. ચોસઠ કલાઓની યાદીમાં મેષ (ઘેટાં), કુક્કુટ (કૂકડા), લાવ (લાવરી) વગેરેની સાઠમારી કરવાની તેમજ શુક (પોપટ)–સારિકા(મેના)ને પઢતા શીખવવાની કલાનો સમાવેશ થાય છે એ પણ અહીં નોંધપાત્ર છે દાનશાસનોમાં આવતાં પ્રશસ્તિપદોમાં ગજ સિંહ અશ્વ વૃષભ હરણ વગેરેનો ઉલ્લેખ આવે છે. વળી એમાં આવતાં વિશેષ નામોમાં સિંહ હસ્તી(હાથી) ગો(ગાય-વૃષભ) ઉષ્ટ્ર (ઊંટ) વરાહ(ડુક્કર) કુક્કુટ(કૂકડો) ભ્રમ્મર(ભમરો) વગેરેનો સમાવેશ થાય છે. ગજમુદ્રાના લાંછનમાં વૃષભ મત્સ્ય વગેરેની આકૃતિ દેખા દે છે. આમાંનાં કેટલાક પ્રાણીઓ શિકાર ને આહારના કામમાં આવતાં. સિંહ તો હજી સૌરાષ્ટ્રમાં વસે છે. હાથીની વસ્તી ગુજરાતમાં હાલ જણાતી નથી, પરંતુ રાજપીપળા ને છોટાઉદેપુરનાં જંગલોમાં હાથી છેક સત્તરમી સદી સુધી નજરે પડતા હતા.

૩૧૭. મૈત્રકકાલીન ગુજરાતના હુન્નરો વિશે સાહિત્યિક સામગ્રી તેમ જ પુરાતન અવશેષોની સામગ્રી ઘણી ઓછી છે. દાનશાસનોમાં વર્ધકિ(સુથાર) તથા કુંભારનો ઉલ્લેખ આવે છે.[૧૯૨] ચોસઠ **હુન્નરો** કલાઓની યાદીમાં તક્ષણકલા(સુથારી હુન્નર)નો ઉલ્લેખ આવે છે. બૃહત્સંહિતામાં આ વિષય નિરૂપવામાં આવ્યો નથી, નહિતો એ વિશે કંઈ વિગતવાર માહિતી મળત. મૈત્રકકાલ જેટલા પ્રાચીન કાલના પુરાતન અવશેષોમાં કાષ્ઠની કૃતિઓના નમૂના મોજૂદ રહ્યા હોવાનો એ સંભવ નથી, પરંતુ એમાં માટી કે ધાતુનાં શયન આસન વાહન ઇત્યાદિને લગતી કૃતિઓના નાના નમૂના નીકળે એવો સંભવ ખરો. કુંભારકામના હુન્નરનો ઉલ્લેખ ચોસઠ કલાઓમાં આવતો

૧૯૨ લેખ ૨૫, ૩૫

નથી તેમ એનું નિરૂપણ બૃહત્સંહિતામાં પણ કરાયું નથી. પરંતુ વલભી-પુરનાં ખંડેરોમાંથી મળતા માટીનાં વાસણો પરથી એ કાલના આ હુન્નર વિશે કંઈ ખ્યાલ આવે છે. એમા મોટાં વાસણ મોટે ભાગે ખંડિત હોય છે. નાનાં વાસણોમાં કોડિયાં સંખ્યાબંધ મળે છે, જે દીવા ઉપરાંત ઢાંકણના કામમાં આવતાં હશે. છૂટાં પડી ગયેલાં નાળ-ચાંની સંખ્યા પરથી નાળચાવાળાં વાસણો ઠીક પ્રચલિત લાગે છે. સાજાં વાસણોમાં કોડિયા ઉપરાંત લોટાં, બોટવા, ઘડા વગેરે ઘણા ઘાટ નજરે પડે છે. આ વાસણ સારી રીતે પકવેલાં હોય છે. એની બહારની સપાટી લાલ રંગની ને પોલિશ કરેલી હોય છે ને એના પર કેટલીક વાર કાળા રંગના પટ્ટા કે ફૂલવેલ વગેરેની ભાત ચીત-રેલ જણાય છે.[૧૯૩] આ પ્રકારનાં માટીના વાસણ ગુજરાત સૌરાષ્ટ્રનાં અનેક પ્રાચીન સ્થળોએ મળે છે ને એ પ્રકાર અહીં છેક ક્ષત્રપકાલથી પ્રચલિત હતો.[૧૯૪] વલભીપુરનાં તેમજ અન્ય સમકાલીન નગરોનાં ખંડેરોનું વ્યવસ્થિત ખોદકામ કરવામાં આવે તો, મૈત્રકકાલનાં માટીનાં વાસણોના વિવિધ ઘાટ તેમ જ ચિતરામણના પ્રકારો વિશે પદ્ધતિસર માહિતી મળે એમ છે. પથ્થરકામના હુન્નર વિશે પણ ખાસ સાહિત્યિક સામગ્રી ઉપલબ્ધ નથી. ચોસઠ કલાઓની યાદીમાં મણિના આકર(ખાણ)ને લગતો તેમજ રત્નની પરીક્ષાને લગતો ઉલ્લેખ આવે છે. રત્નપરીક્ષામાં એના રંગનું જ્ઞાન ઘણું મહત્ત્વ ધરાવે છે ને આથી એની સાથે મણિરાગના જ્ઞાનનો યે નિર્દેશ આવે છે. આ નિર્દેશમાં કૃત્રિમ પથ્થરોને કીમતી મણિના રંગ આપવાના હુન્નરનો યે સમાવેશ થતો જણાય છે. બૃહત્સંહિતામા વજ્ર (હીરો), મુક્તા (મોતી), પદ્મરાગ ઇત્યાદિ રત્નોને

---

૧૯૩ આ માહિતી વલભીપુરના સ્થાનિક સંગ્રહસ્થાનમા તેમજ મુંબઈના ઇન્ડિ-યન હિસ્ટોરિકલ રીસર્ચ ઇન્સ્ટિટ્યૂટના સંગ્રહસ્થાનમાં સંઘરેલા અવશેષો પરથી મળી છે.

૧૯૪ સુબ્બારાવ, બરોડા થ્રુ ધી એજીઝ, પૃ. ૫૬-૬૪

મૂલવવાની વિગતો આપી છે વલભીપુરનાં ખંડેરોમાં પકવેલી માટીના તેમજ જુદીજુદી જાતના કીમતી પથ્થરોના મણકાઓનાં ઘણાં નંગ મળી આવે છે. એમાં અનેક પ્રકારના અકીક ને સ્ફટિકના મણકા તેમજ નંગ નજરે પડે છે. આ નંગ પર વૃષભ ને ગરુડ જેવાં લાંછનોની બારીક આકૃતિ કોતરેલી હોય છે, જેમાં મણિકારની હુન્નરકળા દીપી ઊઠે છે. વલભી-ભંગની વાતમાં કાકૂ શેઠની રત્નજડિત કાંસકીમાં રાજકુંવરીને ય મોહાવે એવી અદ્ભુત કારીગરીનો ઉલ્લેખ આવે છે. કેટલાક મણકા પૉલિશ કર્યા વગરના, કેટલાક મણકા કાણું પાડ્યા વગરના તો કેટલાક ઘડવામાં યે અધૂરા રહી ગયેલા હોય છે એ પરથી એનો હુન્નર અહીં ચાલતો હોવાની ખાતરી થાય છે.[૧૯૫] મધ્યયુગમાં આ હુન્નર ખંભાતમાં ઘણો ખીલ્યો હતો એ પરથી મૈત્રકકાલ દરમિયાન

સૂચિત થાય છે. દાનશાસનોમાં કટક વલય કુંડલ ઇત્યાદિ અલંકારોનો ઉલ્લેખ આવે છે ને શિલ્પો તથા ચિત્રોમાં યે કંઠહાર, કુંડલ, વલય, નૂપુર ઇત્યાદિ વિવિધ આભૂષણ નજરે પડે છે.[૧૯૬] મૈત્રકકાલીન નગરોના ખોદકામમાં સ્વર્ણકાર(સોની)ની હુન્નરકલાના આવા નમૂના તેમજ લોહકાર(લુહાર) ને કાંસ્યકાર(કંસારા)ની હુન્નરકળા વ્યક્ત કરતા લોખંડ તાંબા ને કાંસાનાં ઓજારો ને હથિયારોના તથા ચાંદી ને તાંબાનાં વાસણોના નમૂના નીકળશે ત્યારે ધાતુવિદ્યાને લગતી એ હુન્નરકળાઓનો સચોટ ખ્યાલ આવશે. એવી રીતે એમાં કાપડના અવશેષ મળી આવે તો એના વિવિધ પદાર્થોનો ને એના પ્રકારોનો ખ્યાલ આવે. ચોસઠ કલાઓની યાદીમાં કાપડને લગતી હુન્નરકળાઓમાં તર્કુકર્મ (તકલી-કામ–કાંતણ)નો, પટ્ટિકાવાન(કાપડવણાટ)નો ને સૂચીકર્મ(મોચકામ) અર્થાત્ સ્યૂતિકર્મ(સીવણકામ)નો ઉલ્લેખ આવે છે. આ ઉપરાંત વેત્રવાન-(નેતરગૂંથણ)નો યે નિર્દેશ આવે છે. બૃહત્સંહિતામાં કર્પાસ(કપાસ)નો તેમજ તન્તુવાય(વણકર)નો ઉલ્લેખ કરેલો છે. તન્તુ ને પટ્ટમાં રેશમના તાંતણા ને રેશમી પટોળાંનો ધ્વનિ રહેલો હોવા સંભવે છે. મૈત્રકકાલીન મૂર્તિઓની વેશભૂષામાં ગડીદાર મરોડવાળા નિવસન(નીચલા વસ્ત્ર)નું ઠીક રેખાંકન કરેલું જોવામાં આવે છે. બૃહત્સંહિતામાં રજક(ધોબી)નો ઉલ્લેખ આવે છે ને દાનશાસનોમાં નાપિત(હજામ)નો નિર્દેશ આવે છે.[૧૯૭] ચોસઠ કલાઓની યાદીમાં જણાવેલી યન્ત્રમાતૃકા કલામાં રથ, શકટ, નૌકા, જળયંત્ર આદિ યંત્રોને લગતી હુન્નરકળા અભિપ્રેત છે. આ રીતે મૈત્રકકાલના અનેક હુન્નરરોજગારોનો ઓછોવત્તો ઉલ્લેખ ઉપલબ્ધ છે.

૩૧૮. રાજકુલો ને ધનિકકુલોમાં સેવા કરતા પરિચારકોને કેશભૂષા તેમજ મુખભૂષાને લગતી અનેક કલાઓમાં કુશળ થવું પડતું. ચોસઠ

---

૧૯૬ જુઓ નીચે § ૩૨૦ તથા ૩૩૩–૩૪૪.

૧૯૭ લેખ ૧૩૨

આતપત્ર (છત્ર) ને પાદપીઠનો ય ઉલ્લેખ આવે છે. આ ઉપરાંત સ્ત્રીના મુખને રંજિત કરવાની ક્રિયાનો[૨૦૧] તેમજ એવા મુખને અંશુકથી અવગુંઠિત કરવાના રિવાજનો ય[૨૦૨] નિર્દેશ મળે છે. દેહભૂષાને લગતા ઉલ્લેખ મૈત્રકકાલીન ગુજરાતના સાહિત્યમાં જવલ્લે જ મળે છે, પરંતુ સમકાલીન ભારતીય સાહિત્યમાં એને લગતા અનેક ઉલ્લેખ ઉપલબ્ધ છે.[૨૦૩] એમાં આ વિષયના દુકૂલ, અધરવાસસ્, ઉત્તરીય, કંચુક, કૂર્પાસક, ચોલક, આચ્છાદનક, અંશુક, વેણી, અંગરાગ, દર્પણ, વેષ્ટન, કિરીટ, કર્ણપૂર, મુક્તાવલી, મેખલા, વલય, નૂપુર ઇત્યાદિ અનેક મૂળ શબ્દ જાણવા મળે છે, પરંતુ આ પ્રદેશમાં વસ્ત્ર કેશ ને અલંકારોથી થતી દેહભૂષાના પ્રકારોનો પ્રત્યક્ષ પરિચય સમકાલીન શિલ્પો ને ચિત્રો પરથી થાય છે, જેમાં દેવો, મહાત્માઓ, રાજાઓ, વાદકો, સૈનિકો વગેરે અમુક વર્ગોના મનુષ્યો જ નિરૂપાયા છે.[૨૦૪] શિલ્પો ને ચિત્રોના નિરીક્ષણ પરથી એ કાલના સામાન્ય પહેરવેશ વિશે યથાર્થ અનુમાન કરી શકાય તો એવું માલૂમ પડે છે કે પુરુષો અને સ્ત્રીઓ સામાન્ય રીતે કટિની નીચેના ભાગમાં લાંબું અધરવસ્ત્ર (કે નિવસન) પહેરતાં એના ઉપલા ભાગ પર નીવી તેમજ કટિસૂત્ર કે મેખલા બાંધતા, આગલા વચલા ભાગમાં નીવીની ગાંઠ વાળતા, એમાંથી એક છેડો છૂટી પાટલીની જેમ વચ્ચે દરિયાઈ મોજાના આકારે ગીરો લટકતો નાખતા, બીજા છેડાને ડાબા પાસા પરથી ગીચો અથવા પાછળથી જંગણા પાસા બાજુ થઈ ને આગળથી ડાબી બાજુ લાવીને નીવીબંધમાં ખોસી દેતા કાં તો ડાબા હાથમાં પકડી રાખતા, વસ્ત્રનો નીચલો છેડો ઘૂંટણ નીચે લગભગ ઘૂંટી સુધી પહોંચાડતા ને વચ્ચેથી બને છેડે કછોટો

---

૨૦૧ જુઓ પૃ. ૧૪૯, પા. ટી. ૭૭.
૨૦૨ જુઓ પૃ. ૨૮૮, પા. ટી. ૧૫૪
૨૦૩ જુઓ સાલેતોર, લાઈફ, પૃ. ૪૦૧-૨૮.
૨૦૪ જુઓ ૬ ૩૩૫-૩૪૪.

લગાવતાં બાઘનાં ચિત્રોમાં આ વસ્ત્ર પર આડા રંગબેરંગી પટા જોવામાં આવે છે. કોઈ વાર આને બદલે ઢીંચણથી જરા ઊંચું રહે તેવું ટૂંકું વસ્ત્ર જોવામાં આવે છે. કટિની ઉપરનો ભાગ ઘણાં માણસો–સ્ત્રીઓ સુદ્ધાં–ખુલ્લો રાખતાં. બાઘનાં ચિત્રોમાં નર્તકો તેમજ સૈનિકોના દેહ પર આખી બાંયના કંચુક જોવામાં આવે છે. આ કંચુક બંધ ગળાના, ઘૂંટણ સુધી લાંબા, રંગીન ને જુદા રંગની ભાતવાળા હોય છે. સાધુઓ કટિ ઉપરના અંગ પર ઉપવીત ઢબે ઉત્તરીય વસ્ત્ર ધારણ કરતા. સ્ત્રીઓ કેટલીક વાર પોતાના ઉત્તરાંગ પર કંચુક ધારણ કરતી, પરંતુ એ હંમેશાં આવશ્યક ગણાતું નહિ. આ કંચુક રંગીન ને ભાતવાળા હોય છે, એની બાંયો ટૂંકી હોય છે ને ઉપલા ભાગમાં કાં તો ખુલ્લા ગળાના કે કાં તો બંધ ગળાના હોય છે. (જુઓ પટ્ટ ૨૨.) કોઈ વાર સ્ત્રી પોતાના ઉત્તરાંગ પર ઉત્તરીય અંશુક ધારણ કરતી ને એ એને અવગુંઠન માટે ખાસ અનુકૂળ લાગે છે. રાજવીઓ મોટા સુશોભિત મુકુટ પહેરતા, સામાન્ય જનો વેષ્ટન(પાઘડી) ધારણ કરતા ને અમુક માણસો આખું માથું ઢંકાય એવી ટોપી પહેરતા.

૩૨૦. શિલ્પો ને ચિત્રોમાં ઘણી વાર શિર પર કિરીટ કે વેષ્ટન ધારણ કરેલું હોઈને એની કેશભૂષા સ્પષ્ટ જોવા મળતી નથી. કેટલીક વાર કેવળ એમાંથી લટકતાં ગૂંથેલાં લટિયાં દેખા દે છે. શીલાદિત્ય ૩ જાની પ્રશસ્તિમાં રુચિર ચૂડામણ્ડનનો નિર્દેશ આવે છે.[૨૦૫] કેટલાક સ્ત્રીપુરુષોના શિર ખુલ્લાં હોય છે એના પરથી કેશભૂષાના બેત્રણ મુખ્ય પ્રકાર જોવામાં આવે છે. બાઘનાં ચિત્રોમાં ભિક્ષુઓના તેમજ કેટલાક ગૃહસ્થોના શિર પર ટૂંકાટૂંકા વાળ નજરે પડે છે. ભગવાન બુદ્ધના શિર પર નાનાંનાનાં જુલફાં દેખા દે છે. બાઘનાં ચિત્રોમાં કેટલાક પુરુષોનાં શિર પર લાંબા વાળનાં ગૂંથેલાં ટૂંકાં લટિયાં ચારે

---

૨૦૫ જુઓ પૃ. ૧૩૩, પા. ટી ૩૩.

આજૂ લટકતા દેખાય છે સ્ત્રીઓની કેશભૂષામા સામાન્ય રીતે પાછળ અંબોડો વાળેલો જણાય છે ને એના પર ફૂલની વેણી બાધી હોય છે કોઈ વાર પુરુષની જેમ સ્ત્રીના લલાટ પર ટૂકા લટિયા લટકતા દેખાય છે ને કેટલીક વાર એને બદલે કેશબંધની પટ્ટી બાંધેલી જણાય છે કોઈ વાર અંબોડા પરથી પણ નાગી પટ્ટી લટકતી દેખાય છે શિલ્પોમા કેટલીક વાર કેશગૂથન ને જટાબંધના વિવિધ રુચિર પ્રયોગ જોવામા આવે છે મૂછ ને દાઢી જવલ્લે જ નજરે પડે છે ધ્રુવસેન ૩ જાની પ્રશસ્તિમા સ્ત્રીના પ્રસાધનનો ગર્ભિત ઉલ્લેખ આવે છે.૨૦૬ મૈત્રકકાલીન ગુજરાતની સાહિત્યિક કે કલાવિષયક સામગ્રીમા એનો કોઈ પ્રસંગ ઉપલબ્ધ નથી, પરતુ સમકાલીન સાહિત્યમા તેમજ ચિત્રકૃતિઓમા અન્યત્ર એના અનેક પ્રસંગ જાણવા મળે છે દાનશાસનોમા રાજાના અનેક દેહભૂષણોના ઉલ્લેખ આવે છે એ ઉપરાત શિલ્પો ને ચિત્રોમા પણ અનેક પ્રકારના આભૂષણ નજરે પડે છે, જેમકે ચૂડામણિ કુડલ, એકાવલી, મુક્તાવલી, રત્નાવલી હાર, કેયૂર, વલય, કટક, કકણ મેખલા, નૂપુર ઇત્યાદિ દેહભૂષાનુ સમગ્ર અવલોકન કરતા ઉત્તરાગ પર તો એકદરે વસ્ત્ર કરતા કેશગૂથન ને આભૂષણોનુ જ વિશેષ મહત્ત્વ નજરે પડે છે

૩૨૧ મૈત્રકકાલીન સાહિત્યની વિપુલ સામગ્રી ઉપલબ્ધ નહિ હોવાથી ગુજરાતના લોકોના એ કાલના ખાનપાન વિશે ઘણી ઓછી માહિતી મળે છે ખેટક માલવ ને ભરુકચ્છ વિષયને લગતાં ભૂમિદાનના શાસનોમા મુખ્ય ઉલ્લેખ વ્રીહિ(ડાંગર)નો આવે છે ૨૦૭ માલવ દેશના વર્ણનમા હુએન શુઆગ ઘઉંના શિયાળુ પાકનો તેમજ ઘઉંની ચાનકીના આહારનો નિર્દેશ કરે

**ખાનપાન**

૨૦૬ જુઓ પૃ ૧૨૩ પા. ટી ૭

૨૦૭ જુઓ § ૩૧૫

છે.૨૦૮ દાનશાસનોના ઉલ્લેખો પરથી બોર, કેરી, ઉમરડાં, કેળાં, ખજૂર, જાંબુ વગેરે ફળોનું સૂચન થાય છે.૨૦૯ સમકાલીન દશકુમારચરિતમાં આપેલા ગોમિની-વૃત્તાન્તમાં ડાંગર(શાલિ)ને ભરડી એમાંથી નીકળતા ચોખાને છડી ઝાટકી ધોઈ રાંધીને એના ઓસામણમાં મસાલો(ઉપદંશ) નાખીને ઘી ને દહીં સાથે એમાંથી કેવું સ્વાદુ ભોજન બનાવી શકાય એનું તાદૃશ વર્ણન કરવામાં આવ્યું છે૨૧૦ એ અહીં નોંધપાત્ર છે. કાલિદાસ ને બાણની કૃતિઓમાં તેમજ યુઅન શુઆંગની પ્રવાસનોંધમાં એ કાલ દરમિયાન ભારતમાં માંસ મચ્છી ને મદિરાનાં ખાનપાન પ્રચલિત હોવાના ઉલ્લેખ આવે છે,૨૧૧ પરંતુ એ પરથી એ ખાનપાન ભારતના સર્વ પ્રદેશોમાં, ખાસ કરીને આ પ્રદેશમાં, પ્રચલિત હોવાનું અનુમાન તારવવું ગરથાને છે. માલવની નોંધમાં મહારાજા શીલાદિત્યનું ચરિત આલેખતા યુઅન શુઆંગ જણાવે છે કે એમણે એમના જીવનભરમાં કોઈ પ્રાણીને ઈજા કરી નહોતી, એટલું જ નહિ, પોતાના હાથીઓ ને ઘોડાઓને પણ જીવજંતુની હિંસા ન થાય એ હેતુથી ગાળેલું પાણી પાવાનો આગ્રહ રાખ્યો હતો.૨૧૨ ઇ-ત્સિંગ તો ગાળેલા પાણીમાંથી નીકળતાં જીવજંતુઓને પાછાં પાણીમાં નાખી જીવતાં રાખવાનો રિવાજ પણ વર્ણવે છે.૨૧૩ આથી બૌદ્ધ ધર્મની પ્રબળ અસર ધરાવતા આ પ્રદેશમાં એ સમયે પણ હાલની જેમ ભદ્ર લોકો માંસમચ્છીનું ભક્ષણ નહિ કરતા હોય એ તદ્દન સંભવિત છે. આ બાબતમાં જૈન ધર્મના અહિંસા-પ્રચારે પણ પ્રબળ અસર કરી હશે

૨૨૨. યુઆન શુઆંગની પ્રવાસનોંધ પરથી મૈત્રકકાલીન ગુજરાતના રાજાઓની ધાર્મિકતાનું તેમજ પ્રજાજનોની વિદ્યા, સંસ્કારિતા ને સમૃદ્ધિનું દર્શન થાય છે.[૨૧૪] માત્ર ભરુકચ્છ ને સમાજ-દર્શન સુરાષ્ટ્ર સિવાય બીજા બધા પ્રદેશોની પ્રજામાં સારી મનોવૃત્તિ તેમજ રીતભાત હોવાનું પણ એણે નોંધ્યું છે. દાનશાસનો પરથી રાજાઓની ધાર્મિકતા, દાનશીલતા, સમૃદ્ધિ, ચરતા ને સદ્વૃત્તિની ઊંચી છાપ પડે છે. જાયના ચિત્રોમાં આનંદ-ઉત્સવના દૃશ્ય જોવા મળે છે તેમ ક્વચિત્ કોઈ વ્યક્તિની કરુણ કથનીનું યે દર્શન થાય છે. આવો એક પ્રસંગ સમકાલીન દશકુમાર-ચરિતમાં આપેલા નિમ્બવતી-વૃત્તાન્તમાં નિરૂપવામાં આવ્યો છે.[૨૧૫] આ કથા સુરાષ્ટ્ર ને એટલે લગતી હોઈ અહીં ખાસ ઉલ્લેખનીય છે.[૨૧૬] એ કથાના પ્રસંગો પરથી નીચે પ્રમાણેની હકીકત જાણવા મળે છે: વલભીપુરનો નાવિકપતિ ગૃહગુપ્ત ઘણી વિપુલ સમૃદ્ધિ ધરાવતો હતો. એની પુત્રીનો વિવાહ મધુમતીના સાર્થવાહ-પુત્ર બલભદ્ર સાથે કરવામાં આવ્યો હતો. સુરતસુખના પ્રથમ પ્રસંગે એકાએક અંતરાય પામતાં પતિને નવવધૂ પર એવો દ્વેષ ઊપજ્યો કે એણે એને સમૂળગી તરછોડી દીધી. પતિથી તરછોડાયેલી આ દુર્ભાગી નારીનું નામ 'રત્નવતી' હોવા છતાં સ્વજનો પણ એને '<u>નિમ્બવતી</u>' કહી અવગણતા. આ દૌર્ભાગ્યથી એ નારી ભારે સંતાપ પામતી ને ક્વચિત્ આત્મહત્યાનો યે વિચાર કરતી. એણે પોતાની આ કરુણ કથની એક વૃદ્ધ પ્રવ્રાજિકા સમક્ષ વ્યક્ત કરી ને પોતાને એ દુ:ખમાંથી

૨૧૩ વકાકુસુ, ઇ ત્સિંગ, પૃ. ૩૦-૩૩
૨૧૪ બીલ, સેર, પૃ. ૨૫૯-૬૯
૨૧૫ ઉચ્છ્વાસ ૬
૨૧૬ વિશેષ વિગતો માટે જુઓ સંદેશ, દીપોત્સવી અંક, સં ૨૦૧૦માં હરિપ્રસાદ શાસ્ત્રી, વલભીની વાર્તાઓ, પૃ. ૨૬૩-૬૪.

ઉગારવાને એની મદદ માગી. ત્યક્તાની દશામાંથી ઊગરવાનો ઉપાય કોઈ પણ પ્રકારે પતિની પ્રીતિ પુનઃ પ્રાપ્ત કરવાનો જ મનાતો, કેમકે કુલસ્ત્રીઓનો પતિ જ સૌભાગ્યદેવ ગણાતો[૨૧૭] આ કાર્ય સિદ્ધ કરવા અંગે રત્નવતીએ એક અદ્ભુત યુક્તિ રચી ને એ પાર પાડવામાં પ્રવ્રાજિકાએ એને પૂરી મદદ કરી પોતાના તરફના પૂર્વગ્રહને દૂર કરવો મુશ્કેલ હોવાથી રત્નવતીએ પડોશમાં રહેતા નગરશ્રેષ્ઠી નિધિપતિદત્તની કનકવતી નામે કન્યાનો કૃત્રિમ પાઠ ભજવ્યો ને પ્રવ્રાજિકાની મદદથી કન્દુકના નિમિત્તે એનો પરિચય સાધીને પોતાના દેહભૂષાદિ આકર્ષક ગુણો વડે બલભદ્રનો નવેસર ગાઢ અનુરાગ પ્રાપ્ત કરવામાં સફળ થઈ જેને પોતે કનકવતી ધારતો તેને લઈને પતિ વલભીમાંથી છાનોમાનો પલાયન થયો ને નિર્દોષ રત્નવતી તરફ કરેલા અન્યાયથી પશ્ચાત્તાપ પામી જમાઈ જ દીકરીને ચુપચુપ લઈ ગયા છે એવું માની રત્નવતીનાં માતાપિતા નિશ્ચિંત રહ્યાં. માર્ગમાં રત્નવતીએ એક પણ્યદાસી લીધી ને બલભદ્ર ખેટકપુર જઈ પોતાની કુશળતાથી અઢળક ધન કમાયો એ પૌરજનોમાં અગ્રણી પદ પામ્યો ને ઘણા નોકર ચાકર નાખવા લાગ્યો. હવે એ જૂની દાસીને કઠોર વચન કહી વળી મારતો ને એથી એ દાસીએ પોતાના શેઠ કનકવતીને છાનીમાની લઈ ભાગી આવ્યા હોવાની જૂની ગુપ્ત વાત જાહેર કરી. આ વાત બહાર પડતાં લોભી દંડવાહીએ બલભદ્રનું સર્વસ્વ જપ્ત કરવાનો વિચાર કર્યો આ કટોકટીને વખતે એની પત્નીએ માર્ગ બતાવ્યો એ અનુસાર બલભદ્રે પોતાની પત્ની નગરશ્રેષ્ઠી નિધિપતિદત્તની કન્યા કનકવતી નહિ, પણ નાવિકપતિ ગૃહગુપ્તે પોતાને પરણાવેલી રત્નવતી જ હોવાનું જાહેર કર્યું ને એની ખાતરી કરવા વલભીપુર ગયેલો દૂત પાછો ફરે ત્યાંસુધી એ શ્રેણીની જામીનગીરીમાં રહ્યો ગૃહગુપ્તે ખેટકપુર

---

૨૧૭ पतिरेव दैवतं वनितानाम्, विशेषतः कुलजानाम्।

આવીને એની પત્ની પોતાની દીકરી રત્નવતી હોવાની ખાતરી આપી ને હવે બલભદ્રને એ જાણવા છતાં એના તરફ ગાઢ અનુરાગ રહ્યો. આ રીતે આ કથામાં દંપતીજીવનમાં ક્વચિત્ અંતરાય કરતા પૂર્વગ્રહને માનસશાસ્ત્રીય રીતે દૂર કરવાનો અદ્ભુત પ્રસંગ આલેખવામાં આવ્યો છે.[૨૧૮] કથાસરિત્સાગરમાં વલભીને લગતી ત્રણ કથા આવે છે, જે ગુણાઢ્યકૃત બૃહત્કથા જેટલી પ્રાચીન હોય તો પ્રાગ્-મૈત્રક-કાલની ગણાય. વસુદત્તની કથામાં[૨૧૯] વલભીના વણિક મહાધનની સંપત્તિનો તેમજ એના પુત્રે વેપાર અર્થે ખેડેલા સાહસિક દેશાટનનો ઉલ્લેખ નોંધપાત્ર છે.[૨૨૦] કીર્તિસેનાની કથામાં[૨૨૧] વેપારવણજ માટે પાટલિપુત્રથી વલભી આવેલા વણિક દેવસેનની પત્ની કીર્તિસેનાએ પોતાને ત્યાં સાસુના સિતમથી ત્રાસ પામી લાંબા અંતરનો વિકટ પ્રવાસ ખેડી વસુદત્તપુરમાં આવતા સાર્થવાહમાં પોતાના પતિને શોધી કાઢી એની સાથે ત્યાં જ વસવાટ કર્યાનો વૃત્તાંત આવે છે.[૨૨૨] ને વિષ્ણુદત્તની કથામાં[૨૨૩] અન્તર્વેદીથી વિદ્યોપાર્જન વાસ્તે વલભી આવવા નીકળેલો વિપ્રપુત્ર વિષ્ણુદત્ત અપશુકન થયા છતાં મૂર્ખ મિત્રોના દબાણથી પ્રયાણ કરતાં માર્ગમાં એક વ્યભિચારિણી શબરીને ત્યાં કરેલા રાતવાસા દરમિયાન કફોડી સ્થિતિમાં મુકાયાનો તેમજ પોતાની સાવધતાને લીધે પોતે તથા પોતાના મિત્રો એમાંથી

---

૨૧૮ આ કથા બ્રહ્મરાક્ષસે પૂછેલા कः काम. (સ્નેહ એટલે શું?) એ પ્રશ્નના ઉત્તરમાં પોતે કહેલા काम· संकल्प· (સ્નેહ એટલે મનનો વિચાર) એ વિધાનના ઉદાહરણ તરીકે મિત્રગુપ્તે રજૂ કરી હોય એ રીતે કવિએ નિરૂપી છે.

૨૧૯ તરંગ ૨૨. વળી જુઓ બૃહત્કથામંજરી, લંબક ૩, શ્લો ૬૨-૮૪.

૨૨૦ વિગતો માટે જુઓ સંદેશ, સદર, પૃ ૨૬૪-૬૫.

૨૨૧ તરંગ ૨૯. વળી જુઓ બૃહત્કથામંજરી, લંબક ૭, શ્લો. ૨૧૯-૨૬૩.

૨૨૨ વિગતો માટે જુઓ સંદેશ, સદર, પૃ. ૨૬૫-૬૬.

૨૨૩ તરંગ ૩૨. વળી જુઓ બૃહત્કથામંજરી લંબક ૭, શ્લો. ૩૭૯-૩૯૯.

ઊગરી ગયાનો પ્રસંગ નિરૂપાયો છે.[૨૨૪] બ્રહ્માંડ પુરાણની કોઈ પ્રત પરથી કવિ છોટમે રચેલી પ્રબોધિની એકાદશીની કથામાં 'સાગર તીરે' આવેલી વલભીપુરીના દામોદર નામે નૌકાવણિકની દાનશીલતાનો, ધીવરને આપેલા દાનથી એને લાગેલા દોષનો, સાબરમતી-વાત્રકના સંગમ તીર્થમાં તપ કરતા વૃદ્ધમુનિનો ને પ્રબોધિની એકાદશીના વ્રતથી થતા પાપનિવારણનો પ્રસંગ નોંધપાત્ર છે.[૨૨૫]

---

૨૨૪ વિગતો માટે જુઓ સંદેશ, સદર, પૃ. ૨૬૬-૬૭.
૨૨૫ કવિ છોટમ કૃત એકાદશી માહાત્મ્ય, પૃ ૧૮૫ ૯૮ (જુઓ સંદેશ, સદર પૃ. ૨૬૭)

## ૧૪. લલિત કલાઓ

૩૨૩. ચોસઠ કલાઓની યાદીમાં પહેલી ગણના ગીત વાદ્ય ને નૃત્ય એ ત્રણ લલિત કલાઓની કરવામાં આવી છે. દેવદેવીઓને લગતાં દાનશાસનોમાં દેવાલયોમાં ચાલતી ગીતવાદ્યનૃત્યની **ગીત વાદ્ય નૃત્ય** પ્રથાનો ઉલ્લેખ આવે છે. મૈત્રકકાલીન ગુજરાતના સાહિત્યમાં આ કલાઓ સંબંધી મહત્ત્વના ઉલ્લેખ કરતી કાવ્ય કે રૂપકની કૃતિઓ તેમજ એ કલાઓને લગતા શાસ્ત્રીય ગ્રન્થો ઉપલબ્ધ નથી, પરંતુ કાલિદાસ બાણ દંડી વગેરેની સમકાલીન કૃતિઓમાં આવતા કેટલાક ઉલ્લેખો પરથી ગીતવાદ્યનૃત્યની કલાઓના તત્કાલીન સ્વરૂપનો ખ્યાલ આવે છે.[1] વાદ્યોમાં વીણા ને મૃદંગ ખૂબ પ્રચલિત હતાં. બાઘ ગુફાઓમાંનાં ચિત્રોમાં એક જગ્યાએ વીણા જેવું વાદ્ય દેખા દે છે.[2] વળી એ ચિત્રોમાં આલેખેલાં વૃંદ-વાદ્યનાં બે દૃશ્યોમાં મૃદંગ મંજીરા ને દાંડિયા નજરે પડે છે.[3] વીણા એ તત વર્ગનું, મૃદંગ आनद्ध વર્ગનું, વાંસળી સુષિર વર્ગનું ને મંજીરા એ ઘન વર્ગનું વાદ્ય ગણાય છે. બાઘ ગુફાઓમાં ઉપર જણાવેલાં ચિત્રોમાં હલ્લીસક નામે

નિર્દેશ આવે છે તેમજ જલતરંગ જેવા ઉદકવાદ્યનો યે ઉલ્લેખ આવે છે.[૫] કવિવર કાલિદાસે રચેલા 'માલવિકાગ્નિમિત્ર' નાટકમા નૃત્યપરીક્ષાને લગતો એક આબેહૂબ પ્રસંગ નિરૂપવામાં આવ્યો છે. દશકુમારચરિતમાં નિરૂપેલો કંદુકક્રીડાનો પ્રસંગ પણ અહીં ઉલ્લેખનીય છે.[૬] નાટ્યકલા કેટલીક વાર નૃત્યકલાની અંતર્ગત ગણાતી, પરંતુ એ બે કલા વચ્ચે નિકટ સંબંધ હોવા છતાં નાટ્યકલાને પોતાનું સ્વતંત્ર સ્થાન છે. દાનશાસનોમા આવતાં સ્થળનામોમા नट्टक ને नाटय શબ્દ દેખા દે છે એ અહીં ઉલ્લેખપાત્ર છે. મૈત્રકકાલીન ગુજરાતના સાહિત્યમાં કોઈ રૂપકનો નમૂનો ઉપલબ્ધ નથી, પરંતુ સમકાલીન ભારતીય સાહિત્યમાં એ પ્રકાર ઘણો ખીલ્યો હોવાનું માલૂમ પડે છે. હર્ષદેવે રચેલી 'પ્રિયદર્શિકા' નાટિકામાં ગર્ભાંકનું દૃશ્ય આવતું હોવાથી એમાં એ કાલના નાટ્યપ્રયોગનો નમૂનો જોવા મળે છે.

**વાસ્તુકલા**

૩૨૪. લલિતકલાઓમાં વાસ્તુકલા અર્થાત્ મકાન બાંધવાની કલાનો સમાવેશ થાય છે. મૈત્રકકાલીન નગરોનું વ્યવસ્થિત ખોદકામ થયું નહિ હોવાથી એ કાલની નગરરચનાના તેમજ મકાનોના બાંધકામની શૈલીના પ્રત્યક્ષ નમૂના મળ્યા નથી. વલભીપુરનાં ખંડેરોમાં મોટી ઈંટોના ને મોટાં નળિયાંના નમૂના નીકળ્યા કરે છે. વલભીપુરને દુર્ગ હતો ને એ દુર્ગને મોટા દરવાજા (પ્રદ્વાર) હતા,[૭] પરંતુ એના અવશેષ શોધાયા નથી. એવી રીતે ગિરિનગર, ખેટકપુર, ભરુકચ્છ, દશપુર ને આનંદપુર જેવાં અન્ય નગરોની નગરરચના તેમજ દુર્ગરચના વિશે પણ સંશોધન કરવાનું છે દાનશાસનોમા દેવાલય, વિહાર, સભા, આવસથ, સત્ર, પ્રપા, વાપી,

૫ જુઓ પૃ. ૪૫૬, પા. ટી. ૮૬.
૬ ઉચ્છ્વાસ-૬
૭ જુઓ વિજયછાવણીના સ્થાનના ઉલ્લેખમાં वलभी–प्रद्वार (લેખ ૪૦-૪૧)

કૂપ ઇત્યાદિ અનેકવિધ સાર્વજનિક બાંધકામનો ઉલ્લેખ આવે છે,[૮] પરંતુ એમાંના કોઈ બાંધકામના પ્રત્યક્ષ અવશેષ પ્રાપ્ત થયા નથી. મૈત્રક-કાલીન ગુજરાતના સ્થાપત્યની વિગતો સાહિત્યિક સાધનસામગ્રીમાં પણ ખાસ ઉપલબ્ધ નથી, પરંતુ એ કાલ દરમિયાન ગુજરાતની પડોશમાં આવેલા પ્રદેશમાં રચાયેલી વગાદમિહિરની બૃહત્સંહિતામાં આપેલા વાસ્તુવિદ્યાના અધ્યાયો પરથી એ કાલની વાસ્તુરચના વિશે ઘણી માહિતી મળે છે.[૯] એમાં ખાસ કરીને નૃપ, સેનાપતિ, સચિવ, યુવ-રાજ, કુમાર, સામન્ત, અધ્યક્ષ, દૈવજ્ઞ, પુરોહિત, ભિષક્ ઇત્યાદિ અધિકારીઓનાં તેમજ બ્રાહ્મણાદિ વર્ણના સામાન્ય ગૃહસ્થોનાં મકાનો (વાસ્તુ)ની યોજનાનો ખ્યાલ આપવામાં આવ્યો છે. દાખલા તરીકે નૃપગૃહ પાંચ પ્રકારનાં જણાવવામાં આવ્યાં છે, જેમાં ઉત્તમ પ્રકારનું નૃપગૃહ ૧૦૮ હસ્ત પહોળું, ૧૩૫ હસ્ત લાંબું ને ૧૦૮ હસ્ત ઊંચું જણાવવામાં આવ્યું છે.[૧૦] સેનાપતિના ગૃહનો વિસ્તાર વધુમાં વધુ ૬૪ હસ્ત × ૭૪⅔ હસ્ત, સચિવના ગૃહનો ૬૦ હસ્ત × ૬૯⅓ હસ્ત, યુવરાજના ગૃહનો ૮૦ હસ્ત × ૧૦૬⅔ હસ્ત, કુમારના ગૃહનો ૪૦

પરંતુ કોઈ પણ મકાન ૧૦૮ હસ્ત કરતાં ઊંચું ન હોય એવો આગ્રહ રાખવામા આવતો.[૧૨] ભવનની અંદરના ખંડ(શાલા) ને રવેશ(અલિન્દ)નાં યે પ્રમાણ આપવામાં આવ્યાં છે. નૃપગૃહના નીચલા મજલાની ઊંચાઈ ૧૦$\frac{૧}{૨}$ હસ્ત ને ઉપરના દરેક મજલાની ઊંચાઈ એની નીચેના મજલાની ઊંચાઈ કરતાં $\frac{૧}{૧૨}$ જેટલી ઓછી જણાવવામાં આવી છે.[૧૩] ભિત્તિ(ભીંત)નુ માપ ભવનના વિસ્તાર કરતાં $\frac{૧}{૧૬}$ ગણવામા આવતુ[૧૪] આ બધાં માપ ઇષ્ટકા(પાકી ઈંટ)નાં વાસ્તુ માટે હતાં; લાકડાનાં વાસ્તુ માટે યથેષ્ટ માપની છૂટ હતી.[૧૫] સામાન્ય ગૃહસ્થના મકાનનું દ્વાર વધુમાં વધુ ૧$\frac{૧}{૨}$ હસ્ત પહોળું ને ૩$\frac{૧}{૨}$ હસ્ત ઊંચું રાખવામાં આવતું. દ્વારશાખા (બારસાખ) ને ઉદુમ્બર(ઊમરા)નું માપ એના પ્રમાણમાં ગણાતું.[૧૬] સ્તંભનો વચલો ભાગ ચતુરસ્ર (ચોરસ), અષ્ટાસ્ર, ષોડશાસ્ર કે વૃત્ત (ગોળ) રાખવામાં આવતો. એના નીચલા ને ઉપલા ભાગમાં ઘટ પદ્મ વગેરે આકાર રચવામાં આવતા.[૧૭] શાલા, અલિન્દ ને દ્વારની રચના અનુસાર ભવનના સર્વતોભદ્ર, નન્દ્યાવર્ત, વર્ધમાન, સ્વસ્તિક ને રુચક એવા જુદાજુદા પ્રકારના પ્લાન પ્રચલિત હતા. ચાર દિશામાં ચાર દ્વારવાળું સર્વતોભદ્ર નૃપગૃહો ને દેવગૃહો માટે અને પૂર્વ દક્ષિણ ને ઉત્તરમાં દ્વારવાળું નન્દ્યાવર્ત તેમજ પૂર્વ પશ્ચિમ ને ઉત્તરમાં દ્વારવાળું વર્ધમાન સર્વ ગૃહો માટે ઉત્તમ પ્રકારનું મનાતું.[૧૮] ઉત્તર સિવાયની દિશામાં એક દ્વારવાળાં બાકીનાં ગૃહ મધ્યમ કોટિનાં ગણાતા.[૧૯] ઘણાં મકાનોમાં ચોકની આસપાસ ચાર

૧૨ શ્લો. ૧૬

૧૩ શ્લો. ૨૨

૧૪-૧૫ શ્લો. ૨૩

૧૬ શ્લો. ૨૫-૨૭

૧૭ શ્લો. ૨૮-૨૯

૧૮ શ્લો. ૩૧-૩૬

૧૯ શ્લો. ૩૭-૪૧

બાજૂ ચાર ખંડ રાખવામાં આવતા. ત્રણ ખંડવાળા મકાનોમા ઉત્તર ને પૂર્વ ખંડ વગરના મકાન શુભ ગણાતાં ને બે ખંડવાળાં મકાનોમાં પશ્ચિમ ને દક્ષિણ ખંડના મકાન શુભ ગણાતાં.[૨૦] ચતુઃશાલ ભવનમાં ઈશાનમા દેવગૃહ, પૂર્વમા શ્રીગૃહ, અગ્નિમાં મહાનસ(રસોડું), દક્ષિણમાં શયનગૃહ, નૈર્ઋત્યમાં ભાંડાગાર(ભંડાર), પશ્ચિમમાં ભોજનગૃહ, વાયવ્યમાં ધનધાન્યગૃહ ને ઉત્તરમા દ્રવ્યગૃહ રાખવામાં આવતું.[૨૧] ગૃહરચના ને ગૃહપ્રવેશ અંગે વાસ્તુનરની માન્યતા પ્રચલિત હતી.

**દેવાલયો**

૩૨૫. બૃહત્સંહિતામા દેવાલય વિશે એક ખાસ અધ્યાય આપવામાં આવ્યો છે. દેવાલય માટે એમાં देवतायतन શબ્દ પ્રયોજાયો છે, જ્યારે દાનશાસનોમા देवकुल શબ્દ પ્રચલિત હતો. બૃહત્સંહિતામાં જણાવ્યુ છે તેમ દેવાલયના સ્થાનની પસંદગી નદી, સરોવર, નિર્ઝર, વન, પર્વત ને ઉપવન–ઉદ્યાનની સમીપમાં કરવામાં આવતી.[૨૩] નાનાં દેવાલય એક ભૂમિ-(મજલા)ના ને એક શિખરવાળાં બંધાતાં. એનો વિસ્તાર ૯, ૧૨ કે ૧૬ હસ્ત જેટલો રખાતો. એની ઊંચાઈ એથી બમણી રાખવામાં આવતી. એની કટિની ઊંચાઈ એના ત્રીજા ભાગની રહેતી. ગર્ભગૃહનો વિસ્તાર એના કુલ વિસ્તારથી ½ ભાગનો રહેતો. એના દ્વારનો વિસ્તાર એના ¼ ભાગનો રખાતો. દ્વારની શાખાઓ ને દ્વારના ઉદુમ્બરોનો વિસ્તાર દ્વારના વિસ્તાર કરતાં ¼ ભાગનો રહેતો. શાખાના નીચલા ચોથા ભાગમાં બે બાજુ એ પ્રતીહાર(દ્વારપાલ) ગોઠવવામાં આવતા. એના ઉપલા ભાગ પર મંગલવિહંગ(પક્ષી) શ્રીવૃક્ષ સ્વસ્તિક ઘટ મિથુન પત્રવલ્લી પ્રમથ(ગણ) ઇત્યાદિ આકૃતિઓ કોતરવામાં આવતી. દ્વારની

૨૦ શ્લો. ૩૬–૪૧
૨૧ શ્લો. ૧૧૬
૨૨ અધ્યાય ૫૫ (प्रासाद–लक्षणम्)
૨૩ શ્લો. ૩–૮

ઊંચાઈ કરતા પ્રતિમાની ઊંચાઈ ⅞ ઓછી રાખતા ને એમા એનો ⅛ ભાગ એની પિણ્ડિકા(પીઠિકા)મા રોકતા.[૨૪] દેવાલયના પ્રાસાદનો આકાર વૃત્ત(ગોળ), ચતુષ્કોણ, સમકોણ, ષોડશકોણ એમ અનેક પ્રકારનો ઘડાતો. મોટા દેવાલયોમાં પાચ છ સાત આઠ કે દસ ભૂમિ (મજલા) રાખતા એ દેવાલયો પર અનેક શૃંગ (શિખર) રચતા. છવીસ હસ્તનો વિસ્તાર ધરાવતા પાચ મજલાવાળા ચોરસ પ્રાસાદને સર્વતાભદ્ર કહેતા, બત્રીસ હસ્તના વિસ્તારના બાર મજલાવાળા ષટ્કોણ પ્રાસાદને મેરુ કહેતા, દસ મજલાના ને ત્રીસ હસ્તના વિસ્તારવાળા પ્રાસાદને મન્દર કહેતા, અઠ્ઠાવીસ હસ્તના ને આઠ મજલાના પ્રાસાદને કૈલાસ કહેતા. એમ અનેક પ્રકારના પ્રાસાદ ગણાવવામાં આવ્યા છે.[૨૫]

૩૨૬. મૈત્રકકાલીન દેવાલયોના કેટલાક નમૂના સૌરાષ્ટ્રનાં પ્રાચીન સ્મારકોમાં નજરે પડે છે. એમાં સહુથી પ્રાચીન દેવાલય હાલાર જિલ્લામા બરડા ડુંગરના પ્રદેશમાં ઘૂમલીની ઉત્તર-પૂર્વે આવેલા ગોપ ગામનું પથ્થરનુ દેવાલય (પટ્ટ ૯) છે,[૨૬] જે ગુજરાતના બાંધેલા દેવાલયોમાં સહુથી જૂનુ ઉપલબ્ધ દેવાલય ગણાય છે. એમાં વચ્ચે ગર્ભગૃહ છે, જેનો અંદરનો વિસ્તાર ૧૦॥ ફૂટ ચોરસ ને બહારનો વિસ્તાર લગભગ ૧૬ ફૂટ ચોરસ જેટલો છે. ગર્ભગૃહને ફરતો મંડપ છે. મંડપની દીવાલ ને ગર્ભગૃહની દીવાલ વચ્ચે લગભગ ૯॥ ફૂટના અંતરનો પ્રદક્ષિણાપથ છે. મંડપની દીવાલનો અંદરનો વિસ્તાર ૩૫ ફૂટ ચોરસ ને બહારનો વિસ્તાર ૪૩ ફૂટ ચોરસ જેટલો છે. એના પીઠના ભાગ પર ચારે બાજૂ વચ્ચે એકેક ને દરેક ખૂણાની બે બાજૂએ બબ્બે ગોખલા છે, જેમાં દેવોની પ્રતિમાઓના અવશેષ નજરે પડે છે. ગોખલાઓની વચ્ચેના ભાગ

---

૨૪ શ્લો. ૧૧-૧૬

૨૫ શ્લો. ૧૭-૨૮

૨૬ બર્જેસ, એન્ટિક્વિટિઝ ઑફ કચ્છ ઍન્ડ કાઠિયાવાડ, પૃ. ૧૮૩, ચિત્ર ૫૧-૫૩; કઝન્સ, સોમનાથ, પૃ. ૩૭; પટ્ટ ૨૭-૨૮

પર પણ નાની આકૃતિઓ કોતરેલી છે. આ મંડપની બહાર જરા નીચી બીજી પીઠિકા આવેલી છે, જેનો પૂર્વ પશ્ચિમ વિસ્તાર લગભગ અંદરના પ્રદક્ષિણાપથ જેટલો છે. આ પીઠિકા મૂળ અંદરના મંડપની ચારે બાજૂ હોવાનું માલુમ પડે છે, પરંતુ હાલ એનો પૂર્વ બાજૂના વચલા ભાગ સિવાયનો ઘણો ભાગ તૂટી ગયેલો છે. અંદરના મડપની દીવાલનો ઉપલો ભાગ પણ મોજૂદ રહ્યો નથી. ગર્ભગૃહની દીવાલો લગભગ ૨–૨॥ ફૂટ જાડી ને ૧૭ ફૂટ ઊંચી છે. એની ટોચની નજીકમાં મડપની છતની પાટડીઓના બાકાં નજરે પડે છે, મંડપની સપાટ છત હાલ બિલકુલ મોજૂદ રહી નથી, પરંતુ બીલેશ્વર ને સુત્રાપાડાના મંદિરોમાં આ પ્રકારની છતનો નમૂનો જળવાઈ રહ્યો છે. દીવાલો પર કંઈ કોતરકામ કરવામાં આવ્યુ નથી. દીવાલોની ટોચ પર પગથિયા-બંધી પિરામિડના ઘાટનુ શિખર છે, જે લગભગ ૬ ફૂટ ઊંચું છે. એને ત્રણ મજલા છે, જે એકબીજાથી એકદમ અલગ તરી આવે છે. નીચલા પહોળા મજલામાં ચારે બાજૂ બબ્બે ચૈત્ય વાતાયન ને વચલા સાંકડા મજલામાં એકેક ચૈત્ય વાતાયન નજરે પડે છે જેની અંદર ગણપતિ જેવા દેવોની પ્રતિમા કોતરવામા આવી હતી. છેક ઉપલા મજલામાં શિખરની ટોચની શંકુ ઘાટની શિલા ગોઠવેલી છે. શિખરનો અંદરની બાજૂનો ભાગ પોલો છે. ગર્ભગૃહમા પીળા પથ્થરની જે બે પ્રતિમાઓ છે તેને ગામના લોકો હાલ રામ-લક્ષ્મણની મૂર્તિઓ તરીકે

જણાતા કાશ્મીરના માર્તંડ મંદિર સાથેના અમુક સામ્ય પરથી એની સ્થાપત્યશૈલીમાં સહેજ લોકો મારફતે કાશ્મીરની અસર આવી હોવાની કલ્પના કરી છે[28] પરંતુ સાંકળિયા માને છે તેમ એમાં બૌદ્ધ ધર્મ દ્વારા ગન્ધાર શૈલીની અસર આવી હોય એ વધુ સંભવિત છે[29] ઉપરકોટની ગુફાઓમાં કોતરેલા ચૈત્યવાતાયનો સાથે આ દેવાલયના ચૈત્યવાતાયનોને સરખાવતાં આ દેવાલય સ્પષ્ટત ક્ષત્રપકાલ પછીનું અર્થાત્ ગુપ્તકાલનું કે મૈત્રકકાલના આરંભનું જણાય છે.

૩૨૭ મૈત્રકકાલીન દેવાલયની સ્થાપત્યશૈલીનો ક્રમિક વિકાસ વિસાવાડા બીલેશ્વર ને સુત્રાપાડાના દેવાલયોમાં નજરે પડે છે. વિસાવાડા પોરબંદરની ઉત્તર-પશ્ચિમે પંદર માઈલને અંતરે સમુદ્રતટે આવેલું છે ત્યાંના નાના જૂના દેવાલય(પટ્ટ ૧)માં ગર્ભગૃહની આસપાસ પ્રદક્ષિણાપથ છે ને ગર્ભગૃહની મોખરે લાંબો મંડપ છે મંડપની દીવાલો મોજૂદ રહી નથી તેમ ગર્ભગૃહની માત્ર આગલી દીવાલમાં જ મંડપની છતની પાટડીઓ ખોસવાના બાકા છે આગલા ભાગમાં મંડપની છત ટેકવવાના ચાર સ્તંભની નિશાની માલુમ પડે છે. દીવાલોની બહારની બાજૂ પર કંઈ સુશોભન કરવામાં આવ્યું નથી ગર્ભગૃહ પરનું શિખર ચાર મજલામાં બાંધેલું છે, જેમાં દરેક બાજૂએ નીચેથી અનુક્રમે ચાર, ત્રણ, બે ને એક ચૈત્ય વાતાયનની આકૃતિ ઘડવામાં આવી છે. આ આકૃતિનો આકાર સીધા ઢળતા કોણનો નહિ, પણ વૃત્તપાદ ઘાટના વળાંકનો છે વળી આ વાતાયનોમાં કોઈ મૂર્તિઓ બેસાડવામાં આવી નથી શિખરની ટોચે આમલક શિલા ને કદાચ કલશ પણ હતો. આમ આ શિખરગો ગોપ દેવાલયના શિખરની સરખામણીએ જુદી જાતની

૨૮ કઝન્સ, સોમનાથ, પૃ. ૬
૨૯ સાંકળિયા, સદર, પૃ ૫૭-૫૯
૩૦ સદર, પૃ ૫૯
૩૧ કઝન્સ, સોમનાથ, પૃ ૪૪-૪૫

અનેક વિગતો નજરે પડે છે. આ દેવાલય કયા દેવનું હતુ એ સ્પષ્ટ થતું નથી, પરંતુ એ સૂર્ય મંદિર હોવા સંભવે છે.[૩૨] **બીલેશ્વર** મહાદેવનું મંદિર (પટ્ટ ૨, ૩ અ) પોરબંદરથી ઉત્તર-પૂર્વે, પંદરેક માઇલના અંતરે બરડા ડુંગરના પ્રદેશમાં આવેલું છે.[૩૩] આ દેવાલયમાં પણ ગર્ભગૃહ મંડપની વચ્ચે ગોઠવેલું છે, પરંતુ એને પછીત તરફ થોડું પાછું હઠાવવામાં આવ્યું છે.[૩૪] આ દેવાલયમા મડપની દીવાલો જળવાઈ રહી છે. એ દીવાલોમાં વચ્ચે વચ્ચે કૃત્રિમ સ્તંભના આકાર ઘડવામા આવ્યા છે ને એની ટોચે કારનિસ કાઢવામા આવ્યું છે. બાકીનો બધો ભાગ છેક સાદો અર્થાત્ કોઈ જાતના સુશોભન વિનાનો છે. શિખરનો ઘાટ વિસાવાડા દેવાલયના શિખર જેવો છે, પરંતુ અહીં મજલાની ને એ અનુસાર ચૈત્યવાતાયનોની સંખ્યા વધારી છથી એક વાતાયનવાળા છ મજલા બાંધવામા આવ્યા છે તેમજ દરેક કોણના ચૈત્યવાતાયન પર આમલક ને કલશ ઉમેરીને નાના શિખરોનો દેખાવ ખડો કરવામાં આવ્યો છે. **સુત્રાપાડા** સોમનાથ પાટણથી આઠ માઈલ દક્ષિણ-પૂર્વે સમુદ્રકાંઠા પર આવેલું છે. એ ગામ ને સમુદ્રતટની વચ્ચે એક જૂનું સૂર્યમંદિર (પટ્ટ ૩ આ, ૧૦)છે,[૩૫] જેમાં હાલની મૂર્તિની પ્રતિષ્ઠા વિ. સં. ૧૩૫૭માં થયેલી છે.[૩૬] પરંતુ મૂળ દેવાલય મૈત્રકકાલ જેટલું પ્રાચીન છે. દેવાલયનો ઘાટ વિસાવાડાના દેવાલયના જેવો લંબચોરસ છે. એની અંદર ગર્ભગૃહને ફરતો પ્રદક્ષિણાપથ છે ને ગર્ભગૃહની મોખરે મંડપ છે. મંડપની દીવાલો તદ્દન સાદી છે. પ્રદક્ષિણાપથની તેમજ મંડપની છત સરખી સપાટીએ છે એની અંદર પાટડીઓ પર વચ્ચેવચ્ચે શિલાઓ ગોઠવેલી છે ને છતને બહારની

૩૨ સદર, પૃ. ૪૪
૩૩ સદર, પૃ. ૪૦; પટ્ટ ૩૬, ૩૭, ૩૯
૩૪ ઉપલા કારનિસની ઉપરનો તમામ ભાગ અર્વાચીન છે (સદર, પૃ. ૪૦).
૩૫ સદર, પૃ. ૪૧; પટ્ટ ૪૦, ૪૧, ૪૨
૩૬ સદર, પૃ. ૪૧

બાજૂએ ચારે તરફ ઢળતી નખેલી છે. પાછલા ભાગમાં ગર્ભગૃહનું ઊંચું શિખર નજરે પડે છે. શિખરમા એકંદરે સાત મજલા છે. દરેક મજલાના વચલા ભાગમા ચૈત્યવાતાયનોની ત્રિદલ આકૃતિ કોતરવામા આવી છે ને દરેક કોણના ચૈત્યવાતાયન પર માત્ર આમલક આકૃતિ ઉમેરવામા આવી છે. શિખરની ટોચે આમલક ને કલશ નજરે પડે છે. શિખરની આ શૈલી આગળ જતા ચૌલુક્ય કાલના દેવાલયોમાં ખાસ વિકાસ પામી છે.[૩૭] વળી મંડપની છત પર બેઠા પિરામિડ ઘાટનુ છાપરું રચવાની પ્રથા પણ પહેલવહેલી આ દેવાલયમા દેખા દે છે. મંડપની અંદર છતના ટેકારૂપે ચાર સ્તંભ ગોઠવેલા છે. ગર્ભગૃહના પ્રવેશદ્વાર પર ગણપતિની આકૃતિ નજરે પડે છે. દેવાલયની બાજૂમાં આવેલા કુંડ પાસે સૂર્યની બે ખંડિત પ્રાચીન મૂર્તિઓ મળી હતી. વઢવાણ પાસે આવેલા **થાન** ગામમાં પંદરમી સદીના મોટા સૂર્યમંદિરની નજીકમાં જે નાનું મંદિર[૩૮] આવેલું છે તે પણ મૈત્રકકાલ જેટલું પ્રાચીન છે સમચોરસ ગર્ભગૃહની આસપાસના પ્રદક્ષિણાપથ ને મંડપના ભાગ નષ્ટ થયા છે. મંડપના સ્તંભ પણ મોજૂદ રહ્યા નથી. ગર્ભગૃહની દીવાલો પર સુશોભનના ત્રણ થર દેખા દે છે. નીચલો થર અંતર્બહિસ્ત્ર(cyma recta) ઘાટનો છે ને એના પર બધે પદ્મપત્રોની આકૃતિ કોતરવામાં આવી છે. એના પરનો થર જરા ફણાઘાટનો છે. એના પર કલશ–થર આવેલો છે ને એના પર ગલ–થર આવેલો છે, જેની અંદર અંતરે અંતરે ચૈત્ય–વાતાયનની આકૃતિ કોતરેલી છે. દીવાલની જંઘાના ભાગમાં ત્રણ બાજૂ ત્રણ ગોખલા છે. દક્ષિણ બાજૂના ગોખલામાં કોઈ દેવીસહિત દેવની ખંડિત પ્રતિમા (પટ્ટ ૪ આ) છે, જેને ગણપતિની માનવામાં આવી છે. પરંતુ એનું શિર ગુમ થયુ હોવાથી એનો ચોક્કસ નિર્ણય કરવો મુશ્કેલ

૩૭ આ દેવાલયના શિખરમા પ્રાગ્–ચૌલુક્ય શૈલીનો અંત આવી એની જગ્યાએ ચૌલુક્ય શૈલીનો આરંભ થયો ગણાય છે (સાંકળિયા, આગ્, પૃ. ૬૩)

૩૮ કઝન્સ, સદર, પૃ. ૪૮–૪૯; પટ્ટ ૪૮, ૫૦

છે.[૩૯] ઉત્તરના ગોખલામાં ગણપતિની ને પશ્ચિમના ગોખલામાં વરાહની મૂર્તિ છે ગોખલાની ટોચે પગથિયાંવાળી પિરામિડના જેવો ચૈત્યવાતાયન-નો ઘાટ રજૂ કરવામાં આવ્યો છે. દીવાલની ટોચે તોરણ ને ઘટાઓથી સુશોભિત કારનિસ નજરે પડે છે. ગર્ભગૃહ પરનું શિખર નષ્ટ થઈ ગયું છે. ગર્ભગૃહમાં મૂળ પ્રતિમા જળવાઈ રહી નથી, પરંતુ એની અંદર પછીતને અડીને પ્રતિમાની પીઠિકા કરેલી છે એ પરથી એ શિવાલય ન હોવાની ખાતરી થાય છે ને વરાહાવતારની પ્રતિમા પરથી આ મંદિર વિષ્ણુનું હોવા સંભવે છે.[૪૦] ગર્ભગૃહના પ્રવેશદ્વારનું ચોકઠું મોજૂદ રહ્યું નથી, નહિ તો એના પર કોતરેલી આકૃતિઓ પરથી આ દેવાલયના દેવની વધુ ખાતરી થાત. આ રીતે સુરાષ્ટ્રનાં આ પ્રાચીન દેવાલયોમાં ગર્ભગૃહને ફરતા મરખા અંતરના છતવાળા પ્રદક્ષિણાપથ ને દ્રવિડી શૈલીના જેહા ઘાટના શિખરનાં વિલક્ષણ ધરાવતા ગોપ દેવાલયની પ્રાચીન શૈલીમાંથી ગર્ભગૃહની સન્મુખ વિસ્તરતા મંડપનું તેમજ કંઈક ઊંચા ને સળંગ ઘાટના શિખરનું વિશિષ્ટ લક્ષણ ધરાવતા બિલેશ્વર–સુત્રાપાડા દેવાલયની શૈલી કેવી રીતે વિકસી એનાં ક્રમિક પદ નજરે પડે છે.[૪૧]

૩૨૮. સોમનાથ પાટણની દક્ષિણપૂર્વે ને સુત્રાપાડાની પશ્ચિમે આવેલ કદવાર ગામનું જૂનું દેવાલય[૪૨] (પટ્ટ ૫ થી ૭) જરા જુદા ઢબનું છે. એનું ગર્ભગૃહ સમચોરસ નહિ પણ લંબચોરસ છે ને એની લાંબી બાજુ ઉત્તરદક્ષિણની છે, જ્યારે ગર્ભગૃહને ફરતા પ્રદક્ષિણાપથ ને પૂર્વદ્વારની મોખરે આવેલા મંડપ સાથેના આખા દેવાલયનો લંબચોરસ

---

૩૯ કાં તો એ વામનાવતારની યે હોય એવી શંકા કઝન્સ પોતે જ રજૂ કરે છે (સદર, પૃ. ૪૮, પા. ટી. ૧).

૪૦ સદર, પૃ. ૪૮

૪૧ જુઓ સાંકળિયા, આર્કે, પૃ. ૬૦-૬૩.

૪૨ કઝન્સ સોમનાથ, પૃ. ૩૮-૩૯, પટ્ટ ૩૦-૩૫

પૂર્વપશ્ચિમ લાંબો છે. મંડપનો ઉત્તરદક્ષિણ વિસ્તાર માત્ર ગર્ભગૃહના જેટલો જ રાખવામાં આવ્યો છે ને એથી દેવાલયનો આગલો ભાગ એના પાછલા ભાગ કરતાં સાકડો છે. છતાં એના આગલા ખૂણા આગળ દક્ષિણમાં ને પૂર્વમાં તેમજ જમણા ખૂણા આગળ પૂર્વમાં ને ઉત્તરમાં નાની ઓસરી કાઢી હોવાથી એ ભાગ મોખરેથી જોતાં એવો સાકડો જણાતો નથી. દેવાલયની દીવાલો તદ્દન સાદી છે ને એની પીઠિકા પર સુશોભનના થર કોતરેલા છે. ઓસરીઓની છત નીચી છે ને એને ચાર ખૂણે ચાર ટૂંકા પાતળા સ્તંભ પર ટેકવેલી છે. મંડપની છતને ટેકવવા માટે વચ્ચેના ભાગમાં બે હરોળમાં ત્રણ-ત્રણ સ્તંભ ગોઠવેલા છે. આ સ્તંભ સાદા ને સમચોરસ છે, એનો મુખ્ય ભાગ ખૂબ ભારે હોય છે ને એનો ઉપલો ભાગ અજંટાના સ્તંભના ઉપલા ભાગના જેવો હોય છે. ગર્ભગૃહ પરના શિખરનો માત્ર નીચલો થર જ મોજૂદ રહ્યો છે ને એમાં ચૈત્યવાતાયનોની આકૃતિ નજરે પડે છે. એનો ઉપલો ભાગ મોજૂદ રહ્યો હોત તો આ દેવાલયના સ્થપતિએ લંબચોરસ ગર્ભગૃહ પરના શિખરનો ઘાટ કેવો લીધો હશે એનો ખ્યાલ આવત.[૪૩] ગર્ભગૃહના પ્રવેશદ્વારના ચોકઠા પર પુષ્પો ને ચતુર્ભુજ આકૃતિઓનાં સુશોભન કરેલાં છે. એની બારસાખની બાજૂમાં કુંભશિખરથી શોભતા સ્તંભાકાર કોતરેલા છે ને બારસાખના નીચલા ભાગ પર એક બાજૂ યમુનાની ને બીજી બાજૂ ગંગાની આકૃતિ દેખા દે છે, જે હાલ ઘણી ઘસાઈ ગયેલી છે. ચોકઠાના ઉપલા ઉદુમ્બર પર વચ્ચે વિષ્ણુની ને એની ઉપર પાટડા પર ગણપતિની આકૃતિ નજરે પડે છે. એ પાટડાની ઉપર પાંચ નાના ગોખલાઓની આડી સળંગ પટ્ટી દેખા દે છે એ ગોખલાઓમાં ડાબી બાજૂથી શરૂ કરતાં અનુક્રમે સૂર્ય, બ્રહ્મા, વિષ્ણુ, શિવ ને ચન્દ્રની નાની પ્રતિમા નજરે પડે

૪૩ સદર, પૃ. ૩૯

છે. દરેક ગોખલામાં બે બાજુએ બે સ્તંભ અને એની ઉપરના ભાગમાં નીચે ચૈત્યવાતાયનોના બે થર ને એની ઉપર અગલક શિલા ધરાવતા જૂની ઢબના શિખરનો દેખાવ રજૂ કરવામાં આવ્યો છે. આ નાના નમૂના ગર્ભગૃહના નષ્ટ શિખરના ઘાટનો ખ્યાલ આપવામાં ઘણા ઉપયોગી છે ને એ પરથી આ દેવાલય વિસાવાડા દેવાલય જેટલું પ્રાચીન જણાય છે.[૪૪] ગર્ભગૃહની અંદર વચ્ચે વરાહાવતારની કદાવર મૂર્તિ મૂકેલી છે ને એની પ્રભાવલી પર બાકીના નવ અવતારોનાં શિલ્પ કોતરેલાં છે. પરંતુ ગર્ભગૃહના લંબચોરસ ઘાટ પરથી એમાં મૂળ વરાહાવતારની જ નહિ પણ દશેય અવતારોની મૂર્તિઓ હોવી જોઈએ એવું સ્પષ્ટ થાય છે.[૪૫] દેવાલયનાં છૂટક શિલ્પોમાં જણાતાં વામન, નૃસિંહ, પરશુરામ ને બુદ્ધ વગેરેનાં શિલ્પો પરથી આ મતને સમર્થન મળે છે.[૪૬] આ શિલ્પો, વરાહની મૂર્તિ ને પ્રવેશદ્વારની રચના (ખાસ કરીને એના પરની ગંગા–યમુનાની આકૃતિઓ)માં ગુપ્ત સામ્રાજ્યની શિલ્પશૈલીની અસર જણાય છે.[૪૭] લંબચોરસ ગર્ભગૃહવાળા દેવાલયનો એક બીજો નમૂનો ગોહિલવાડ જિલ્લામાં તળાજા ને મહુવાની વચ્ચે સમુદ્રકાંઠે આવેલા કલસાર ગામમાં રહેલો છે.[૪૮] આ ખંડેર ગામના મહુથી ઊંચા ભાગમાં આવેલું છે. મંદિર (પટ્ટ ૮) પૂર્વાભિમુખ છે ને એનું ગર્ભગૃહ પૂર્વપશ્ચિમ ૮॥ ફૂટ ને ઉત્તરદક્ષિણ ૧૪ ફૂટ લાંબું છે. એની સન્મુખ આવેલા મંડપનો વિસ્તાર ૯॥ × ૮॥ ફૂટ જેટલો છે. એમાંથી કદવાર દેવાલયના મંડપમાંથી કાઢી છે તેવી બાજુની ઓસરીઓ કાઢેલી નથી.

૪૪ સાંકળિયા, આગ્, પૃ. ૬૪
૪૫ કઝન્સ, સદર, પૃ. ૩૮
૪૬ સદર, પટ્ટ ૩૫
૪૭ સાંકળિયા, આગ્, પૃ. ૬૪
૪૮ ૨. મ. રાવળ, ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક, પુ ૧૧, પૃ. ૮૧–૮૮ (સ્થાનિક લોકો એને ફિરંગીના મંદિર તરીકે ઓળખતા, પરંતુ ૧૯૪૭માં શ્રી. રવિશંકર રાવળે પ્રસંગતઃ એની મુલાકાત લીધી ત્યારે એના મૂળ સ્વરૂપની માહિતી મળી.)

દેવાલયનો એકંદર વિસ્તાર પૂર્વપશ્ચિમ ૨૪ ફૂટ જેટલો અને ઉત્તરદક્ષિણ પાછલા ભાગમાં ૨૦ ફૂટ જેટલો ને આગલા ભાગમાં ૧૬ ફૂટ જેટલો છે. મંડપ પર આડી શિલાઓની છત રહેલી છે. એનો વિસ્તાર નાનો હોવાથી એમાં સ્તંભની જરૂર પડી જણાતી નથી. ગર્ભગૃહમાં લાંબી શિલાઓનુ ત્રણ મજલાનુ શિખર હતુ, જેનો ઘાટ વિસાવાડા દેવાલયના શિખર જેવો છે, પણ એના પરના ચૈત્યવાતાયનની આકૃતિ ગોપ દેવાલયના ચૈત્યવાતાયનની આકૃતિ સાથે વિશેષ સામ્ય ધરાવે છે. મંડપ ને શિખરની રચના પરથી આ દેવાલય કદવાર દેવાલય કરતાં યે કંઈક જૂનુ હોવા સંભવે છે. ગર્ભગૃહમાં દેવની પ્રતિમા રહી નથી. એના પ્રવેશદ્વારના ચોકઠા પર પણ એની કંઈ નિશાની રહી જણાતી નથી. આમ આ પ્રકારનાં દેવાલયોમાં દેખા દેતી લંબચોરસ ગર્ભગૃહ ને સન્મુખ મંડપની રચનામાં એ કાલના બૌદ્ધ વિહારોની સ્થાપત્ય-શૈલી નજરે પડે છે.

૩૨૯. દાનશાસનોમાં મૈત્રકકાલનાં કેટલાંક દેવાલયોનો ઉલ્લેખ આવે છે, પરંતુ એમાંના કોઈ દેવાલયનો નમૂનો ઉપલબ્ધ થયો નથી.

**લુપ્ત થયેલાં દેવાલય** વટપદ્રમા આવેલું મહાદેવનું મંદિર, ત્રિસંગમક-માં આવેલું કોટ્ટમ્મહિકા દેવીનુ મંદિર ને ભદ્રેણિયકમાં આવેલું આદિત્યદેવનું મંદિર—એના અવશેષ કયાંય સાંપડયા નથી.[૪૯] વલભીપુરનાં ખંડેરોમાંથી મોટાંમોટાં શિવલિંગ હાથ લાગ્યા છે, પરંતુ એને અંગે બંધાયેલાં દેવાલયોનો પત્તો લાગ્યો નથી. એવી રીતે વલભીપુરમાં આવેલાં દુદ્દાવિહાર-મંડલ ને યક્ષશૂરવિહારમંડલના કોઈ મોટા કે નાના વિહારના યે અવશેષ પ્રાપ્ત થયા નથી, નહિતો એમાં ભગવાન બુદ્ધ કે ભગવાન બુદ્ધોનાં ચૈત્યગૃહોની રચનાનો નમૂનો મળત વટસ્થલિકાની અંદર કે

૪૯ જુઓ § ૨૧૨-૨૧૬.

પાસે આવેલા ભટાર્ક-વિહાર તથા અભ્યન્તરિકાવિહાર, વંશકટમાં આવેલો શીલાદિત્ય-વિહાર ને ગોધાવકમાં આવેલો સ્કન્દભટ વિહાર ગોહિલવાડમાં આવ્યા જણાય છે,[૫૦] પરન્તુ એ પ્રદેશમાં એવા કોઈ બૌદ્ધ વિહારના અવશેષ હાથ લાગ્યા નથી. વળી હસ્તવપ્ર આહરણી-માં આવેલું બુદ્ધશક્તિ પાણ્ડુરાનુ મંદિર પણ કાલપ્રવાહમાં વિલીન થઈ ગયું છે.[૫૧] એવી રીતે વલભીપુરમાં આવેલાં ચન્દ્રપ્રભ, મહાવીર, પાર્શ્વનાથ ને આદિદેવનાં પ્રાચીન દેરાસર પણ મોજૂદ રહ્યાં નથી.[૫૨] શત્રુંજય રૈવતક સ્તંભનક ભરુકચ્છ વગેરે સ્થળોએ પણ મૈત્રકકાલનાં દેરાસર જળવાઈ રહ્યાં નથી.[૫૩] આમ મૈત્રકકાલનાં જે અમુક દેવા-લયોના વિભિન્ન ઉલ્લેખ મળે છે તેમાંના કોઈ દેવાલયના અવશેષ ભાગ્યેજ ઉપલબ્ધ છે. એમાંનાં ઘણાં દેવાલય કાળબળે જીર્ણશીર્ણ થઈ લુપ્ત થયાં હશે, કેટલાંક દેવાલય પુરાણાં ખંડેરોના જામેલા ટીંબા-ઓના થરોમાં છુપાઈ રહ્યાં હશે, તો કોઈ દેવાલય મોજૂદ હોવા છતાં એના મૂળ સ્વરૂપે પિછાની શકાતાં નહિ હોય. આવાં તો કેટલાં બધાં પ્રાચીન દેવાલય કાળના કે વિસ્મૃતિના વહેણમાં લુપ્ત થઈ ગયાં હશે? હાલારમાં ને સોરઠમાં મળ્યાં છે તેવાં દેવાલય સૌરાષ્ટ્રના બીજા ભાગો-માં મળ્યાં નથી તેમ ગુજરાતના મુખ્ય પ્રદેશમાં ય મળ્યાં નથી. પૂર્વ સૌરાષ્ટ્રનાં અનેક દેવાલયોનાં નામઠામ ઉપલબ્ધ છે, પરંતુ ગુજરાતના

મૈત્રકકાલના સૂર્ય શિવ વિષ્ણુ આદિના મંદિરોની રચનાનો પરિચય થાય છે, પરંતુ એ કાલનાં બૌદ્ધ ચૈત્યગૃહો તેમજ જૈન દેરાસરોની રચનાનો નમૂનો ભાગ્યેજ મળે છે. દાનશાસનોમાં તેમજ યુઅન શુઆંગની નોંધમાં જણાવેલા ઘણાખરા વિહાર ઈંટેરી હોવા સંભવે છે. દાનશાસનોમા આપેલી વિગતો પરથી માલૂમ પડે છે કે કેટલાક ચૈત્યગૃહોમા ભગવાન બુદ્ધની અર્થાત્ છેલ્લા બુદ્ધ શાક્યસિંહ ગૌતમ બુદ્ધની પ્રતિમા પૂજાતી હતી, તો કેટલાંક ચૈત્યગૃહોમા અનેક બુદ્ધોની પ્રતિમા પૂજાતી હતી.[૫૪] યુઅન શુઆંગે ગજા શીલાદિત્યે બંધાવેલા વિહારની વિગતોમા જણાવ્યા મુજબ આ અનેક બુદ્ધોની પ્રતિમા છેલ્લા સાત બુદ્ધોની હોવા સંભવે છે.[૫૫] આ સાત બુદ્ધોની ઉપાસના સાંચી અને ભારહૂતના પ્રાગ્-ગુપ્ત શિલ્પોમા યે દેખા દે છે. ગિરનાર પાસે આવેલા ઈંટવાના ટીંબાના તાજેતરના ખોદકામમા ક્ષત્રપકાલીન બૌદ્ધ વિહારના અવશેષ મળ્યા છે ને એ વિહારની ઈંટો કદમા વલભીપુરની જૂની ઈંટોના જેવડી છે,[૫૬] છતાં કેવળ એ પરથી મૈત્રકકાલીન વિહારોની રચના ઈંટવાના વિહારની જેમ તક્ષશિલાના વિહાર જેવી હોવાનું અનુમાન કરવું અસ્થાને છે. મને લાગે છે કે મૈત્રકકાલના ઈંટેરી વિહારોની રચના મોટે ભાગે એ કાલના શૈલ-ઉત્કીર્ણ (rock-cut) વિહારોની રચના જેવી જ હશે.

૩૩૦. યુઅન શુઆંગ સુરાષ્ટ્રની નોંધમાં ઉજ્જન્ત(ગિરનાર)ની ટોચ પર આવેલા એક સંઘારામ(વિહાર)નો ઉલ્લેખ કરે છે.[૫૭] એમાં

૫૪-૫૫ જુઓ § ૨૨૫.

૫૬ ઑલ-ઇન્ડિયા ઓરિયેન્ટલ કૉન્ફરન્સના ૧૭મા અધિવેશન પ્રસંગે શ્રી. ગિ. વ. આચાર્યે તરફથી રજૂ થયેલા ઈંટવા ખોદકામને લગતા લેખ પરથી (સમરીઝ ઑફ પેપર્સ, પૃ. ૧૬૧-૬૨). વળી જુઓ એઇ, પુ. ૨૮ પૃ. ૧૭૪-૭૫.

૫૭ બીલ, રેકૉર્ડ્ઝ, પુ. ૨, પૃ. ૨૬૯

એની ઓરડીઓ ને પડસાળો ખડકમાં કોતરેલી હોવાનુ શૈલગૃહો જણાવેલુ છે એ પરથી એ વિહાર શૈલ-ઉત્કીર્ણ હોવાનુ સ્પષ્ટ થાય છે. પરંતુ ગિરનારની કોઈ ટૂક પર એવા કોઈ પ્રાચીન વિહારના અવશેષ ઉપલબ્ધ નથી. એને બદલે ગિરનારની તળેટી પાસે આવેલા જૂનાગઢના ખડકોમાં બેત્રણ પ્રાચીન શૈલગૃહ મળી આવ્યાં છે. ગિરનાર દરવાજાની અંદર આવેલી બાવા પ્યારાના મઠને નામે ઓળખાતી ગુફાઓનો કેટલોક ભાગ પ્રાક્-ક્ષત્રપકાલનો ને બીજો કેટલોક ભાગ ક્ષત્રપકાલનો જણાય છે[૫૮] ધારાગઢ દરવાજાની અંદર આવેલી ખાપરા-કોડિયાનાં ભોંયરાને નામે ઓળખાતી ગુફાઓ પણ ક્ષત્રપકાલ જેટલી પ્રાચીન હોવા સંભવે છે. ઉપરકોટની અંદર આવેલી પ્રાચીન ગુફાઓનો કેટલોક ભાગ ક્ષત્રપકાલીન જણાય છે, જ્યારે બીજો કેટલોક ભાગ પાંચમીથી સાતમી સદી સુધીનો અર્થાત્ મૈત્રકકાલનો લાગે છે.[૫૯] ગુફાના પાછલા ભાગમા એક નાનો સમચોરસ ખંડ છે ને એની આગળ એક મોટો લબચોરસ ખંડ છે. આ ખંડમાં વચ્ચે છ સ્તંભ છે ને એની આસપાસની દીવાલ પર ઉપલા ભાગમા ચૈત્ય-વાતાયનની પટ્ટી કોતરેલી છે. એમાં એ વાતાયનની આકૃતિ ક્ષત્રપકાલ જેટલી પ્રાચીન જણાય છે, પરંતુ ગુફાના સ્તંભ મૈત્રકકાલીન જણાય છે. ઉપલા મજલામાં પાછલા ખંડમા આવેલા બે સ્તંભ પ્રાચીન ઢબના લાગે છે. એના દંડ ગોળાકાર છે ને એના પર ત્રાંસા પટ્ટાઓના ગૂંચળાં કોતરેલા છે. એનું પીઠ અષ્ટકોણ છે ને એના પર પત્રવલ્લીની આકૃતિ કોતરેલી છે. એનુ શિર ગોળાકાર છે ને એના પર પ્રાણીઓના આકાર કોતરવામાં આવ્યા છે. આગલા ખંડના ચાર સ્તંભ જુદી જાતના છે. એની પીઠિકા સમચોરસ ને સુશોભનરહિત છે. એનો દંડ મોટે ભાગે સમચોરસ (વચ્ચે અષ્ટકોણ)

૫૮ સાકળિયા, આગુ, પૃ. ૪૯
૫૯ સદર, પૃ ૫૧, આકૃતિ ૨૨

છે ને એનું શિખર ચઢતા ક્રમના ચાર થરોનું બનેલું છે. ત્રીજા પ્રકારના સ્તંભ એ ચાર સ્તંભોની મોખરે આવેલા છે. એની બેસણી સમચોરસ ને આકારની, ચઢતાઊતરતા થરોના સુંદર ઘાટની ને પત્રાવલીથી સુશોભિત છે. એના દંડ લગભગ ગોળાકાર લાગે એટલા બધા અનેકકોણવાળા છે. એના શિખર પર વચ્ચે સ્ત્રીઓની જુદીજુદી જાતની આકૃતિઓ કોતરેલી છે ને એના પર ચારે બાજૂ બેઠેલા સિંહની આકૃતિ નજરે પડે છે નીચલા મજલામાં આવેલા ચોથા પ્રકારના સ્તંભ પણ લગભગ આ ઘાટના છે, એમાં માત્ર વિગતોમાં કંઈક ફરક પડે છે પહેલા બે પ્રકારના સ્તંભ ૫મી–૬ઠ્ઠી સદીના ને બીજા બે પ્રકારના સ્તંભ ૬ઠ્ઠી–૭મી સદીના ગણાય છે [૬૦]

૩૩૧ વલભીના વર્ણનમાં યુઅન શુઆંગ નગરથી થોડે દૂર આવેલા એક મહાવિહારનો ઉલ્લેખ કરે છે [૬૧] એ વિહાર ચણેલો હતો કે કોચેલો હતો એ એમાં સ્પષ્ટ કરવામાં આવ્યું નથી.

**તલાજા** પરંતુ એ વિહાર અર્હત્ અચલે કરાવ્યો હતો એ ઉલ્લેખ નોંધપાત્ર છે. મહારાષ્ટ્રની નોંધમાં આ અર્હતે ત્યાં બંધાવેલો મહાવિહાર ખડકમાં કોચેલો હોવાનો સ્પષ્ટ ઉલ્લેખ આવે છે ને એ વિહાર અજંટાની ગુફાઓમાં સ્થવિર અચલે બંધાવેલી ગુફા હોય એ તદ્દન સંભવિત છે.[૬૨] એવી રીતે વલભીથી થોડે દૂર એ અર્હતે કરાવેલો વિહાર પણ વલભીની નજીકમાં આવેલા કોઈ ડુંગર પર ખડકમાં કોચેલો હોવા સંભવે છે આ આધારે એ મહાવિહાર વલભીની નજીકમાં આવેલા તળાજા ડુંગર પરનાં પ્રાચીન શૈલગૃહોમાં આવેલો હોવાનો મત રજૂ કરવામાં આવ્યો છે એ તદ્દન સંભવિત લાગે છે [૬૩]

૬૦ બર્જેસ, એકકા, પૃ. १४१–४३; સાંકળિયા, આગ્રુ, પૃ. ૪૯–૫૧

૬૧ બીલ, સદર, પૃ ૨૬૮

૬૨ જુઓ § ૨૨૩

૬૩ હીરાલાલ અમૃતલાલ શાહ, 'તળાજાનો પ્રાચીન વિહાર,' પુરાતત્ત્વ પુ. ૧, પૃ ૯૯–૧૧૨

આ ડુંગર પર એકંદરે ત્રીસેક શૈલગૃહ કોતરેલાં છે, જેમાનાં બે ગૃહ ખાસ નોંધપાત્ર છે. હાલ એભલ મંડપના નામે ઓળખાતો મંડપ ઘણો વિશાળ છે ને એની અંદર ચાર અષ્ટકોણ સ્તંભ કોતરેલા છે, જેના દંડ પાછળથી નાશ પામ્યા છે. એના અગ્રભાગની દીવાલ પર ઊંચે મોટાં ચૈત્યવાતાયનોની ને નીચે વેદિકાની ભાતનો પટો કોતરેલો છે. ડુંગરના ઉપલા ભાગ પર એક ચૈત્યગૃહ આવેલું છે. એની અંદરનો સ્તૂપ વચ્ચેથી ખંડિત થયો છે. એ સ્તૂપ પછીતથી અલગ છે ને એની ટોચ છત સાથે જોડેલી છે.[૬૪] આ ચૈત્યગૃહની સાદી સીધી રચના પરથી એને ક્ષત્રપકાલના આરંભનું ગણવામાં આવે છે ને એની સમીપના મહાવિહારમાં વસેલા સ્થિરમતિ ને ગુણમતિ પ્રાગ્-ગુપ્ત કાલમાં થયેલા હોઈ એ શૈલગૃહ પણ એટલું પ્રાચીન હોવાનુ જણાય છે. આ પરથી આ શૈલગૃહની રચના ક્ષત્રપકાલ દરમિયાન થયેલી ને એમાં ભિક્ષુઓનો વસવાટ છેક મૈત્રકકાલ સુધી ચાલુ રહેલો એવું સ્પષ્ટ થાય છે.[૬૫] સૌરાષ્ટ્રમાં સાણાના ડુંગર જેવાં બીજાં સ્થળોએ પણ ક્ષત્રપકાલીન શૈલગૃહો નજરે પડે છે, જેમા કેટલાક જૈન ધર્મના હોવા તેમજ મૈત્રકકાલ પર્યંત ચાલુ ઉપયોગમાં રહ્યા હોવા સંભવે છે.[૬૬] હાલાગમાં, ઢાંકથી પાંચ માઈલે આવેલી ગુફાઓ ક્ષત્રપકાલીન જણાય છે, પરંતુ ગામની બાજૂમાં આવેલા ટેકરા પર થોડી કોટડીઓ કોતરેલી છે, જેમાંનાં જૈન શિલ્પ મૈત્રકકાલીન જણાય છે.[૬૭] આમ શૈલગૃહોના સમયાંકન પરથી એકંદરે એવું માલૂમ પડે છે કે સુરાષ્ટ્રમાં નવાં શૈલગૃહોની રચના ક્ષત્રપકાલ દરમિયાન પ્રચલિત હતી, જ્યારે મૈત્રકકાલ

૬૪ બર્જેસ, એકકા, પૃ. ૧૪૭
૬૫ સાંકળિયા, આગુ, પૃ. ૫૧-૫૨
૬૬ બર્જેસ, સદર, પૃ. ૧૪૯; સાંકળિયા, આગુ, પૃ. ૫૨-૫૩
૬૭ બર્જેસ, સદર, પૃ. ૧૫૧. ઉ. પ્રે. શાહ એની શિલ્પકૃતિઓનો સમય સાતમી સદીનો આંકે છે (જઇમ્યુ, પુ. ૮, પૃ. ૫૩)

દરમિયાન તો એમા મોટે ભાગે સમયોચિત સુધારાવધારા જ થતા હતા, આથી અજંટા ને એલોરોનાં શૈલગૃહોની શૈલીનાં શૈલગૃહ સૌરાષ્ટ્રના ડુંગરોમાં ભાગ્યેજ નજરે પડે છે.

૩૩૨. શુદ્ધ મૈત્રકકાલીન શૈલગૃહોના નમૂના માલવદેશના દક્ષિણ-પશ્ચિમ ભાગમા મળ્યા છે. દાહોદની દક્ષિણે વિંધ્યના દક્ષિણ ઢાળ પ્રદેશમા આવેલી બાઘ નદીને કાઠે બાઘ (૨૨° ૨૨' ઉ, ૭૪° ૪૮' પૂ) ગામની પાસે આવેલી ટેકરીના ખડકમાં કોતરેલી ગુફાઓ[૬૮] હાલ મધ્યભારતના અમઝેરા જિલ્લામાં આવેલી ગણાય છે. પરંતુ મૈત્રકકાલ દરમિયાન માલવકના આ પ્રદેશનો સમાવેશ મૈત્રક રાજ્યની અંદર થતો હતો તેમજ હાલ પણ આ પ્રદેશ ગુજરાત–માળવા વચ્ચેની હદ પાસે આવેલો ગણાય છે, એથી એનો સમાવેશ મૈત્રક-કાલીન ગુજરાતમાં કરવો અસ્થાને નથી. ત્યા ૭૫૦ વારના કુલ અંતરમાં હાલ નવ શૈલગૃહ નજરે પડે છે.[૬૯] પહેલી ગુફા(ગૃહ ગુફા)માં ૨૩×૧૪ ફૂટના વિસ્તારનો ચાર સ્તંભવાળો એક સાદો ખંડ રહેલો છે ને એની આગળનો રવેશ નષ્ટ થયો છે. પાંડવોની ગુફાને નામે ઓળખાતી બીજી ગુફા(પટ્ટ ૫ આ)માં તથા રંગમહલ તરીકે ઓળખાતી ચોથી ગુફામાં બૌદ્ધ વિહારની સંપૂર્ણ રચના નજરે પડે છે.[૭૦] એમાં વચ્ચે મોટો સ્તંભવાળો સમચોરસ મંડપ હોય છે, અગ્રભાગમા સ્તંભવાળો રવેશ હોય છે, બાકીની ત્રણ બાજૂએ રહેવાની કોટડીઓ હોય છે, પાછલા ભાગમાં નાનું સમ-ચોરસ ચૈત્યગૃહ હોય છે ને એની અંદર ભોંયથી છત સુધી કોતરેલો સ્તૂપ હોય છે. બીજી ગુફાનો મંડપ ૮૬ ફૂટ ચોરસ ને ચોથી ગુફાનો ૯૪ ફૂટ ચોરસ છે. કોટડીઓના આગલા ભાગમાં ચારે બાજૂ સ્તંભા-વલી હોય છે. બીજી ગુફાની સ્તંભાવલીમાં એકંદરે ૨૦ ને ચોથી

---

૬૮ ગાર્ડે, ધી બાઘ કેવ્ઝ, પૃ. ૧૯

૬૯ વિગતો માટે જુઓ માર્શલ, ધી બાઘ કેવ્ઝ, પૃ. ૬–૧૬.

૭૦ જુઓ ધી બાઘ કેવ્ઝ, પટ્ટ ૧–૧૪

મૈત્રકકાલીન દેવાલયોમાં ચૈત્ય-વાતાયનની ભાત ખાસ દેખા દે છે.[૭૪] ભાજા, કાર્લા, નાસિક ને અજંટા જેવાં સ્થળોનાં પ્રાચીન ચૈત્યગૃહોમાં અંદરના ઊંડા ખંડને પૂરતો પ્રકાશ પૂરો પાડવા માટે એના અગ્રભાગની દીવાલના ઉપલા ભાગમાં જે બારી મૂકવામાં આવતી તેને 'ચૈત્ય વાતાયન' કહે છે. એનો ઘોડાની નાળનો ઘાટ આગળ જતાં સુશોભનની ભાત તરીકે પ્રયોજાતો થયો હતો. મૈત્રકકાલીન શૈલગૃહોમાં આ ભાત ઉપરકોટની ગુફાઓમાં મંડપની દીવાલો પર ઓરડીઓના પ્રવેશદ્વારોની ઉપરના ભાગમાં દેખા દે છે. આ ભાતમાં બારીનો અંદરનો ભાગ લગભગ પૂરો ગોળ છે, એના ચોકઠાનો બહારનો ભાગ લંબગોળ છે, નીચલા ભાગમાં વેદિકાની ભાત હોય છે, ઉપલા ભાગમાં લાંબી ટોચ કાઢી છે ને એની બે બાજૂએ લટકતા પાદડાંની ભાત નજરે પડે છે. આ ભાતની આ આકૃતિ પશ્ચિમ ભારતની પ્રાગ્ ગુપ્ત ગુફાઓના ચૈત્ય-વાતાયનની આકૃતિ કરતાં જુદી પડે છે ને ગુપ્તકાલીન દેવાલયો પરની આકૃતિ સાથે વધુ સામ્ય ધરાવે છે. ઉપરકોટની આ આકૃતિમા વાતાયનની અંદર સ્ત્રીપુરુષોની આકૃતિઓ કોતરવામા આવી છે એ વાતાયનને વાસ્તવિક સ્વરૂપ આપે છે. ચૈત્ય-વાતાયનની ભાત આ કાલનાં ઘણાં દેવાલયોના શિખર પર મહત્ત્વનું સ્થાન ધરાવે છે, પરંતુ એ જગ્યાએ ગોઠવાતાં એની વાસ્તવિકતા ઘટી જાય છે. ગોપના દેવાલયના શિખર પરની આ ભાતમાં મનુષ્યોને સ્થાને દેવોની આકૃતિઓ કોતરવામા આવી છે ને બાવની ચોથી ગુફાની અંદરના પ્રવેશદ્વાર પર તેમજ એની અડાળીઓની ટોચ પર કોતરેલા ચૈત્ય-વાતાયનોમાં ભગવાન બુદ્ધની તેમજ સામાન્ય મનુષ્યોની આકૃતિઓ નજરે પડે છે[૭૫] વિસાવાડા, બીલેશ્વર, સુત્રાપાડા ને કલસારનાં શિખરો પરનાં ચૈત્ય વાતાયનોમા આવી કોઈ આકૃતિઓ ઉમેરવામા આવી

૭૪ સાંકળિયા, આગ્રુ, પૃ. ૧૨૬-૨૭

૭૫ માર્શલ, ધી બાઘ કેવ્ઝ, પૃ. ૧૩-૧૪; પટ્ટ ૯ અ

તે મોજૂદ રહેલા ભાગ પરથી એનો ઘાટ વિલક્ષણ લાગે છે[૭૧] છેક પાછળ આઠ ચોરસ સ્તંભોનો સાદો મંડપ છે, એની આગળનો રવેશ નાશ પામ્યો છે ને એની તથા આગલા મંડપની બે બાજૂએ રહેવાની કોટડીઓ નજરે પડે છે પાંચમી ગુફામાં[૭૨] ૯૫×૪૪ ફૂટનો એક લગચોરસ ખંડ કોતરેલો છે, વચ્ચે આડઆડ સ્તંભની બે હરોળ છે ને એ હરોળને સમાંતર અને દીવાલને અડીને લાંબી ઓટલી કોતરેલી છે સ્તંભ સાદા ગોળ આકારના ને એકસરખા ઘાટના છે. છઠ્ઠી ગુફામાં[૭૩] ચાર અષ્ટકોણ સ્તંભવાળા મંડપની એક બાજૂએ ત્રણ ને બીજી બાજૂએ બે મળી ફક્ત પાંચ કોટડી કોરેલી છે છેલ્લી ત્રણ ગુફાઓનો ઘણો ભાગ તૂટી ગયા છે. તલમાન, સ્તંભ ને સ્તૂપની રચનામાં સાતમી ગુફા બીજી ગુફાને ઘણી મળતી આવે છે. આ રીતે બીજી, ચોથી ને સાતમી ગુફામાં મૈત્રકકાલીન વિહારની રચનાનો પૂરો નમૂનો મળે છે ને મૈત્રકકાલીન ગુજરાતના ચણેલા વિહારોની રચના પણ ઘણે અંશે એ પ્રકારની જ હોય એવું લાગે છે

મૈત્રકકાલીન દેવાલયોમાં ચૈત્ય-વાતાયનની ભાત ખાસ દેખા દે છે.૭૪ ભાજા, કાર્લા, નાસિક ને અજંટા જેવાં સ્થળોનાં પ્રાચીન ચૈત્યગૃહોમાં અંદરના ઊંડા ખંડને પૂરતો પ્રકાશ પૂરો પાડવા માટે એના અગ્ર-ભાગની દીવાલના ઉપલા ભાગમાં જે બારી મૂકવામાં આવતી તેને 'ચૈત્ય-વાતાયન' કહે છે. એનો ઘોડાની નાળનો ઘાટ આગળ જતાં સુશોભનની ભાત તરીકે પ્રયોજાતો થયો હતો. મૈત્રકકાલીન શૈલગૃહોમાં આ ભાત ઉપરકોટની ગુફાઓમાં મંડપની દીવાલો પર ઓરડીઓનાં પ્રવેશદ્વારોની ઉપરના ભાગમાં દેખા દે છે. આ ભાતમાં બારીનો અંદરનો ભાગ લગભગ પૂરો ગોળ છે, એના ચોકઠાનો બહારનો ભાગ લંબગોળ છે, નીચલા ભાગમાં વેદિકાની ભાત હોય છે, ઉપલા ભાગમાં લાંબી ટોચ કાઢી છે ને એની બે બાજૂએ લટકતા પાંદડાંની ભાત નજરે પડે છે. આ ભાતની આ આકૃતિ પશ્ચિમ ભારતની પ્રાગ્-ગુપ્ત ગુફાઓના ચૈત્ય-વાતાયનની આકૃતિ કરતાં જુદી પડે છે ને ગુપ્તકાલીન દેવાલયો પરની આકૃતિ સાથે વધુ સામ્ય ધરાવે છે. ઉપરકોટની આ આકૃતિમાં વાતાયનની અંદર સ્ત્રીપુરુષોની આકૃતિઓ કોતરવામાં આવી છે એ વાતાયનને વાસ્તવિક સ્વરૂપ આપે છે. ચૈત્ય-વાતાયનની ભાત આ કાલનાં ઘણાં દેવાલયોના શિખર પર મહત્ત્વનું સ્થાન ધરાવે છે, પરંતુ એ જગ્યાએ ગોઠવાતાં એની વાસ્તવિકતા ઘટી જાય છે. ગોપના દેવાલયના શિખર પરની આ ભાતમાં મનુષ્યોને સ્થાને દેવોની આકૃતિઓ કોતરવામાં આવી છે ને બાવની ચોથી ગુફાની અંદરના પ્રવેશદ્વાર પર તેમજ એની અડાળીઓની ટોચ પર કોતરેલા ચૈત્ય-વાતાયનોમાં ભગવાન બુદ્ધની તેમજ સામાન્ય મનુષ્યોની આકૃતિઓ નજરે પડે છે.૭૫ વિસાવાડા, બીલેશ્વર, સુત્રાપાડા ને કલસાર[?]નાં શિખરો પરનાં ચૈત્ય વાતાયનોમાં આવી કોઈ આકૃતિઓ ઉમેરવામાં આવી

૭૪ સાંકળિયા, આગુ, પૃ. ૧૨૬-૨૭
૭૫ માર્શલ, ધી બાઘ કેવ્ઝ, પૃ. ૧૩-૧૪; પટ ૮ ૩૧

નથી સુત્રાપાડાના શિખર પર ચૈત્ય વાતાયનનો ઘાટ ત્રિદલ આકૃતિનો ઘડવામાં આવ્યો છે.[૭૬] કેટલીક જાતના ભૌમિતિક આકૃતિઓ તેમજ ફૂલવેલની આકૃતિઓ કોતરવામાં આવતી મૈત્રકકાલીન દેવાલયોમાં આવી આકૃતિઓ ખાસ કરીને ઉપરકોટ ગુફાની સ્તંભપીઠિકા પર તથા કદવાર દેવાલયના ગર્ભગૃહના પ્રવેશદ્વાર(પટ્ટ ૬)ના ચોકઠા પર તેમજ એની અંદરની વરાહમૂર્તિના ચોકઠા પર નજરે પડે છે.[૭૭] એમાં મોટે ભાગે પદ્મની ભાત દેખા દે છે ને એમાંની કેટલીક ભાત ને ત્રાસા ચતુર્ભુજની કે વર્તુલની આકૃતિમાં ગોઠવેલી હોય છે બાવની ગુફાઓના સુશોભિત સ્તંભો પર તેમજ એના પ્રવેશદ્વારોના ચોકઠા પર ફૂલ ને વેલની સુંદર ભૌમિતિક આકૃતિઓ કોતરેલી છે તથા એની દીવાલો પર કોતરેલા સુશોભનોમાં વૃક્ષો ને છોડોની આકૃતિઓ નજરે પડે છે.[૭૮]

**પ્રાણીઓના આકાર**

૩૩૪ મૈત્રકકાલીન શિલ્પમાં પ્રાણીઓના આકાર પહેલવહેલા ઉપરકોટ શૈલગૃહના ગોળ સ્તંભોના શિખરો પર દેખા દે છે. એમાં અશોકસ્તંભના શિખર પર હોય છે એવા એકબીજાને પીઠ અડાડીને બેઠેલા સિંહોના આકાર નજરે પડે છે.[૭૯] કદવાર દેવાલયની વરાહમૂર્તિના ચોકઠાની સાખની બહારની બાજૂએ મકરમુખ ને ગજમુખના આ આકાર કોતરેલા છે.[૮૦] છૂટક શિલ્પોમાં સુશોભન તરીકે ગજ મકર ને અશ્વના તેમજ દશાવતારોના શિલ્પોમાં મત્સ્ય ને કૂર્મના આકાર દેખા દે છે.[૮૧] દેવદેવીઓના વાહનોમાં કૂર્મ, મકર, અશ્વ, ગરુડ ને વૃષભના આકાર જોવા મળે છે.[૮૨] ગંગાજીના વાહન

૭૬ સાંકળિયા, આગ્રુ, પૃ ૬૨
૭૭ સદર, પૃ. ૧૨૯–૩૦
૭૮ ધી બાઘ કેવ્ઝ, પટ્ટ ૩, ૧૧–૧૪
૭૯ સાંકળિયા, આગ્રુ, પૃ. ૧૨૨
૮૦–૮૨ કઝન્સ, સોમનાથ, પૃ. ૩૮–૩૯, પટ્ટ ૭૫

તરીકે મકરનો આકાર થાનના દેવાલયમાં પણ દેખા દે છે(પટ ૪૬).[૮૩] મિશ્રિત પ્રાણીઓના આકાર મનુષ્યાકાર વરાહાવતારનાં તેમજ નૃસિંહાવતારનાં શિલ્પોમાં નજરે પડે છે. બાધની ચોથી ગુફાના સ્તંભો પર તેમજ દ્વારનાં ચોકઠાં પર તથા દીવાલો પર જે સુશોભન કોતરવામાં આવ્યાં છે તેમાં સિંહ, મકર, ગજ, વૃષભ ને પંખીઓ ઉપરાંત કેટલાંક કપોલકલ્પિત પ્રાણીઓના આકાર પણ દેખા દે છે.[૮૪] આ પ્રાણીઓ ઉપર કેટલીક વાર માણસ સવાર થયેલા હોય છે.

૩૩૫. પ્રાણીઓના આકારોની જેમ મનુષ્યના આકાર પણ પહેલવહેલા ઉપરકોટના શૈલગૃહમાં નજરે પડે છે. ચૈત્ય-વાતાયનોમાંથી ડોકિયું કરતાં સ્ત્રીઓનાં કે સ્ત્રીપુરુષોના યુગલોના ઉત્તરાંગ ઘણાં ઘસાઈ ગયાં છે તેમજ એના સ્તંભોનાં શિખરો પર કોતરેલી મનુષ્યના આકાર સ્ત્રીઓના જેવા આકાર પણ ઘણા ઘસાઈ ગયા છે,[૮૫] છતાં એમાં દેહસ્થિતિના વિપુલ વૈવિધ્યની કલાદૃષ્ટિ દીપી આવે છે. ગોપના શિખર પરના ચૈત્ય-વાતાયનોમાં આને બદલે દેવોના આકાર નજરે પડે છે.[૮૬] પછીનાં દેવાલયોનાં શિખરો પર એ આકાર લુપ્ત થયા છે, પરંતુ બાધની ચોથી ગુફામાં કોતરેલા ચૈત્ય-વાતાયનોમાં એ આકાર જળવાઈ રહ્યા છે. એ ગુફામા કેટલાક પ્રાણીઓ પર આરૂઢ થયેલા મનુષ્યોના આકાર જોવામાં આવે છે, જેમાં સવારોનો તાદૃશ ચિતાર ખડો થાય છે.[૮૭] વડોદરા મ્યુઝિયમમાં દ્વારકામાંથી મળેલું એક મનુષ્યાકાર શિલ્પ છે, જે મૈત્રકકાલીન જણાય છે. એમાં માથે મુકુટ, કંઠમાં રત્ન-હાર, કાનમાં કુંડળ ને હાથ

---

૮૩ સદર, પટ ૫૦

૮૪ ધી બાધ કેવ્ઝ, પટ ૧૧, ૧૨, ૧૪

૮૫ સાંકળિયા, આગ્રા, પૃ. ૪૯-૫૦, ૧૧૭

૮૬ સદર, પૃ. ૪૯, ૫૬

૮૭ ધી બાધ કેવ્ઝ, પટ ૧૨, ૧૪

પર વનય છે એના હાથમા છાતી મરમુ એક પક્ષી રાખેલુ છે, જે પરથી આ નાજની આકૃતિ કપોતને અભય આપનાર શિબિ રાજાની હોવા મભવે છે.[૮૮] મનુષ્યાકારન નુદર કોતરકામ વિશેષત દેવદેવીઓના આકારોમા નજરે પડે છે

૩૩૬ બૃહત્સંહિતામા પ્રતિમાની ઊચાઈ દેવાલયના દ્વારની ઊંચાઈના $\frac{8}{4}\times\frac{8}{3}\times=\frac{1}{12}$ ભાગ જેટલી હોવી જોઈએ એવુ જણાવવામા આવ્યુ છે[૮૯] પ્રતિમા ઘડવાના પદાર્થના એકદરે ૧૦૮ ભાગ પાડવામા આવતા ને એ દરેક ભાગને અગુલ ગણવામા આવતો[૯૦] પછી એના અગોપાગ નિયત માપ અનુસાર ઘડવામા આવતા[૯૧] ને એના પર દેશને અનુરૂપ વસ્ત્રાલકાર સજાવવામા આવતા[૯૨] વિષ્ણુ ભગવાનની પ્રતિમા અષ્ટભુજ, ચતુર્ભુજ કે દ્વિભુજ મનાવાતી અષ્ટભુજ પ્રતિમાના ચાર જમણા હસ્તોમા ખડ્ગ, ગદા, શર ને અભયમુદ્રા અને ચાર ડાબા હસ્તોમા ધનુષ, ખેટક(ઢાલ), ચક્ર ને શખ ધારણ કરાવતા ચતુર્ભુજ પ્રતિમાના બે જમણા હાથમા અભયમુદ્રા ને ગદા તેમજ બે ડાબા હાથમા શખ ને ચક્ર ધારણ કરાવતા ને દ્વિભુજ પ્રતિમાના જમણા હાથમા અભય મુદ્રા ને ડાબા હાથના શખ ધારણ કરાવતા આ દેવની પ્રતિમામા કિરીટ, કુડલ, કૌસ્તુભમણિ ને પીતાબરના વસ્ત્રાભૂષણ તથા શ્રીવત્સ–

**પ્રતિમાવિધાન**

૮૮ ઉ પ્રે શાહ, જર્નલ ઑફ ઇન્ડિયન મ્યુઝિયમ્સ, પુ ૮, પૃ ૫૪-૫૫

૮૯ અધ્યાય ૫૭, શ્લો ૩

૯૦ સદર શ્લો ૪ વસ્તુત અગુલનુ માપ ૮ યવ બરાબર ગણાતુ ને ૨૪ અગુલ= ૧ હસ્ત ગણાતો

૯૧ દા ત નાસા, લલાટ, ગ્રીવા, કર્ણ, વક્ત્ર, જાનુની લબાઈ ૪ અગુલ, નેત્રની બે અગુલ, બાહુ ને પ્રતિબાહુની ૧૨ અગુલ, ઊરુ ને જઘાની ૨૪ અગુલ ને શિરની ૩૨ અગુલ ગણવામા આવી છે (શ્લો ૫૨૮)

૯૨ શ્લો ૨૯

ને વક્ષ:સ્થલ, ઉદીચ્ય વેશ, પગથી છાતી સુધીનું પરિધાન, બંને કરમાં કમળ, મુકુટ, કુંડલ, લાંબો હાર, કટિમેખલા, કાન્તિમય મુખ, કંચુક (કવચ), મુખ પર પ્રસન્નતા ને પ્રભામંડલ હોય છે.[૧૦૫] લિંગપ્રતિમાનો નીચલો ભાગ ચતુષ્કોણ, વચલો ભાગ અષ્ટકોણ ને ઉપલો ભાગ વૃત્ત (વર્તુલાકાર) કરવાનો કહ્યો છે.[૧૦૬] માતાઓના ગણમાં દરેક માતાની મૂર્તિ એની સાથે સંબંધ ધરાવતા દેવની મૂર્તિને અનુરૂપ કરાતી.[૧૦૭] સૂર્યપુત્ર રેવન્તને અશ્વ પર આરૂઢ થયેલો ને મૃગયાક્રીડાદિયુક્ત પરિવારવાળો નિરૂપતા.[૧૦૮] યમની પ્રતિમામાં દંડનું આયુધ ને મહિષનું વાહન, વરુણની પ્રતિમામાં પાશનું આયુધ ને હંસનું વાહન તેમજ કુબેરની પ્રતિમામાં નરનું વાહન, સુંદર કિરીટ ને મોટું ઉદર કરવાનું કહ્યું છે.[૧૦૯]

---

૧૦૫ नासाललाटजङ्घोरुगण्डवक्षांसि चोन्नतानि रवेः ।
कुर्यादुदीच्यवेषं गूढं पादादुरो यावत् ॥ ४६
बिभ्राणः स्वकररुहे बाहुभ्यां पङ्कजे मुकुटधारी ।
कुण्डलभूषितवदनः प्रलम्बहारो वियद्गवृतः ॥ ४७
कमलोदरद्युतिमुखः कञ्चुकगुप्तः स्मितप्रसन्नमुखः ।
रत्नोज्ज्वलप्रभामण्डलश्च कर्तुः शुभकरोऽर्कः ॥ ४८

૧૦૬ શ્લો. ૫૩

૧૦૭ શ્લો. ૫૬

૧૦૮ શ્લો. ૫૬. આ રેવન્તની કથા સ્કન્દપુરાણના પ્રભાસખંડમાં આપવામાં આવી છે (૧, ૧૧, ૨૦૬–૨૨૩). એમાં વડવાના રૂપમાં રહેલી સંજ્ઞાને સૂર્યથી રેવન્ત નામે પુત્ર થયો, જે જન્મતાં વેંત પિતાનો અશ્વ લઈ નાઠો ને પ્રભાસમાં સ્થિર થયો, (રાજ્ઞીપુત્ર હોવાથી તે રાજ્ઞ ભટ્ટારક તરીકે પ્રસિદ્ધ થયો,) આથી એની અશ્વારૂઢ પ્રતિમાની પ્રતિષ્ઠા પ્રભાસમાં થઈ એ ઉલ્લેખ આવે છે એ અહીં નોંધપાત્ર છે. વળી આ ખંડમાં અન્યત્ર વલભીનો યે નિર્દેશ આવે છે એ ઉલ્લેખનીય છે. (જુઓ § ૨૧૬, પા. ટી. ૧૩૬.)

૧૦૯ શ્લો૦ ૫૭

૩૩૭. દેવદેવીઓના આકારોમાં ગણપતિનો આકાર પહેલવહેલો ગોપ દેવાલયના શિખર પરના પશ્ચિમ બાજૂના એક ચૈત્ય-વાતાયનમાં દેખા દે છે. એમા ગણપતિ અર્ધપર્યંકાસનમાં બેઠેલા છે.[110]

**દેવદેવીઓ** થાનના પ્રાચીન દેવાલયના જમણી બાજૂના ગોખલામા દેવીયુક્ત દેવની ઊભી મૂર્તિ(પટ્ટ ૪ આ) છે,[111] જેને ગણપતિની માનવામાં આવી છે, પરંતુ એનું શિર ખંડિત હોવાથી એ નક્કી કરવું મુશ્કેલ છે.[112] સુત્રાપાડા દેવાલયના પ્રવેશદ્વારનાં બારણાં પર બેઠેલા ગણપતિની મૂર્તિ કોતરેલી છે.[113] કદવાર દેવાલયના પ્રવેશદ્વાર(પટ્ટ ૬)ના ઉપલા ઉદુમ્બરની ઉપરના ભાગમા ગજાનનની મૂર્તિ કોતરેલી છે.[114] એમાં એ અર્ધપર્યંકાસનમાં બેઠેલા છે ને એમની સૂંઢ ડાબી બાજૂ વાળી છે. ગણપતિનાં આ શિલ્પ નાનાં ને ઘસાઈ ગયેલાં હોવાથી એમના હાથમાં ધારણ કરેલી ચીજો કે મુદ્રાઓની વિગતો મળતી નથી. શામળાજીમાંથી ગણપતિની ઊભી પ્રતિમા મળી છે તે બાલગણપતિના સ્વરૂપની છે[115] ને ટીંટોઈગાંથી મળેલી પાર્વતી સાથેની ઊભી પ્રતિમા નૃત્યગણપતિના સ્વરૂપની છે.[116] ભગવાન શિવના સ્વરૂપનું પ્રાચીન શિલ્પ કદવાર દેવાલયના ગર્ભગૃહના પ્રવેશદ્વાર(પટ્ટ ૬)ઉપરની શિલ્પપટ્ટીમા દેખા દે છે.[117] એમા શિવ પદ્માસન પર અર્ધપર્યંક અવસ્થામાં બેઠા છે. જમણી બાજૂના એક હાથમાં ત્રિશૂલ ને બીજા હાથમાં અક્ષમાલા છે; ડાબી બાજૂના એક હાથમા સર્પ ને બીજા હાથમા કમંડલુ છે.

---

૧૧૦ બર્જેસ, એકાક, પૃ. ૧૮૭, પટ્ટ ૫૧
૧૧૧ કઝિન્સ, સોમનાથ, પૃ. ૪૮, પટ્ટ ૫૦
૧૧૨ જુઓ ઉપર પા. ટી. ૩૯.
૧૧૩ કઝિન્સ, સદર, પૃ. ૬૧, પટ્ટ ૪૨
૧૧૪ સદર, પૃ. ૩૯, પટ્ટ ૩૨
૧૧૫ જર્નલ ઑફ ઇન્ડિયન મ્યુઝિયમ્સ, પુ. ૯, પટ્ટ ૧૬, આકૃતિ ૩૨
૧૧૬ સદર, પટ્ટ ૧૭, આકૃતિ ૩૪
૧૧૭ કઝિન્સ, સોમનાથ, પટ્ટ ૩૪

છૂટક શિલ્પોમાં એક ઉમા-મહેશની મૂર્તિ છે[118] શિવ નંદી પર લલિતાસનમાં બેઠા છે ને એમના ડાબા ખોળામાં ઉમા બેઠા છે એમના ખંડિત છે માત્ર ઉપલા જમણા હાથમાં ત્રિશૂળ દેખાય છે શામળાજી ના ડુંગરમાંથી મળેલા એક શિલ્પ(પટ્ટ ૧૧)માં શિવ વૃષભને અઢેલીને ઊભા છે ને એમના ઉપલા જમણા હાથમાં ત્રિશૂળ છે[119] સુંદર જટામુકુટ, શશિકલા, મહાયોગીને ઉચિત પ્રસન્નતા, ધોતિયા પર પહેરેલુ વ્યાઘ્રચર્મ ને અલ્પ આભૂષણોથી શોભતા આ શિલ્પનો સમય છઠ્ઠી સદી સુધીનો આંકવામાં આવ્યો છે[120] વૃષભને અઢેલીને ઊભેલા શિવનું એક ખંડિત શિલ્પ એ જ સ્થળેથી મળેલું છે એમાં ધોતિયાની મજા ઉપરાંત એની મરોડદાર પાટલી તેમજ કટિબંધમાંથી લટકતા છેડા નોંધપાત્ર છે[121] વડોદરા મ્યુઝિયમમાં ઊભા ભૈરવની એક મોટી મૂર્તિ છે, જે પ્રાચીન અકોટકમાંથી મળી આવી છે એના લાંબા દાંત, ત્રણ નેત્ર ને કપાળમાનાં નરી બીભત્સતા તરી આવે છે. ઉપલા બે હાથમાં ખડ્ગ ને ખેટક (ઢાલ) છે ને નીચલા બે હાથમાં દંડ ને સર્પ છે આ મૂર્તિનો સમય ઈ સ ૬૦૦ના સુમારનો આંકવામાં આવ્યો છે[122] વડોદરા મ્યુઝિયમમાં રહેલા ભૈરવની બીજી મૂર્તિમાં (જેનો માત્ર ઉપલો ભાગ જ જળવાઈ રહ્યો છે) ઓછી બીભત્સતા ને અધિક

---

૧૧૮ સદર, પટ્ટ ૩૫

૧૧૯ ઇનામદાર, સમ આર્કિયૉલૉજિકલ ફાઇન્ડ્ઝ ઇન ધી ઈડર સ્ટેટ, પટ્ટ ૨, આકૃતિ ૫

૧૨૦ ઉ પ્રે શાહ, જઇમ્યુ, પુ ૮, પૃ ૫૨

૧૨૧ સદર, પટ્ટ ૪, આકૃતિ ૭

૧૨૨ જર્નલ ઑફ ધી ઓરિએન્ટલ ઇન્સ્ટિટ્યૂટ, પુ ૧, પૃ ૧૬૩, પટ્ટ ૪, આકૃતિ ૭ ઉ પ્રે શાહ જઇમ્યુ, પુ ૮, પૃ ૫૧-૫૨ આ શિલ્પ મ ર મજમૂદારને વડોદરાના શેઠ આનંદલાલના મકાનના કંપાઉન્ડમાંથી મળેલું, પરંતુ મૂળ એ પ્રાચીન અંકોટ્ટકની ભૂમિ પર આવેલા ભીમદેવના મંદિરમાંથી નીકળ્યું મનાય છે

છે. એ પ્રતિમા લગભગ ૮ ફૂટ લાંબી છે ને એની પીઠ પર આસનના ભદ્રાપટ્ટાની સુંદર ભાત કોતરેલી છે. શામળાજીમાંથી મળેલી નદીની પ્રતિમા પર ઘૂઘરીઓની સુંદર સાંકળ કોતરી છે.[128] ઈડર પ્રદેશમાંથી મળેલા ઊભા **શિવ-પાર્વતી**ના શિલ્પ(પટ્ટ ૧૨)માં ગુપ્તકાલીન શિલ્પકલાની અમર મૂર્ત થાય છે.[129] એમાં શિવ ચતુર્ભુજ છે. એમના બે હાથમાં વીણા છે ને બાકીના બે હાથમાં ત્રિશૂળ ને સર્પ છે. પાર્વતી પણ ચતુર્ભુજ છે, નીચલા બે હાથ વડે છાતી સરસું બાળક પકડેલું છે, ઉપલા જમણા હાથમાં પદ્મ ધારણ કરેલું છે ને ઉપલો ડાબો હાથ ખંડિત છે. પાર્વતીની બાજુમાં મયૂરનું વાહન નજરે પડે છે, જે પરથી એમનું બાળક સ્કન્દ-કુમાર હોવાનું સ્પષ્ટ થાય છે. કારવણમાંથી મળેલ શિવ પાર્વતીનું શિલ્પ એના કરતાં યે વધુ કલાત્મક છે.[130] એમાં શિવ-પાર્વતી નંદીને અઢેલી ઊભાં છે ને બનેના શિર પાછળ પ્રભાચક્ર છે. વડોદરા નજીક આવેલા કપુરાઈ ગામમાંથી મળેલું ઉમા મહેશ્વરનું ખંડિત શિલ્પ(પટ્ટ ૧૩) પણ એકંદરે ઘણું કલાત્મક છે.[131] એમાં બને ત્રિભંગ અવસ્થામાં ઊભાં છે. શિવનો જમણો હાથ કટચવલંબિત છે ને ડાબો હાથ બાજુમાં ગાઢ આલિંગીને ઊભેલા પાર્વતીની પીઠ પાછળ થઈને એમના ડાબા સ્તનને સ્પર્શે છે. પાર્વતીનો ડાબો હાથ ખંડિત છે, પરંતુ જમણો હાથ શિવના કંઠ પાછળ થઈને એમના જમણા ખભા પર અવલંબતો દેખાય છે. મહેસાણા જિલ્લામાં મહુડી પાસે આવેલા [illegible] મળેલા **પાર્વતી**ના શિલ્પ(પટ્ટ ૧૪અ)માં એમનું [illegible] વામાં આવ્યું છે.[132] એમાં બે ગણના ખભા પર

128 જઇમ્યુ, પુ. ૯, પટ્ટ ૨૦, આકૃતિ ૪૦
129 ઉ. પ્રે. શાહ, જઇમ્યુ, પુ. ૯, પૃ ૯૫, પટ્ટ
130 જયુબો, પુ ૧૮, ભા. ૪, આકૃતિ ૧૧; જઇ[illegible]
131 ઉ પ્રે શાહ ને ર. ના. મહેતા, જઓઇ, પુ
132 મ ર મજમૂદાર, જયુબો, પુ. ૧૦, ભા.
ઉ પ્રે. શાહ, જઇમ્યુ પુ ૯, પૃ ૯૫-૯૬, પટ્ટ

વિષ્ણુની છે. પ્રવેશદ્વારની ઉપરના પાંચ ગોખલાઓમાંના વચલા ગોખલામાં કોતરેલી વિષ્ણુની મૂર્તિ ત્રિવિક્રમ સ્વરૂપની છે, કેમકે એમાં શંખ નીચલા ડાબા હાથમાં, ચક્ર ઉપલા ડાબા હાથમાં ને ગદા ઉપલા જમણા હાથમાં ધારણ કરેલ છે. ભગવાન પદ્મપીઠ પર ઉત્કટિતાસનમાં બેઠેલા છે ને એમના દેહ પર કુંડળ, કંઠહાર, વલય, કટક ઇત્યાદિ આભૂષણો નજરે પડે છે. આ દેવાલયની દીવાલ પરના શિલ્પોમાં ઊભા **લક્ષ્મી-નારાયણનું** એક સુંદર શિલ્પ છે.[૧૩૯] એમાં વિષ્ણુના ઉપલા ડાબા હાથમાં ચક્ર ને ઉપલા જમણા હાથમાં ગદા છે, નીચલો જમણો હાથ વરદ મુદ્રામાં છે ને નીચલો ડાબો હાથ ડાબી બાજુએ ઊભેલા લક્ષ્મીના આશ્લેષમાં છે. લક્ષ્મીએ ડાબા હાથમાં પદ્મ ધારણ કર્યું છે ને જમણા હાથે પતિને આશ્લેષ દીધો છે. વિષ્ણુ ભગવાનના અવતારોમાં **વરાહાવતારની** મોટી પ્રતિમા (પટ્ટ ૭) કદવાર દેવાલયના ગર્ભગૃહમાં આવેલી છે.[૧૪૦] એમાં મુખ વરાહનું છે, બાકીની દેહાકૃતિ મનુષ્યની છે. બંને હાથ કટિ પર અવલંબિત છે, મુખ વામાવિમુખ છે, ડાબા ખભા પર ભૂદેવીની નાની આકૃતિ નજરે પડે છે ને ડાબો પગ પાતાલલોકના પ્રતીકરૂપ શેષનાગ પર ટેકવેલો છે. કંઠમાં, બાહુ પર ને કરમાં મણકાવાળાં આભૂષણ દેખા દે છે. વરાહમૂર્તિની આસપાસના ચોકઠામાં બીજા નવ અવતારોનાં શિલ્પ કોતરેલાં છે. ડાબી બાજુએ નીચેથી મત્સ્ય, વામન, પરશુરામ ને બુદ્ધની તથા જમણી બાજુએ નીચેથી કૂર્મ, નૃસિંહ, રામ ને બલરામની આકૃતિ કોતરી છે ને છેક ટોચે કલ્કિની આકૃતિ નજરે પડે છે. મત્સ્ય ને કૂર્મની આકૃતિ વાસ્તવિક સ્વરૂપમાં કોતરેલી છે. નૃસિંહના શિલ્પમાં આલીઢાસનમાં રહેલા દેવ હિરણ્યકશિપુનો વધ કરતા નજરે પડે છે. વામનની મૂર્તિ ઊભી ને દ્વિભુજ છે. ડાબા હાથમાં છત્ર છે ને જમણો હાથ કટચવલંબિત છે.

૧૩૯-૧૪૦ સદર, પટ્ટ ૩૫

પરશુરામ ને રામની મૂર્તિ પણ ઊભી ને દ્વિભુજ છે. પરશુરામના જમણા હાથમાંનું પરશુ ખંડિત છે. રામે ડાબા હાથમાં ધનુષ્ય ને જમણા હાથમાં બાણ ધારણ કર્યું છે. બલરામ ને બુદ્ધ અર્ધપર્યંકાસનમાં બેઠેલા ને બે ભુજવાળા છે. બલરામના જમણા હાથમાં હળ દેખા દે છે. બુદ્ધનો જમણો હાથ ચિન્મુદ્રામાં છે. કલ્કિ અશ્વ પર આરૂઢ થયેલ છે. આ દેવાલયમાં આ ઉપરાંત મત્સ્ય, કૂર્મ, નરસિંહ, વામન, પરશુરામ, રામ, બલરામ ને બુદ્ધનાં બીજાં શિલ્પ મળ્યાં છે.[૧૪૧] એમાં મત્સ્ય ને કૂર્મની આકૃતિ વધુ જીવંત લાગે છે, નરસિંહ ચતુર્ભુજ ને ભીષણ છે, વામનનું સ્વરૂપ વધુ વાસ્તવિક છે, પરશુરામના હાથમાં પરશુ ને ધનુષ્યનાં આયુધ તેમજ વીરતાના ભાવ વધુ સ્પષ્ટ છે, રામની આકૃતિમાં પણ કલાનો તેવો વિકાસ જણાય છે, બલરામના હાથમાં હળ તેમજ મુશળ છે, બુદ્ધ યોગાસનમાં છે ને એમનો એક હાથ યોગમુદ્રામાં છે. થાનના પ્રાચીન દેવાલયની પછીતના ગોખલામાં વરાહાવતારની મૂર્તિ (પટ્ટ ૪ અ) છે તે વધુ કલાત્મક છે.[૧૪૨] વરાહ ભગવાન આલીઢાસનમાં વામાભિમુખ ઊભા છે. ઉપલા ડાબા હાથ પર ભૂદેવીને ઊંચકેલી છે, નીચલો ડાબો હાથ ડાબી જાંઘ પર ટેકવેલો છે, જમણા ઉપલા હાથમાં ગદા ધારણ કરી છે ને જમણો નીચલો હાથ કટિ પર અવલંબે છે. ડાબો પગ શેષ નાગ ને એની પત્નીના હાથ પર ટેકવેલો છે. આ અવતારોમાં શ્રીકૃષ્ણને અવતારી ગણ્યા હોવાથી એમાં કૃષ્ણાવતારનો સમાવેશ થયો નથી. કૃષ્ણાવતારને લગતાં અનેક સ્વરૂપ શિલ્પમાં રજૂ થયાં છે, પરંતુ મૈત્રકકાલ દરમિયાન અહીં એના જૂજ નમૂના જ જડે છે. વલભીપુરમાંથી અશ્વરૂપ લીધેલા કેશી દાનવનો સંહાર કરતા શ્રીકૃષ્ણની ખંડિત પ્રતિમા (પટ્ટ ૧૬) મળી છે,[૧૪૩] એમા

૧૪૧ સદર, પટ્ટ ૩૫

૧૪૨ સદર, પૃ. ૪૮, પટ્ટ ૫૦

૧૪૩ આસઇ, વેસ, એરી, ૧૯૧૪-૧૫, પૃ. ૩૦ (જઇમ્યુ. પુ. ૮, પટ્ટ ૫, આકૃતિ ૯; પુ. ૯, પટ્ટ ૨૧, આકૃતિ ૪૪)

એનુ મુખ્ય મોજૂદ રહ્યુ નથી, પરતુ એની વેશભૂષાની શૈલી પરથી એ સ્પષ્ટત. મૈત્રકકાલીન છે શામળાજીમાથી વિશ્વરૂપનાં બે શિલ્પ મળ્યા છે[૧૪૪] બન્નેમા વિષ્ણુ ભગવાન વીરાસનમા બેઠેલા છે. બન્નેમા એક આખું ને બે અર્ધા અર્ધાં મુખ દેખાય છે, જેમા ચતુર્મુખ સ્વરૂપનુ સૂચન રહેલુ છે. બન્ને મૂર્તિ અષ્ટભુજ છે. એના આગલા ભાગ ખડિત થઈ ગયા છે. એના દેહની ચારે બાજૂથી દૈવી આકૃતિઓ બહાર નીકળે છે ને ઉપર સ્વર્ગના ને નીચે પાતાળના અનુચરો દેખા દે છે.

૩૩૯ બ્રહ્માની મૂર્તિનો નમૂનો પહેલવહેલો કદવાર દેવાલયના વેશદ્વાર(પટ્ટ ૬)પરના ડાબી બાજૂના બીજા ગોખલામા દેખા દે છે.[૧૪૫] બ્રહ્મા પદ્માસન પર અર્ધપર્યંકાસનમા બેઠા છે. મૂર્તિ ચતુર્ભુજ છે. જમણી બાજૂના હાથમા સ્રુક ને નીચના હાથમા અક્ષમાલા છે; ડાબી બાજૂના ઉપલા હાથમા કુશ જેવું કઈક ને નીચલા હાથમાં જલપાત્ર છે. મોટુ ઉદર ને યજ્ઞોપવીત દેખા દે છે, પરતુ દાઢી નથી. સૂર્યદેવની પ્રતિમા પહેલવહેલી કદવાર દેવાલયના પ્રવેશદ્વાર(પટ્ટ ૬) પરના ડાબી બાજૂના પહેલા ગોખલામા રહેલી છે.[૧૪૬] એમા એ ઉત્કટિતાસનમા પદ્મપીઠ પર બેઠા છે ને એમના બને હાથમા પદ્મ ધારણ કરેલ છે. પગ પર લાબા જોડા છે કે નહીં એ સ્પષ્ટ થતુ નથી. સૂર્યની એક બીજી પ્રાચીન મૂર્તિ રાજકોટના વૉટસન મ્યુઝિયમમા છે, જે મૈત્રક-કાલના અંતભાગની જણાય છે. શક્તિનાં અનેક શિલ્પ મળે છે, ખાસ કરીને એના માતૃસ્વરૂપના. મહિષાસુરમર્દિનીનુ એક શિલ્પ(પટ્ટ ૨૧)વલભી-પુરમાથી મળ્યુ છે, જે સ્પષ્ટતઃ મૈત્રકકાલીન છે.[૧૪૭] શામળાજીમાથી

૧૪૪ ઉ. પ્રે. શાહ, જઇમ્યુ, પુ. ૯, પૃ. ૯૮-૯૯; પટ્ટ ૧૯, આકૃતિ ૩૭-૩૮
૧૪૫ કઝન્સ, સોમનાથ, પટ્ટ ૩૪
૧૪૬ કઝન્સ, સોમનાથ, પટ્ટ ૩૪
૧૪૭ દે. રા. ભાંડારકર, આસઇ, વેસ, સેરી, ૧૯૧૪-૧૫, પૃ. ૩૦

મળેલાં શિલ્પોમાં બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વારાહી, ઐન્દ્રી ને ચામુંડાની મૂર્તિઓ મળી છે.[૧૪૮] બ્રાહ્મી હંસ-વાહન પર બેઠાં છે, એમને ચાર ભુજ છે. માહેશ્વરી નંદીને અઢેલીને ઊભાં છે. આ મૂર્તિનો ઉપલો ભાગ ખંડિત છે, પણ એમની કેડમાં ટેકવેલું બાળક છે ને બાળકની કેડે કંદોરો દેખા દે છે. કૌમારી(પટ્ટ ૧૭)ના પગ પાસે મયૂરવાહન નજરે પડે છે. વૈષ્ણવીની મૂર્તિ મળી નથી. વારાહીની મૂર્તિનો ઉપલો ભાગ ખંડિત છે, પણ પગ પાછળ રહેલા વરાહ વાહન પરથી એ ઓળખાઈ આવે છે. એવી રીતે ઐન્દ્રીની પ્રતિમા પણ પગ પાછળ ઊભેલા ગજ પરથી પિછાનાય છે. સિંહને અડેલીને ઊભેલાં ચામુંડા માતાની ઊભી પ્રતિમામાં ત્રિશૂળનું આયુધ ને ચણ્ડનુ છેદેલુ શિર દેખા દે છે. કૌમારીનું એક સુંદર શિલ્પ કારવણમાં મળ્યુ છે,[૧૪૯] જેમાં એની નૃત્યક્રિયાના આબેહૂબ અંગભંગ નિરૂપવામાં આવ્યા છે (પટ્ટ ૧૮). બાળકને તેડીને ઊભેલી માતાનુ એક સુંદર શિલ્પ (પટ્ટ ૧૪ આ) કોટયર્ક મંદિરનાં ખંડેરોમાંથી મળ્યું છે.[૧૫૦] એમાં એના અંગોપાંગના વળાંકમાં લાવણ્ય ઉપરાંત ઉમંગનુ યે દર્શન થાય છે. એના દેહ પર પોચી, ચૂડો, કંદોરો ને સાંકળાં જેવા ખાસ જરૂરી ઘરેણા જ દેખા દે છે. એણે બાળકને ડાબા હાથમાં તેડેલું છે. શામળાજીમાંથી આવાં બીજાં બે શિલ્પ મળ્યાં છે,[૧૫૧] જે ગુપ્તકાલના અંતભાગનાં કે મૈત્રકકાલના આરંભના

સ્જીકનાં ગણાય. એકમાં બાળકને ડાબી બાજુ તેડેલું છે ને બીજામા ભેલા બાળકને જમણા હાથે ઝાલેલું છે. શામળાજીમાંથી મળેલા એક બીજા સમકાલીન શિલ્પમાં[૧૫૨] કેશભૂષાની શૈલી દર્શનીય છે, પણ તેના મુખ પરના ભાવ કંઈક કડક ને ગંભીર લાગે છે. માતાનાં આ સ્વરૂપોમાં કુબેરની પત્ની ભદ્રાનું સ્વરૂપ હોવાનો સંભવ ગનાય છે. કુબેરનું એક શિલ્પ કાવીમાથી મળ્યું છે, જેમાં એનું લંબોદર ધનપતિનું સ્વરૂપ સ્પષ્ટ તરી આવે છે. મકરવાહિની ગંગા ને કૂર્મવાહિની યમુનાની ઊભી આકૃતિ કદવાર દેવાલયમાં પ્રવેશદ્વારની બે સાખના નીચલા ભાગમાં દેખા દે છે (પટ્ટ ૬), પરંતુ એમાં શિલ્પની વિગતો ઘણી ઘસાઈ ગઈ છે.[૧૫૩] ગંગાજીનું બીજું શિલ્પ (પટ્ટ ૪ ઇ) થાનના પ્રાચીન દેવાલયની ઉત્તર દીવાલના ગોખલામાં નજરે પડે છે. એમાં એની આકૃતિ સમભંગ ને ચતુર્ભુજ છે. હસ્ત ખંડિત છે. બન્ને બાજુએ એકેક સ્ત્રીની ત્રિભંગ આકૃતિ દેખા દે છે.[૧૫૪]

૩૪૦. જૈન પ્રતિમાઓમાં તીર્થંકરોની પ્રતિમાઓ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. ઢાંકની તળેટી પાસેના પહેલા શૈલગૃહની અંદર બે બાજુએ બે ગોખલા છે. એમાં પદ્માસનમાં યોગમુદ્રા વાળી

**જૈન પ્રતિમાઓ**

બેઠેલા તીર્થંકરની નિર્વસ્ત્ર પ્રતિમા નજરે પડે છે. એમના મસ્તક પર છત્રત્રયી ધારણ કરેલ છે, બે બાજુએ ચામર ઢોળવામાં આવે છે ને ઉપર વિદ્યાધરોની નાની આકૃતિઓ દેખા દે છે. સામી દીવાલના ગોખલામાં એક આવી ત્રીજી પ્રતિમા કોતરેલી છે. એમાં તીર્થંકર પદ્માસનને બદલે સિંહાસનમાં બિરાજે છે. આ ત્રણેય પ્રતિમા તીર્થંકરની છે, પરંતુ લાંછનના અભાવે એ કયા તીર્થકર કે તીર્થંકરોની છે એ સ્પષ્ટ થતું નથી. છતાં ડૉ. સાંકળિયા ધારે છે તેમ એ આદિનાથ ઋષભદેવની હોવા સંભવે

૧૫૨ ઉ. પ્રે. શાહ, જાદમ્સ, પુ. ૯, પૃ. ૯૭; પટ્ટ ૧૨, આકૃતિ ૩૧
૧૫૩ સોમનાથ, કઝન્સ, પૃ. ૩૯, પટ્ટ ૩૪ ૧૫૪ સદર, પટ્ટ ૫૦

છે.[૧૫૫] ટેકરીના ઉપલા ભાગમાં ખડક પર અલ્પ ઉન્માન(low relief)માં કોતરેલી શિલ્પકૃતિઓમાં કેટલાક તીર્થંકરોની આકૃતિઓ નજરે પડે છે, જેમાં આદ્ય તીર્થંકર ઋષભદેવ, સોળમા તીર્થંકર શાન્તિનાથ ને તેવીસમા તીર્થંકર પાર્શ્વનાથની આકૃતિ સ્પષ્ટ જણાઈ આવે છે.[૧૫૬] મૃગના લાંછનવાળી પ્રતિમા શાન્તિનાથની છે. એમાં એ પદ્માસનમાં બેઠા છે ને એમના હસ્ત યોગમુદ્રામાં છે.[૧૫૭] ઉપર છત્રત્રયી ને ચામરધારીઓની આકૃતિ પણ કોતરવામાં આવી છે. આ આકૃતિની બાજુમાં કોતરેલી ઉપલી આકૃતિ આદિનાથની છે. આદિનાથ કાયોત્સર્ગ અવસ્થામાં ઊભા છે. કાનની બૂટ ઘણી લાંબી છે ને ખભા પર વાળનાં લટિયાં દેખા દે છે, જે સ્પષ્ટતઃ આદિનાથના દીક્ષાપ્રસંગ સાથે સંબંધ ધરાવતાં હોઈ તીર્થંકરના અભિજ્ઞાન માટે નિર્ણાયક જણાય છે.[૧૫૮] સપ્તફણાના છત્રવાળી ઊભી આકૃતિ સ્પષ્ટતઃ પાર્શ્વનાથની છે. પાર્શ્વનાથ કાયોત્સર્ગમાં ઊભા છે. એમની પાછળ ફણા ધરવા ઊભેલા સર્પના ગૂંચળાની અદ્‌ભુત રચના ખાસ નોંધપાત્ર છે.[૧૫૯] આ ઉપરાંત બીજી કેટલીક તીર્થંકર-આકૃતિઓ પણ છે, પરંતુ એમાં તીર્થંકરના અભિજ્ઞાનનો નિર્ણય કરાવનાર લાંછન નજરે પડતાં નથી. તીર્થંકરોની આ તમામ પ્રતિમાઓ નિર્વસ્ત્ર જણાય છે.[૧૬૦] વલભી-

---

૧૫૫ સાંકળિયા, આગુ, પૃ. ૧૬૬; જર્નોએસો, જુલાઈ ૧૯૩૮, પૃ. ૪૨૭

૧૫૬ સાંકળિયા, આગુ, પૃ. ૧૬૬–૧૬૭

૧૫૭ આ યોગમુદ્રામાં જમણો અગ્રહસ્ત ડાબા અગ્રહસ્ત પર ચત્તો રાખવામાં આવે છે.

૧૫૮ ઋષભનાથે દીક્ષા સમયે કેશલોચન કરતી વખતે શક્રની વિનંતિથી માથા પાછળ થોડા કેશ રહેવા દીધા હતા એવું મનાય છે (સાંકળિયા, આગુ, પૃ. ૧૬૬).

૧૫૯ સાંકળિયા, જર્નોએસો, જુલાઈ ૧૯૩૮, પૃ. ૪૨૮

૧૬૦ પાંચમી સદી પહેલાંની તીર્થંકર પ્રતિમાઓમાં વસ્ત્ર ભાગ્યે જ ધારણ કરવામાં આવતું. ઊભી પ્રતિમાઓ સ્પષ્ટતઃ નગ્નાવસ્થામાં જ રજૂ થતી ને બેઠેલા તીર્થંકરોની પ્રતિમામાં નિર્વસ્ત્રતા છતાં નગ્નતાનો ભાવ વ્યક્ત કરવામાં આવતો

પુરના મંગ્રહસ્થાનમાંની એક ઊભી શિલા–પ્રતિમા તીર્થંકરની હોવા સંભવે છે, પરંતુ એના હસ્ત છેક ખંડિત હોવાથી એ કાયોત્સર્ગ અવસ્થામાં હોવા વિશે પૂરી ખાતરી પડતી નથી. વલભીમાંથી મળી આવેલી પાંચ કાંસ્યપ્રતિમાઓ હાલ મુંબઈના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમમાં છે (પટ્ટ ૧૯). એમાંની સહુથી ઊંચી પ્રતિમા ઊંચી ચોરસ બેસણી પર કોતરેલા ગોળ પદ્માસન પર ઊભી કરવામાં આવી છે ને એની ઊંચાઈ ૮.૬ ઇંચ જેટલી છે.[૧૬૧] આ પ્રતિમાને પહેલાં બુદ્ધની માનવામાં આવેલી, પરંતુ ડૉ. સાંકળિયાએ બતાવ્યું છે તેમ એ સ્પષ્ટતઃ તીર્થંકરની છે.[૧૬૨] એની બેસણી પર મૈત્રકકાલીન લિપિમાં એક લેખ કોતરેલો છે એ લેખમાં – – धर्मार्य प्रति[मा] मघयणस એવા અક્ષર વાચીને એમાં મહાયાન ધર્મનો ઉલ્લેખ હોવાનું માનવામાં આવેલું,[૧૬૩] પરંતુ એમાં વસ્તુતઃ પહેલાં [देय]धर्मोय प्रति[मा] ને એના પછી એ પ્રતિમાનું ધર્મદેય દેનાર વ્યક્તિનું નામ હોવાનું સ્પષ્ટ હોઈ એમાં બૌદ્ધધર્મને લગતો કોઈ ઉલ્લેખ હોવાનો લેશ પણ સંભવ રહેલો નથી. આ પ્રતિમાના ઉષ્ણીષ પરનાં વાળનાં નાનાં ગૂંચળાંમાં ને એના કાનની સાદી બૂટમાં તેમજ ખાસ કરીને એની કાયોત્સર્ગ મુદ્રામાં તીર્થંકરનાં સ્પષ્ટ લક્ષણ નજરે પડે છે.[૧૬૫] ઘૂંટી સુધી પહેરેલા, લટકતી મેખલાદાર

---

નહિ. આથી અર્વાચીન પ્રતિમાઓમાં મુખ્યતઃ આ અવસ્થા જ પ્રચલિત જણાય છે.

૧૬૧ દે. રા. ભાંડારકર, આસઇ, વેસ, એરી, ૧૯૧૪–૧૫, પૃ. ૩૦

૧૬૨ સાંકળિયા, આગુ, પરિશિષ્ટ કે (પૃ. ૮૩–૮૪)

૧૬૩ આસઇ, વેસ, એરી, ૧૯૧૪–૧૫, પરિશિષ્ટ જી

૧૬૪ સરખાવો અકોટ્ટકમાંથી મળેલી જીવતસ્વામીની પ્રતિમા પરનો લેખ ॐ देवधर्मोय जि(जी)वतसा(स्वा)मिप्रतिमा च(च?)द्र(?)कुलिकस्य(स्या) नागीश्वरीश्राविकाया: (જઓઇ, પુ. ૧, પૃ. ૭૬)

૧૬૫ સાંકળિયા, આગુ, પૃ. ૮૪. કાયોત્સર્ગ મુદ્રામાં તીર્થંકરના બંને હસ્ત દેહને સમાંતર સીધા લટકતા રાખવામાં આવે છે.

પાટલીવાળા ને મેખલામા ગાંઠ વાળી કેડે બાંધેલા ધોતિયાનો પહેર-વેશ પણ સ્પષ્ટતઃ તીર્થંકર–પ્રતિમાની પ્રતીતિ કરાવે છે.[૧૬૬] પાંચેય પ્રતિમાઓ આ પ્રકારની છે. કંઠમા કંઠસૂત્રની બે રેખા નજરે પડે છે. એક પ્રતિમાની પાછળ પ્રભાચક્ર તેમજ પરિકરની ભૂમિકા રહેલી છે. એવી ભૂમિકા બીજી પ્રતિમાઓમાં પણ હતી એવુ લાગે છે, પરંતુ એ હાલ મોજૂદ રહી નથી.[૧૬૭] આ પાંચેય પ્રતિમાઓ શ્વેતાંબર સંપ્રદાયની તીર્થંકર–પ્રતિમાઓ છે, પરંતુ એ કયા તીર્થંકર કે તીર્થંકરોની છે એ નક્કી કરવામાં ઉપયોગી નીવડે એવાં એનાં લાંછન નજરે પડતા નથી. એક પ્રતિમા પર સવ ૨૦૦[+]૨૦[+]—વંચાય છે એ પરથી આ પ્રતિમાઓ વલભી સંવત ૨૨૦–૨૨૯(ઈ. સ. ૫૩૮-૪૮) ની હોવાનુ સ્પષ્ટ થાય છે.[૧૬૮] જૈન પ્રબંધોમાં વલભી-ભંગ થવાની તૈયારી હતી ત્યારે વલભીપુરમાંથી જૈન પ્રતિમાઓ અન્ય સલામત સ્થળોએ ગઈ હોવાનો ઉલ્લેખ આવે છે.[૧૬૯] એમા મહુથી પહેલો નિર્દેશ શ્રી ચન્દ્રપ્રભ જિનનો આવે છે. એ પરથી વલભીપુરમા આઠમા તીર્થંકર ચન્દ્રપ્રભનો સહુથી અધિક મહિમા હોવા સભવે છે. પ્રબંધોમાં આ તીર્થંકરની પ્રતિમા અબા ને ક્ષેત્રપાલની પ્રતિમાઓ સાથે શિવ-પત્તન–દેવપત્તન (સોમનાથ–પ્રભાસ પાટણ) ગઈ હોવાનુ જણાવવામાં

૧૬૬ ઉત્કીર્ણ લેખોમા શ્વેતાંબરોનો પહેલવહેલો ઉલ્લેખ કદંબ રાજા શિવમૃગેશ-વર્મા(લગભગ ઈ. સ. ૪૭૦-૮૮)ના દાનપત્રમા ઉપલબ્ધ છે. શિલ્પોમા આ સંપ્રદાયની સવસ્ત્ર ભયંકર પ્રતિમાના નમૂના છઠ્ઠી સદીમા દેખા દે છે.

૧૬૭ આમાની ઉપર જણાવેલી સહુથી ઊંચી પ્રતિમામા પણ હતી (બ્રાસઇ, વેસ, ૧૯૧૫, પૃ. ૩૦)

૧૬૮ મો. ગ. દીક્ષિત, હિસ્ટૉરિક ઍન્ડ ઇકૉનૉમિક સ્ટડીઝ, પૃ. ૬૩ એક બીજી પ્રતિમા પર उपाधि(सि)क એવા અક્ષર વાચવામાં આવ્યા છે, પરંતુ એ પાઠ નિશ્ચિત નથી.

૧૬૯ પ્રબન્ધચિન્તામણિ, પૃ. ૧૦૬; પુરાતનપ્રબંધસંગ્રહ, પૃ. ૮૩; વિવિધ-તીર્થકલ્પ, પૃ. ૨૯

આવ્યું છે. હાલ પ્રભાસપાટણમાં શ્રીચંદ્રપ્રભસ્વામીનું દેરાસર છે, પરંતુ એની પ્રતિમા મૈત્રકકાલ જેટલી પ્રાચીન જણાતી નથી.[૧૭૦] વળી પ્રભાસપાટણના પાર્શ્વનાથના દેરાસરના ગભારાની મહારની જમણી બાજુએ અંબિકા દેવીની એક સુંદર શિલ્પકૃતિ નજરે પડે છે, જેની બેસણી પરના લેખમાં એ મૂર્તિ શ્રીચંદ્રપ્રભસ્વામીના ચૈત્ય અંગેની હોવાનો સ્પષ્ટ ઉલ્લેખ આવે છે.[૧૭૧] પરંતુ પ્રસ્તુત લેખ પ્રમાણે મૂર્તિનું હાલનું સ્વરૂપ ચૌદમી સદીનું હોવાનું સ્પષ્ટ થાય છે. આ પરથી પ્રભાસપાટણની આ બંને મૂર્તિઓની આદ્ય શિલ્પ-કૃતિઓ મૈત્રકકાલીન વલભીપુરની હોવાના ઉલ્લેખને સમર્થન મળે છે. શ્રીમહાવીર સ્વામીની પ્રતિમા વલભીપુરમાંથી શ્રીમાલપુરમાં ગઈ ગણાય છે. હાલ ભીનમાળમાં શ્રીમહાવીર સ્વામીનાં દેરાસર બે છે, પરંતુ એની કોઈ પ્રતિમા મૈત્રકકાલ જેટલી પ્રાચીન હોવા વિશે પ્રતીતિ થઈ નથી. શ્રીઆદિદેવ(ઋષભદેવ)ની પ્રતિમા કાશહ્રદ ગઈ મનાય છે. કાશહ્રદ ગચ્છનું કેન્દ્ર હોઈ ત્યાં આદિદેવની પ્રતિમાની પ્રતિષ્ઠા થઈ હોય એ તદ્દન સંભવિત છે. હાલના કાસન્દ્રા ગામના[૧૭૨] દેરાસરમાં આદિદેવની પ્રતિમા નથી, પરંતુ પ્રાચીન નગરના વિસ્તારને લક્ષ્યમાં

---

૧૭૦ સારાભાઈ નવાબ, ભારતના જૈનતીર્થો અને એનું શિલ્પસ્થાપત્ય, આકૃતિ ૫૮. સારાભાઈ આ પ્રતિમાને ૧૨મા સૈકાની ધારે છે (પૃ. ૯). વિવિધતીર્થકલ્પમાં પણ પ્રભાસમાની શ્રીચન્દ્રપ્રભની પ્રતિમા વલભીમાંથી આવેલી હોવાનો ઉલ્લેખ આવે છે. श्रीगौतमस्वामिप्रतिष्ठितो वलभ्यागतः श्रीनन्दिवर्धनकारितः श्री-चन्द्रप्रभ (પૃ. ૮૫)

૧૭૧ સારાભાઈ નવાબ, સદર, આકૃતિ ૮૭. મૂર્તિની બેસણી પરના લેખમાં આ પ્રતિમા શ્રીચંદ્રપ્રભસ્વામીચૈત્ય એવો ઉલ્લેખ છે, ને એમાં એનો જીર્ણોદ્ધાર સં. ૧૩૬૫માં થયો જણાવ્યો છે (પૃ. ૧૩).

૧૭૨ કાસન્દ્રામાં જૂની ઈમારતોનાં ખંડેર મળે છે. કાસન્દ્રા ને ભાતની વચ્ચે આવેલા ભદ્રેશ્વર મહાદેવના મંદિરના કમ્પાઉન્ડમાં કેટલાક પ્રાચીન શૈવ શિલ્પ નજરે પડે છે.

રાખી એની આસપાસ તપાસ કરતાં બાજુના ભાત ગામમાં આદિદેવનું જૂનું શિખરબંધ દેરાસર હોવાની માહિતી મળે છે. આ દેરાસરમાંની આદિદેવની પ્રતિમા મૈત્રકકાલ જેટલી પ્રાચીન નથી, પરંતુ આદિદેવની ઉપાસનાની પરંપરા પરથી અનુશ્રુતિને સમર્થન મળે છે. શ્રીપાર્શ્વનાથની પ્રતિમા હારીજ ગઈ કહેવાય છે. કાશદ્રહની જેમ હારીજ પણ ગચ્છનું કેન્દ્ર હતું. હારીજમાં તપાસ કરતાં માલૂમ પડે છે કે ત્યાંની જૈન પ્રતિમાઓ થોડા વખત પર રાધનપુર ખસેડવામાં આવી છે ને રાધનપુરમાં શ્રીપાર્શ્વનાથનાં પ્રાત દેગમ્બર છે.

૩૪૧. ગુપ્તકાલ સુધીનાં ભારતીય શિલ્પોમાં તીર્થંકરોની કોઈ સવસ્ત્ર પ્રતિમા ઉપલબ્ધ નથી. એ દૃષ્ટિએ વલભીમાંથી મળેલી તીર્થંકરોની સવસ્ત્ર પ્રતિમાઓ ઘણી મહત્ત્વની ગણાય. આ પ્રતિમાઓ એના પરના લેખો પરથી ઈ. સ. ૫૪૦–૪૫ ના અરસાની હોવાનું સ્પષ્ટ થાય છે.[173] સવસ્ત્ર તીર્થંકરોની પ્રાચીન પ્રતિમાઓ મધ્ય ગુજરાતમાંથી પણ મળી છે. વડોદરાની નજીક આવેલાં પ્રાચીન અંકોટ્ટકપુરનાં ખંડેરોના ખોદકામમાં કેટલીક જૈન કાંસ્ય-પ્રતિમાઓ નીકળી છે. એમાંની આદિનાથની એક પ્રતિમા એની શિલ્પશૈલી પરથી લગભગ વલભીની તીર્થંકર પ્રતિમાઓ જેટલી અથવા એથી યે કંઈક પ્રાચીન જણાય છે.[174] પ્રતિમાનો કેટલોક ભાગ ખંડિત થયો છે, પરંતુ એની સુંદર મુખાકૃતિ (પટ્ટ ૨૦) યથાતથ જળવાઈ રહી છે તેમજ એના અધોવસ્ત્રની પરિધાન શૈલી પણ સ્પષ્ટ રહી છે. જૈનધર્મમાં દિગંબર-શ્વેતાંબરનો ભેદ રૂઢ પરંપરા અનુસાર ચન્દ્રગુપ્ત મૌર્યના સમયમાં નહિ પણ ઉ. પ્રે. શાહ ધારે છે તેમ ચન્દ્રગુપ્ત વિક્રમાદિત્યના સમયમાં થઈ

---

૧૭૩ જુઓ ઉપર પા. ટી. ૧૬૮.

૧૭૪ ઉ. પ્રે. શાહ, બુલેટીન ઑફ ધી પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ ઑફ વેસ્ટર્ન ઇન્ડિયા, અંક ૧, પૃ. ૩૬–૩૭, આકૃતિ ૧૫–૧૬. એમાં આ પ્રતિમાનો સમય ઈસવી છઠ્ઠી સદીના આરંભના અરસામાં આંક્યો છે.

હોય ૧૭૫તો શ્વેતાંબર વિચારસરણી અનુસારનાં આ પ્રાચીન શિલ્પોનો સમય એ સંપ્રદાયની ઉત્પત્તિના સમય સાથે ઠીક સામીપ્ય ધરાવે છે એમ કહી શકાય. અંકોટ્ટકમાંથી મળેલી ઋષભનાથની એક બીજી પ્રતિમા શિલ્પકલાની દૃષ્ટિએ પ્રાચીન પશ્ચિમી શૈલીની હોઈ અનોખી તરી આવે છે. ૧૭૬ એ પ્રતિમા પરના લેખમાં નિવૃત્તિકુળના જિનભદ્ર વાચનાચાર્યના ઉલ્લેખ આવે છે, જે ઉ. પ્રે. શાહે વિશેષાવશ્યક મહાભાષ્ય રચનાર જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ હોવાનો મત રજૂ કર્યો છે.[177] એ અનુસાર આ શિલ્પ ઈ. સ. ૫૫૦-૬૨૦ ના સમયનું ગણાય. જિનભદ્રે પ્રતિષ્ઠિત કરેલી આ તેમજ અન્ય પ્રતિમાઓ પ્રાચીન પશ્ચિમી શૈલીના આદ્ય નમૂના જણાય છે.[178] અંકોટ્ટકમાંથી મળેલી અંબિકાની પ્રતિમા એની પાછળ કોતરેલા લેખના મરોડ પરથી લગભગ આ સમયની જ જણાય છે. અંકોટ્ટકમાંથી મળેલી પાર્શ્વનાથની[179] ત્રિતીર્થિક કાંસ્યપ્રતિમા પણ આ શૈલીનો નોંધપાત્ર નમૂનો ગણાય છે.[180] એની પાછળ કોતરેલા લેખમા પ્રતિમાની પ્રતિષ્ઠા એક સાધ્વી જે નાગેન્દ્ર કુલના સિદ્ધ મહત્તરની શિષ્યા હતી તેણે કરેલી એવું જણાવવામા આવ્યુ છે. લેખની લિપિનો મરોડ ઈ. સ. ૬૫૦ ના અરસાનો

---

૧૭૫ સદર, પૃ. ૩૦-૪૦, જેમાં દિગંબર-શ્વેતાંબરના ભેદની પ્રાચીનતાને લગતી વિગતવાર ચર્ચા આપવામાં આવી છે ને આ ભેદ ઈસ્વી પાંચમી સદીમાં તીવ્ર બન્યા હોવાનું પ્રતિપાદિત કરવામાં આવ્યું છે. વળી એમાં ચૌદ પૂર્વ આગમ-ગ્રન્થોનું જ્ઞાન ધરાવનાર ભદ્રબાહુ (ઈ. પૂ. ૪થી સદી) ને દક્ષિણ ભારત સાથે સંકળાયેલા નિમિત્તજ્ઞ ભદ્રબાહુની ભિન્નતા સ્થાપિત કરવામાં આવી છે.

૧૭૬-૧૭૭ ઉ. પ્રે. શાહ, સદર, પૃ. ૬૫; પટ્ટ ૧૨, આકૃતિ ૨૧. લાંબા લોચન ને મુખનો ચોરસ જેવો ઘાટ એ પછીની પશ્ચિમી શૈલીના વિશિષ્ટ લક્ષણ જણાય છે.

૧૭૮ ઉ. પ્રે. શાહ, જૈન સત્યપ્રકાશ, પુ. ૧૭, પૃ. ૮૬

૧૭૯ ઉ. પ્રે. શાહ, જઇસ્યુ, પુ. ૮, પટ્ટ ૬, આકૃતિ ૧૧; પુ. ૯, પૃ. ૬૫

૧૮૦ ઉ. પ્રે. શાહ, બુલેટીન ઑફ ધી પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ ઑફ વેસ્ટર્ન ઇન્ડિયા, અંક ૧, પૃ. ૪૫-૪૬; પટ્ટ ૧૩, ૨૩

જણાય છે. આ ત્રિતીર્થિક શિલ્પમાં વચ્ચે પાર્શ્વનાથ સપ્તફણાના છત્ર નીચે યોગારૂઢ થયેલા છે ને એમની બન્ને બાજૂએ ત્રાંસી દાંડીનાં પદ્મ પર ઊભેલા તીર્થંકરની પ્રતિમામાં કાયોત્સર્ગ મુદ્રા ને અધરવસ્ત્રની પરિચિત શૈલી દેખા દે છે, પરંતુ આ વસ્ત્રમાં બાંધણી ઘાટની ભાત પાડેલી છે એટલું વધારે છે જેની પાછળ લંબગોળ પ્રભાવલી નજરે પડે છે. આ ઊભી પ્રતિમાઓની એક બાજૂએ યક્ષની ને બીજી બાજૂએ યક્ષીની જોડી પ્રતિમા કોતરેલી છે. બીજોરું ને નાણાંથેલી ધારણ કરનાર આ યક્ષ સર્વાનુભૂતિ છે ને ખોળામાં બાળક તેડી બેઠેલી યક્ષી અંબિકા છે. આવી એક કાસ્ય-પ્રતિમા વસંતગઢમાંથી પણ મળી છે, જે સ્પષ્ટતઃ પ્રાચીન પશ્ચિમી શૈલીની હોઈ અંકોટ્ટકમાંથી મળેલાં આ શિલ્પોની શૈલી સાથે ઘણું સામ્ય ધરાવે છે

૩૪૨. અંકોટ્ટકપુરની[૧૮૧] જૈન કાંસ્યપ્રતિમાઓમાં જીવન્તસ્વામીની બે પ્રતિમાઓ ખાસ નોંધપાત્ર છે. જીવન્તસ્વામીની પ્રતિમા એટલે તીર્થંકરની હયાતી દરમિયાન ઘડાયેલી એમની પ્રતિમા. મહાવીર સ્વામીની આવી પ્રતિમા વિદ્યુન્માલીએ તૈયાર કરી હતી ને એ મમયે મહાવીર

---

૧૮૧ અંકોટ્ટકપુર એ હમી સદીમાં અંકોટ્ટક ચોર્યાસીનું વડું મથક હતું ને વડપદ્રક (વડોદરા) એ વિભાગમાં આવેલું નાનું ગામ હતું. એનો ઉલ્લેખ કર્કરાજ રજાના શક ૭૩૪(ઈ.સ.૮૧૨-૧૩)ના તામ્રશાસનમાં આવે છે (ઇએ, ૧૨, ૧૫૬) એમાં અંકોટ્ટકને વડપદ્રકની પશ્ચિમે આવ્યું હોવાનું જણાવ્યું છે ને એ સ્પષ્ટતઃ વડોદરાની પશ્ચિમે આવેલું હાલનું આકોટા છે. અંકોટ્ટકના પ્રાચીન સ્થાનમાંથી અનેક પુરાતન અવશેષ નીકળ્યા છે ને ત્યાં મ સ. યુનિવર્સિટીના પુરાતત્ત્વખાતા તરફથી ૧૯૫૧-૫૨માં ખોદકામ પણ કરવામાં આવ્યું હતું.

ઉપર જણાવેલું તામ્રશાસન મૈત્રકકાલના અંત (ઈ. સ ૭૮૮-૮૯) પછીના નજીકના સમયનું છે ને એમાં નોંધેલું દાન વલભીથી આવેલા બ્રાહ્મણને આપવામાં આવ્યું હતું એ અહીં નોંધપાત્ર છે વિ સ. ૮૪૫માં વલભીનો વિનાશ થતાં ત્યાંના કેટલાક બ્રાહ્મણો અંકોટ્ટક વિભાગમાં આવી વસ્યા હશે એવું આ પરથી સૂચિત થાય છે.

સ્વામી અનિરુદ્ધ આગમાં મનારી અનસ્થામાં હોઈ એ પ્રતિમામાં નાજપુતના વસ્ત્રાભૂષણ રાખવામાં આવ્યા હતા.[૧૮૨] આ મૂળ પ્રતિમા સિંધુ સૌવીરના રાજા ઉદ્દાયન પાસેથી પડાવી નઈ અવંતિપતિ પ્રદ્યોત મહાસેને વિદિશામાં સ્થાપી હતી ને સમય જતાં જીવન્તસ્વામીના એ પ્રતિમા વણિક ભાયલના નામ પરથી ભાયલસ્વામી નામે આદિત્યની પ્રતિમા તરીકે અન્યથા રજૂ થઈ એવી અનુશ્રુતિ છે.[૧૮૩] આ મૂળ પ્રતિમાની એક પ્રતિકૃતિ સિંધુ સૌવીરના વીતભયપત્તનના ખંડેરોમાં દટાઈ ગઈ હતી ને એ પ્રતિમાને કુમારપાળ સોલંકીએ ખંડેરોમાંથી બહાર કાઢી પાટણમાં પધરાવી હતી એવું હેમચન્દ્ર જણાવે છે.[૧૮૪] વળી જીવન્તસ્વામીની એક પ્રતિમા ઉજ્જનમાં પણ હતી એવું જૈન સાહિત્ય પરથી જાણવા મળે છે.[૧૮૫] અકોટકના ખંડેરોમાંથી મળેલી જીવન્તસ્વામીની એક પ્રતિમાની બેસણી પર લેખ કોતરેલો છે, જેમાં એ પ્રતિમા જીવન્તસ્વામીની હોવાનો સ્પષ્ટ ઉલ્લેખ આવે છે.[૧૮૬] આ પ્રતિમા ૧૫ ૬ ઇંચ ઊંચી છે ને એની બેસણી ૪ ૨ ઇંચ પહોળી છે એમાં મહાવીર કાયોત્સર્ગ મુદ્રામાં ઊભા છે ને એમણે કટિમેખલાથી બાંધેલું લટકતી પાટલીવાળું સુંદર ધોતિયું ધારણ કર્યું છે મસ્તક પર સુશોભિત મુકુટ, કાનમાં સુંદર કડીઓ, કંઠમાં નાનો હાર, બાહુ પર સુંદર વલય ને કરમાં ભારે કટકના આભૂષણોથી એમના નાસાગ્નિક દેહને વિભૂષિત કરવામાં આવ્યો છે. આ શિલ્પકૃતિને શિલ્પ શૈલી ને લેખના મરોડ પરથી ઈ. સ. ૫૫૦ના

---

૧૮૨ વિગતો માટે જુઓ ૩ પ્રે શાહ, જઓઇ, પૃ ૧, પૃ ૭૨-૭૯

૧૮૩ બેસનગર (વિદિશા) પાસે આવેલા બીલસા ગામનું નામ ભૈલ્લસ્વામી નામે સૂર્યદેવના સ્થાનક પરથી પડ્યું છે એ અહીં લક્ષ્યમાં લેવા જેવું છે

૧૮૪ હેમચન્દ્ર, ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત, પર્વ ૧૦, સર્ગ ૧૨, શ્લો ૩૬-૯૩

૧૮૫ ૩ પ્રે શાહ સદર, પા ટી ૩, ૫

૧૮૬ સદર, પૃ ૭૬-૭૭, પટ્ટ ૩ ૪

સુમારની ગણવામા આવી છે જીવન્તસ્વામીની બીજી પ્રતિમા એના કરતા અર્ધીએક સદી જેટલી પ્રાચીન ગણાય છે[૧૮૭] મુકુટાદિ આભૂષણોની રચના આ પ્રતિમામા ઘણી વધુ સુંદર ને કલાત્મક જણાય છે અકોટકમાથી મળેલી યક્ષી અંબિકાની પ્રતિમામા પ્રાચીન પશ્ચિમી શૈલીના સ્પષ્ટ લક્ષણ નજરે પડે છે[૧૮૮] દેવી અર્ધપર્યંકાસનમા સિંહ પર બેઠેલા છે, એમના ડાબા પગ પર એક બાળક બેસાડેલુ છે, જમણા પગ પાસે બીજુ બાળક ઊભુ છે, મુકુટ કુંડલ હાર વલય ઇત્યાદિ આભૂષણો તેમજ દેહના નીચના ભાગ પરના અંશુક (વસ્ત્ર) વડે દેવીનો આખો દેહ શોભી રહ્યો છે, મૂર્તિની આસપાસના પરિકર વડે એ શોભામા અભિવૃદ્ધિ થાય છે ને એની ઉપર રહેલા સુંદર પ્રભાચક્રની ટોચે યોગારૂઢ તીર્થંકરની નાની પ્રતિમા નજરે પડે છે અંબિકાદેવીની ચન્દ્રપ્રભ સ્વામી સાથે સંકળાયેલી એક પ્રતિમા વનસી

૩૪૩. મૈત્રક રાજ્યના દાનશાસનોમાં ભગવાન બુદ્ધ કે બુદ્ધોની અનેક પ્રતિમાઓના ઉલ્લેખ આવે છે ને યુઅન શુઆંગ પણ મહારાજા શીલાદિત્યે પોતાના મહેલની બાજૂમા બંધાવેલા વિહારમા સાત બુદ્ધોની પ્રતિમાઓની પ્રતિષ્ઠા કર્યાનો નિર્દેશ કરે છે, પરતુ વલભીપુરના કે અન્ય નગરોનાં ખંડેરોમા મૈત્રકકાલીન બૌદ્ધ પ્રતિમાઓના અવશેષ ભાગ્યેજ ઉપલબ્ધ થયા છે. દાહોદ પાસે આવેલી બાઘ ગુફાઓમા કેટલાંક બૌદ્ધ શિલ્પ મોજૂદ રહ્યાં છે. ગુફા ન. ૨ના ગર્ભગૃહમાં બુદ્ધની પ્રતિમાને સ્થાને સ્તૂપ કોતરેલો છે.[૧૯૨] એની પીઠિકા અષ્ટકોણ છે ને એના પર જુદાજુદા ઘાટના અનેક થર કોતરેલા છે. એના પર મૃદગ આકારની ગોળ બેસણી છે ને એના પર ગોળાર્ધ આકારનુ અંડ છે. અંડની ઉપર હર્મિકા ને હર્મિકાની ઉપર છત્ર નજરે પડે છે. આ કાલના પ્રાચીન વિહારોમા પછીત બાજૂના આ અંડમા દીવાલ પર સ્તૂપની અલ્પચિન આકૃતિ કોતરવામા આવતી કાતો એની અદર બે ઊભા બોધિસત્ત્વોની વચ્ચે બેઠેલા ભગવાન બુદ્ધની પૂર્ણ પ્રતિમા કોતરવામાં આવતી. બાઘની આ ગુફામાં એ બે વચ્ચેની અંતરાલ અવસ્થા દેખા દે છે.[૧૯૩] આ ગુફાના ગર્ભગૃહના પ્રવેશ ખડની બને બાજુની દીવાલો પર ત્રણત્રણ પૂર્ણકાય પ્રતિમા દેખા દે છે.[૧૯૪] બંને ત્રિપુટીમાં વચ્ચે ભગવાન બુદ્ધ ને એમની બે બાજૂએ બે બોધિસત્ત્વ ઊભેલા છે. જમણી બાજૂની ત્રિપુટીમાંથી ભગવાન બુદ્ધની પ્રતિમા ૧૦' ૪" ઊંચી છે. એમા બુદ્ધ ઊંચા પદ્માસન પર ઊભા છે, જમણો હાથ વરદમુદ્રામાં છે, ડાબા હાથને ખભા સુધી ઊંચો કરી એ વડે વસ્ત્રનો છેડો પકડ્યો છે, દેહ પર ઉપવીત ઢબે લાંબું વસ્ત્ર ધારણ કર્યું છે, મસ્તક પર નાના-

**બૌદ્ધ પ્રતિમાઓ**

૧૯૨ ધી બાઘ કેવ્ઝ, પટ્ટ ૭-૮
૧૯૩ ફોગેલ, ધી બાઘ કેવ્ઝ, પૃ. ૨૭-૨૯
૧૯૪ સદર, પૃ. ૨૯-૩૧, પટ્ટ ૬

નાનાં જુલફાં છે, ને શિર પર ઉષ્ણીષનું વિશિષ્ટ લક્ષણ દેખા દે છે, પરંતુ બે ભમ્મરો વચ્ચે ઊર્ણા(વાળનું વર્તુલ)નું લક્ષણ નજરે પડતું નથી.[૧૯૫] બુદ્ધની જમણી બાજુના બોધિસત્ત્વની ઊંચાઈ ૯ ફૂટ ને ડાબી બાજુના બોધિસત્ત્વની ઊંચાઈ ૮। ફૂટ છે. બંને બોધિસત્ત્વ નાના પદ્માસન પર ઊભા છે. જમણી બાજુના બોધિસત્ત્વે જમણા હાથ વડે પોતાના ખભા પર ચામર ધારણ કર્યું છે ને ડાબી બાજુના બોધિસત્ત્વે જમણા હાથમાં પદ્મની કળીઓનો ગુચ્છો ધારણ કર્યો છે. બંનેએ પોતાનો ડાબો હાથ ઉત્તરીયની ગ્રંથી પર ટેકવ્યો છે. દેહ પર ઉપવસ્ત્ર, કટિમેખલા ને નિવસનની નિશાનીઓ નજરે પડે છે. વળી બોધિસત્ત્વની પ્રતિમામાં હોય છે તેવાં કિરીટ, કુંડલ, હાર, કેયૂર, વલય ઇત્યાદિ આભૂષણો પણ ધારણ કરેલાં છે. ડાબી બાજુની ત્રિપુટીમાં ભગવાન બુદ્ધની પ્રતિમા ૯॥ ફૂટ ને બોધિસત્ત્વોની પ્રતિમા ૭ ફૂટ ઊંચી છે. બાકી બીજી બધી બાબતોમાં એ જમણી બાજુની ત્રિપુટી સાથે ઘણું સામ્ય ધરાવે છે. ગર્ભગૃહના પ્રવેશદ્વારની બે બાજુએ બોધિસત્ત્વની એકેક પ્રતિમા કોતરવામાં આવી છે.[૧૯૬] ડાબી બાજુની પ્રતિમા ૮। ફૂટ ને જમણી બાજુની પ્રતિમા ૮॥ ફૂટ ઊંચી છે. બંને

---

૧૯૫ આ ઉષ્ણીષ ને ઊર્ણાની ગણના મહાપુરુષનાં લક્ષણોમાં થતી (ગ્રુનવેડલ ને બર્જેસ, બુદ્ધિસ્ટ આર્ટ ઇન ઇન્ડિયા, પૃ. ૧૬૧). ફ્રૅગેલ ધારે છે તેમ ઊર્ણાની રજૂઆત રંગથી કરવામાં આવી હશે ને એ કાળબળે લુપ્ત થઈ ગઈ હશે (ધી બાઘ કેવ્ઝ, પૃ. ૩૦).

૧૯૬ ફ્રૅગેલ, સદર, પૃ. ૩૨-૩૪, પટ્ટ ૮. બૌદ્ધ દેવગણનો પરિચય ન ધરાવનાર સ્થાનિક લોકો આ ગુફાને 'પાંડવોની ગુફા' માનીને આ બે પ્રતિમાઓને ધર્મરાજ ને શ્રીકૃષ્ણની, જમણી બાજૂની ત્રણ પ્રતિમાઓને ભીમ કુંતી ને અર્જુનની અને ડાબી બાજુની ત્રણ પ્રતિમાઓને નકુલ દ્રૌપદી ને સહદેવની ઠરાવે છે! બુદ્ધ ભગવાનની પ્રતિમાઓને કુંતી ને દ્રૌપદીની માનવામાં એ અજ્ઞાન લોકો નર નારીનો ભેદ પણ ધ્યાનમાં રાખતા નથી! નાસિક પાસે આવેલી 'પાંડવોની ગુફા'ના વિષયમાં પણ આવું જ અજ્ઞાન પ્રવર્તે છે.

પ્રતિમા પદ્માસન પર ઊભી છે. ડાબી બાજુના બોધિસત્ત્વના જટા-મુકુટમાં તેમજ જમણી બાજુના બોધિસત્ત્વના જટાબંધમાં અભયમુદ્રા સાથે બેઠેલા ભગવાન બુદ્ધની નાની આકૃતિ નજરે પડે છે. અને પ્રતિમાઓમાં કટિમેખલા વડે બાંધેલા ધોતિયાની સેરો તેમજ દરિયાઈ મોજની પાટલી આ કાલની વેશભૂષાને અનુરૂપ જણાય છે ડાબી બાજૂની મૂર્તિનો જમણો હાથ ખંડિત છે, ડાબો હાથ જાંઘ પર ટેકવેલો છે. જમણી બાજૂની મૂર્તિના જમણા હાથનો અગ્રભાગ ખંડિત છે, પરંતુ એમાં વરદમુદ્રા ને અક્ષમાલા હોવાનું સ્પષ્ટ જણાય છે. ડાબા હાથમાં કમંડલુ પકડેલું છે, જેનો નીચલો ભાગ ખંડિત છે. ઉપવીત તેમજ હાર, કેયૂર વલય ને મેખલાનાં આભૂષણોનું સુશોભન માત્ર ડાબી બાજૂની મૂર્તિમાં રજૂ કરવામાં આવ્યું છે. આ રીતે બબ્બે બોધિસત્ત્વોના આ ત્રણેય જોડકાંમાં એક બોધિસત્ત્વને વધુ વિભૂષિત કરવામાં આવ્યા છે ને બીજા બોધિસત્ત્વને એની સરખામણીએ ઓછા શણગારવામાં આવ્યા છે. આ પરથી ડૉ. ફોગેલ ધારે છે તેમ પહેલી મૂર્તિ અવલોકિતેશ્વરની ને બીજી મૂર્તિ મૈત્રેયની હોવા સંભવે છે.[૧૯૭] ગુફા નં. ૪ના સ્વેશની દીવાલના ઉપલા ભાગમાં એક સ્થળે ભગવાન બુદ્ધનું શિલ્પ દેખા દે છે. એનો વચલો ભાગ ખંડિત થઈ ગયો છે, પરંતુ ઉપરના ભાગમાં મસ્તક ને ચામરોની આકૃતિ તેમજ નીચલા ભાગમાં ધર્મચક્ર ને બે હરણોની આકૃતિ સ્પષ્ટતઃ નજરે પડે છે, જે પરથી આ શિલ્પ મૃગદાવમાં ધર્મચક્રપ્રવર્તન કરતા ભગવાન બુદ્ધનું હોવાનું સ્પષ્ટ થાય છે.[૧૯૮]

૩૪૪. અજંટાની[૧૯૯] જેમ બાઘની ગુફાઓમાં પણ યક્ષ લોકો ને નાગ લોકોના શિલ્પ નજરે પડે છે, પરંતુ એ શિલ્પ ગુફાઓના

૧૯૭ ફોગેલ, ધી બાઘ કેવ્ઝ, પૃ. ૩૪-૩૬
૧૯૮ સદર, પૃ. ૪૩
૧૯૯ સદર, પૃ. ૩૭-૩૮

ખુલ્લા અગ્રભાગમાં હોઈ ઘણા જીર્ણશીર્ણ થઈ ગયા હોય છે. ગુફા નં. ૨ના પ્રવેશના ઉત્તર છેડે પછીતની બહારની બાજૂએ એક ગોખલામા જે શિલ્પ નજરે પડે છે તેમા લલિતાસનમા બેઠેલી વચલી આકૃતિ નાગની જણાય છે, જેની બે બાજૂએ બે પરિચારિકા–પ્રાયઃ ચામરધારિણી—ની આકૃતિ કોતરેલી છે.[૨૦૦] રવેશને દક્ષિણ છેડે આવેલા ગોખલામાં હાલ ગણેશની ગાદીની મૂર્તિ છે એની પાછળ મૂળ પ્રાચીન પ્રતિમાની નિશાની દેખા દે છે.[૨૦૧] ગુફા નં. ૪ની બાજૂમાં મોટા ગોખલામાં બારે કદની એક બેઠેલી મૂર્તિ નજરે પડે છે તેનાં ઘણાં અંગ જીર્ણશીર્ણ થઈ ગયા છે; પગ અર્ધપર્યંકાસનમા ગોઠવેલા જણાય છે ને ડાબો હાથ પગ પર ટેકવેલો છે; દેહ પર વિવિધ આભૂષણ ધારણ કર્યાં છે. આ મૂર્તિ યક્ષરાજની હોવાનો સંભવ માનવામાં આવ્યો છે.[૨૦૨] આ ગુફાના રવેશને ઉત્તરપૂર્વ છેડે એક ગોખલામાં બેઠેલાં દંપતીની પ્રતિમા નજરે પડે છે. જમણી બાજૂની આકૃતિ અર્ધપર્યંકાસનમાં બેઠેલા સપ્તફણાવાળા નાગરાજની છે ને ડાબી બાજૂએ લલિતાસનમા બેઠેલી સ્ત્રીઆકૃતિ એની પત્નીની જણાય છે. નાગરાજના બંને હાથ સ્કંધ પર મૂકેલા છે. નાગપત્નીનો જમણો હાથ અભયમુદ્રામા છે ને ડાબો હાથ ડાબા ઘૂંટણ પર ટેકવેલો છે.[૨૦૩] આ ગુફાના વચલા પ્રવેશદ્વારની ટોચે બે બાજૂએ બે મકરવાહિની સ્ત્રીઓની ઊભી આકૃતિ નજરે પડે છે. ડાબી બાજૂની સ્ત્રી આમ્રવૃક્ષ નીચે ઊભી છે, એના જમણા હાથે એ વૃક્ષની ડાળી પકડી છે ને ડાબો હાથ બાજૂમાં ઊભેલા વામન કદના પુરુષના મસ્તક પર મૂકેલો છે. જમણી બાજૂની સ્ત્રી સીતાફળીના ઝાડ નીચે ઊભી છે, એના જમણા હાથે એ વૃક્ષની

૨૦૦ સદર, પૃ. ૩૮–૩૯
૨૦૧ સદર, પૃ. ૩૯
૨૦૨ સદર, પૃ. ૪૦–૪૧
૨૦૩ સદર, પૃ. ૪૧–૪૨

ડાળી પકડી છે ને ડાબો હાથ બાજુમાં ઊભેલી વામન કદની સ્ત્રીના મસ્તક પર મૂકેલો છે[૨૦૪] આ બંને શિલ્પમાં માછલી ને મકરની શાલભંજિકાની પ્રતિકૃતિ નજરે પડે છે શિવ વિષ્ણુ આદિ દેવોના મંદિરોમાં આ સ્થાને મકરવાહિની ગંગા ને કૂર્મવાહિની યમુનાની પ્રતિમા દેખા દે છે પરંતુ બૌદ્ધ વિહારોમાં કોતરેલી આ મત્સ્ય ને મકર વાહિની આકૃતિઓ યક્ષીની હોવાનું સ્પષ્ટ થાય છે[૨૦૫] બાઘની બૌદ્ધ ગુફાઓમાં આ ઉપરાંત બીજાં કેટલાંક શિલ્પ જોવામાં આવે છે, પરંતુ એ ઘણાં ઘસાઈ ગયાં હોઈ ઓળખવાં મુશ્કેલ છે

૩૪૫ પડોશના પ્રદેશમાં આવેલી અજંટાની ગુફાઓના ભિત્તિ ચિત્રોમાં વ્યક્ત થતી સમકાલીન ચિત્રકલાએ મૈત્રકકાલીન ગુજરાતની ચિત્રકલા પર પ્રબળ અસર કરી હોય એ તદ્દન સ્વાભાવિક છે ચિત્રકલા અજંટાની એક ગુફા કોતરાવનાર સ્થવિર અચલે સુરાષ્ટ્રમાં પણ એક એવો વિહાર કોતરાવ્યો હતો એ હકીકત પરથી આ અનુમાનને સબળ સમર્થન મળે છે[૨૦૬] મૈત્રકકાલીન ચિત્રકલાના નમૂના ગુજરાત સૌરાષ્ટ્ર કે કચ્છમાં ઉપલબ્ધ નથી, પરંતુ મૈત્રક શાસન નીચેના સરહદવર્તી માળવ પ્રદેશમાં એના ઉત્તમ નમૂના મોજૂદ રહ્યા છે દાહોદની નજીકમાં આવેલા બાઘ ગામ પાસેની ગુફાઓને રાજકીય તેમજ સાંસ્કૃતિક દૃષ્ટિએ મૈત્રકકાલીન ગુજરાતની ગણવી ઉચિત છે આ ગુફાઓની દીવાલો પર ચીતરેલા ચિત્રોનો ઘણો ભાગ કાલબળે નષ્ટ થઈ ગયો છે, પરંતુ જે ભાગ જળવાઈ રહ્યો છે તે પરથી એ ચિત્રોમાં વ્યક્ત થતી કલા વિશે ઊંચી છાપ પડ્યા વિના રહેતી નથી ગુફા નં ૪–૫ના લાંબા સળંગ પ્રવેશની દીવાલના ઉપલા ભાગ પર કોઈ કથાવસ્તુના કેટલાક છૂટાછવાયા દૃશ્ય નજરે પડે છે ગુફા નં ૪ના

૨૦૪ સદર, પૃ ૪૩, પટ્ટ ૧૨ બી
૨૦૫ સદર પૃ ૪૩-૪૫
૨૦૬ જુઓ § ૨૨૩

જમણી બાજૂના પ્રવેશદ્વારની ઉપરના ભાગમાં બે દૃશ્ય દેખા દે છે. પહેલા દૃશ્યમાં એક સ્ત્રી જમણા હાથે મોં ઢાંકીને ડાબા હાથ વડે ભાવ વ્યક્ત કરતી કોઈ કરુણ કથની પોતાની બાજૂમાં બેઠેલી સહાનુભાવિની સખીને કહી રહી છે. એના હાથ પર એક ને એની સખીના હાથ પર બે કંકણ ધારણ કરેલ છે.[૨૦૭] બીજા દૃશ્યમાં કિરીટ ને અધિક આભૂષણોથી વિભૂષિત બે પુરુષો બીજા બે અલ્પ વિભૂષિત પુરુષો સાથે કંઈ ગંભીર ગોષ્ઠી કરી રહ્યા છે. ડાબી બાજૂએ આગળ બેઠેલો પુરુષ ગજકુલ કે દેવકુલની કોઈ મુખ્ય વ્યક્તિ લાગે છે.[૨૦૮] જમણી બાજૂએ દેખા દેતા ત્રીજા દૃશ્યમાં બે જનસમૂહ નજરે પડે છે. ઉપલા સમૂહમાં ગગનગમન કરતી ૭ પુરુષ વ્યક્તિઓ દેખાય છે, જે એમના પહેરવેશ પરથી અર્હતો કે ઋષિઓ હોવાનું માલૂમ પડે છે. નીચલા સમૂહમાં પાંચ સ્ત્રીઓના મસ્તક નજરે પડે છે. એમાની વચલી સ્ત્રીના હાથમાં વીણા જેવું વાદ્ય દેખાય છે એ પરથી આ સર્વ સુભૂષિત સ્ત્રીઓ વાદક વર્ગની હોવા સંભવે છે.[૨૦૯] આ દૃશ્યની જમણી બાજૂએ બે વાદકસમૂહોનું દૃશ્ય આવે છે, જે સુપ્રસિદ્ધ છે. ડાબી બાજૂના સમૂહ (પટ્ટ ૨૨)માં[૨૧૦] એક નર્તકની આસપાસ સાત વાદક સ્ત્રીઓ ઊભી છે નર્તકે લાંબી બાંયનો સદરો ને આડા પટ્ટાવાળો સુરવાળ પહેર્યો છે ને માથા પર લટકતા છેડાવાળી ટોપી પહેરી છે. એના પગ, હાથ ને માથાના મરોડમાં નર્તનક્રિયાનો તાદૃશ ભાવ આલેખાયો છે. જમણી બાજૂ મોખરે ઊભેલી સ્ત્રી મૃદંગ બજાવે છે, એની જમણી બાજૂની ત્રણ સ્ત્રીઓ દાંડિયાના તાલ આપે છે ને એમની જમણી બાજૂએ ઊભેલી બાકીની ત્રણ સ્ત્રીઓ મંજીરાં વગાડે છે. બંને

૨૦૭ ફ્રેગેલ, સદર, પૃ. ૪૭, પટ્ટ એ
૨૦૮ સદર, પૃ. ૪૭-૪૮, પટ્ટ બી
૨૦૯ સદર, પૃ. ૪૮-૪૯, પટ્ટ સી
૨૧૦ સદર, પૃ. ૪૯-૫૧, પટ્ટ ડી

છેક મોખરે ઊભેલી સ્ત્રીઓના ઉત્તરાંગ નિર્વસ્ત્ર છે, જ્યારે બીજી સ્ત્રીઓએ કંઈક પહેરેલું જણાય છે. સ્ત્રીઓના ચણિયામાં જુદાજુદા રંગના આડા પટ્ટા નજરે પડે છે. જમણી બાજૂના વાદક-સમૂહમાં[૨૧૧] એવી રીતે એક નર્તકની આસપાસ છ વાદક સ્ત્રીઓ ઊભી છે. આ નર્તકનો પહેરવેશ પહેલા નર્તકના પહેરવેશને ઘણો મળતો આવે છે, પણ એના માથાને ફરતી અનેક ગૂંથેલી સેર લટકે છે. પહેલી અને છેલ્લી સ્ત્રીના હાથમાં મંજીરા છે, બીજી સ્ત્રીને ખભે મૃદંગ લટકે છે ને બાકીની ત્રણ સ્ત્રીઓના હાથમાં દાંડિયા દેખા દે છે. પહેલી ત્રણ સ્ત્રીઓના ઉત્તરાંગ ખુલ્લા છે, જ્યારે છલ્લી ત્રણ સ્ત્રીઓએ નાનામોટા ઉત્તરીય ધારણ કર્યા છે. આ બે વાદક-સમૂહની વચ્ચે ચીતરેલી આડી પડદીની નીચે બે પંક્તિનો લેખ કોતરેલો જણાય છે.[૨૧૨] પરંતુ એના અક્ષર એટલા બધા ઘસાઈ ગયા છે કે લેખની મતલબ બિલકુલ જાણી શકાય એમ નથી. આ લેખમાં પાંચમા દૃશ્યના વિષયનો ઉલ્લેખ હોવા સંભવે છે. આ દૃશ્યમાં[૨૧૩] પાંચછ હરોળમાં ડાબી બાજુ આગળ ધપતા સત્તરેક ઘોડેસવારોનું સરઘસ નજરે પડે છે. છેક આગલી હરોળમાં ત્રણ સવાર છે, જેમાંના એકની પાસે લાંબું ધનુષ્ય જોવામાં આવે છે. આ હરોળની પાછળની હરોળમાં વચ્ચે મુખ્ય પુરુષ છે, જેના મસ્તક પર છત્ર ધરેલું છે. એના માથાની ટોચ પર એક ચમરી ખોસવામાં આવી છે ને એનાં મોં ને ગરદન પાસે બીજી બે ચમરી લટકે છે.[૨૧૪] એની જમણી બાજૂએ ત્રણ ને ડાબી બાજૂએ બે

૨૧૧ સદર, પૃ. ૫૧, ૫૬ ઈ

૨૧૨ સદર, પૃ. ૫૧. માત્ર એક ક્ર વંચાય છે, જે પ્રથમ પંક્તિનો અંત્ય અક્ષર જણાય છે.

૨૧૩ સદર, પૃ. ૫૧-૫૪, ૫૬ એફ

૨૧૪ કાલિદાસે અભિજ્ઞાનશાકુન્તલમાં રથના અશ્વોનો વેગ વર્ણવતાં ચામર-શિખાનો ઉલ્લેખ કર્યો છે (અંક ૧, શ્લો. ૮).

સવાર જોવામાં આવે છે. ત્રીજી હરોળમાં ચાર ને છેક પાછળી હરોળમા ત્રણ સવાર નજરે પડે છે. આ બધા પુરુષોએ લાંબી બાંયનું કંચુક પહેર્યું છે ને એમના માથાના પાછલા ભાગમાંથી વિચિત્ર પ્રકારનું શિરોવસ્ત્ર લટકે છે. કંચુકનો રંગ મોટે ભાગે પીળાશ પડતો, કેટલીક વાર ભૂરો ને કોઈ વાર લીલો કે લાલ હોય છે અને શિરોવસ્ત્રનો રંગ સફેદ કે પીળાશ પડતો હોય છે. એમાં કેટલીક વાર જુદા રંગની ભાત પાડેલી જોવામાં આવે છે. ઘોડાનો રંગ રાતો, રતાશ પડતો કે લીલો હોય છે. ચિત્રકારે અશ્વની આકૃતિના આલેખનમાં અદ્ભુત કૌશલ્ય દર્શાવ્યું છે. ઘોડેસવારીના દૃશ્ય પાછળ હાથીની સવારીનું સુંદર દૃશ્ય આલેખવામાં આવ્યુ છે.[૨૧૫] છેક મોખરે ચામર ને લાંબાં લટિયાંવાળો એક પુરુષ દેખા દે છે, જેના ગજની આકૃતિ લગભગ તદ્દન નાબૂદ થઈ ગઈ છે. આ પુરુષે વસ્ત્રમાં માત્ર પોતડી પહેરી છે ને જમણા હાથમાં કુવલયની દાંડી પકડી છે. એની પાછળ એક અનુચર જમણા હાથે ચામર ઢોળે છે તેમજ ડાબા હાથે એના શિર પર છત્ર ધરે છે એ પરથી આગલી આકૃતિ કોઈ મહાપુરુષની હોવાનુ સ્પષ્ટ થાય છે. આ અનુચરની પાછળ એક ઘોડો છે, જેના સવારની આકૃતિ લગભગ લુપ્ત થઈ ગઈ છે. અશ્વના બે કાન વચ્ચે ઊડતી

સુશોભિત ઝૂલ પર ત્રણ સ્ત્રીઓ બેઠી છે, જ્યારે ડાબી બાજૂની સ્ત્રી પગ ઊંધા વાળીને વચલી સ્ત્રીને અવલંબીને બેઠી છે. એમના નિવસનને સફેદ ને લીલા રંગના પટા છે, વચલી સ્ત્રીએ ખુલ્લા ગળાનો કમખો પહેર્યો છે, જ્યારે બાજૂની બને સ્ત્રીઓની છાતી ખુલ્લી છે સવારીની છેક પાછલી હરોળના હાથી પર પણ એક માવત ને ત્રણ સ્ત્રીઓ બેઠેલાં છે. એમાં વચ્ચે બેઠેલી સ્ત્રીએ કઈ ઉત્તરીય પહેર્યું નથી જ્યારે બાજૂની સ્ત્રીઓએ બંધ ગળાના ટૂંકી બાંયના કમખા પહેર્યા છે. મોખરાની બે સ્ત્રીઓને ડાબે ખભે મૃદંગ લટકતુ દેખાય છે. આ દશ્યની જમણી બાજૂએ હાથીઘોડાની સવારી એના ઉદ્દિષ્ટ સ્થાને પહોંચ્યાનો પ્રસંગ આલખાયો હતો.[૨૧૬] એના અગ્રભાગમાં એક આમ્રવૃક્ષની ને એની આગળના ભાગમા એક કદલીવૃક્ષની આકૃતિ ચીતરી હતી કદલીવૃક્ષની નીચે કોઈ મહાત્મા બાજૂમા બેઠેલા શિષ્યને બોધ દેતા બેઠા હતા.[૨૧૭] ગુફા નં. ૪ના ગ્વેશના બાકીના ભાગમા આવાં બીજાં કેટલાંક દશ્ય દેખા દે છે, પરંતુ એની વિગતો હાલ ઘણી નષ્ટ થઈ ગઈ છે.[૨૧૮] ગુફા નં. ૩ની એક કોટડીમાં બુદ્ધો ને પ્રાયઃ બોધિસત્ત્વોની આકૃતિઓ આલેખવામાં આવી હતી એવું જણાય છે, પરંતુ એની યે પૂરતી વિગતો મોજૂદ રહી નથી.[૨૧૯] નગરોત્સવ ને રાજ્યસવારીના આ ભવ્ય દશ્યમા કલાકારે પોતાની કલાના તમામ દોર છૂટા મૂકી દીધા છે ને લોકજીવનના પ્રસંગોને મોટા પાયા પર તાદશ રીતે નિરૂપ્યા છે અજંટાના ચિત્રોમાં કલાકારની જે સ્વવૃત્તિ કુંઠિત રહી છે તે અહીં પૂર્ણકલાએ ખીલી ઊઠી છે. ભાવ ને ઊર્મિની સંવેદનાને નિર-

૨૧૬ સદર, પૃ. ૫૮-૬૦.

૨૧૭ આ આકૃતિને અગાઉ ભગવાન બુદ્ધની ધારવામા આવેલી, પરંતુ એમા બુદ્ધના લક્ષણ નજરે પડતા નથી.

૨૧૮ સદર, પૃ. ૬૦-૬૨

૨૧૯ સદર, પૃ. ૬૨-૬૩

પેક્ષ રીતે વ્યક્ત કરવામાં કલાકારે સર્જન તેમજ આયોજનનનું અદ્ભુત કૌશલ દર્શાવ્યું છે.[૨૨૦]

૨૪૬. મૈત્રકકાલીન વાસ્તુકલા, કોતરકામ ને ચિત્રકલાને લગતા ઉપલબ્ધ સાધનસામગ્રી પરથી એકંદરે એ કાલની લલિત કલાએ

**સમીક્ષા** વિશે ઊંચી છાપ પડયા વિના રહેતી નથી. આ કાલના ઉત્તરાર્ધ દરમિયાન કલાના ક્ષેત્રમાં સમસ્ત પશ્ચિમ ભારત પર મરદેશના શાર્ંગધરની વિપુલ અસર પ્રસરી હોય એ તદ્દન સ્વાભાવિક છે. આ કલાવિદ રાજા શીલાદિત્યના સમયમા થયો ગણાય છે ને તારાનાથ એનો સમય સાતમી સદીનાં મૂકે છે.[૨૨૧] એ પરથી આ રાજા શીલાદિત્ય વલભીપતિ શીલાદિત્ય ધર્માદિત્ય(વિ સં. ૬૬૧-૬૬૭) હોય એ તદ્દન સંભાવિત છે.[૨૨૨] આ રાજવી નાદિત્ય તેમજ કલાને ઘણું ઉત્તેજન આપતો હતો એવું યુઅન શુઆંગની નોંધ પરથી તેમજ દાનશાસનો પરથી માલૂમ પડે છે[૨૨૩] જો શાર્ંગદેવની પ્રવૃત્તિને આ મૈત્રક રાજવી તરફથી ઉત્તેજન મળ્યુ હોય, તો એ કાલની સમસ્ત પશ્ચિમ ભારતની કલાની પ્રગતિમાં વલભીપતિ શીલાદિત્યે ને એ દ્વારા ગુજરાતના કલાકારોએ ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો ગણાય. ચિત્રકલામાં માલવના કલાકારમાં મહારાષ્ટ્રના કલાકાર કરતા વિશિષ્ટ દષ્ટિ રહેલી જણાય છે એ પણ આ દષ્ટિએ નોંધપાત્ર છે. લલિત સાહિત્યની રચનામાં મૈત્રકકાલીન ગુજરાતે ઘણો ઓછો ફાળો

નોંધાવ્યો જણાય છે ભટ્ટિકાવ્ય ને હરિવંશપુરાણ જેવી ઉપલબ્ધ કાવ્યકૃતિઓમાં પણ કાવ્યની દૃષ્ટિ શાસ્ત્ર ને ધર્મની દૃષ્ટિથી ગ્રસ્ત થઈ રહે છે. એ સમયે અન્યત્ર રૂપક કથા ને આખ્યાયિકાની અનેક કૃતિઓ રચાતી હોવા છતાં ગુજરાતમાં લલિત સાહિત્યના એ લોકપ્રિય પ્રકારોનું ખેડાણ થયુ લાગતુ નથી છતા વાદ્ય ને નૃત્યની તેમજ વાસ્તુ શિલ્પ ને ચિત્રની કલાઓની ઉપલબ્ધ કૃતિઓમાં મૈત્રકકાલીન ગુજરાતની લલિત કલાઓ વિશે જે સુંદર છાપ પડે છે તે એની વિદ્યા, શિક્ષણ, વેપાર, હુન્નર, ગજકારણ, રાજ્યતંત્ર ને ધર્મના ક્ષેત્રમાં વ્યક્ત થતી પ્રગતિને અનુરૂપ છે એ નિર્વિવાદ છે. મૈત્રકકાલીન ગુજરાતના આ વિકાસમાં મૈત્રક રાજ્યવંશની અમર સાહુથી પ્રબળ ગણાય, કેમકે અનેક શતકોથી બાહ્ય રાજ્યોના શાસન નીચે રહેલા આ પ્રદેશને પરશાસનમાથી મુક્ત કરી પ્રજાનો સર્વાંગી વિકાસ સાધવામાં એણે ઘણો મહત્ત્વનો ફાળો આપ્યો હતો.

# પરિશિષ્ટ ૩

## દાન લેનારને લગતી હકીકત

(બ્રાહ્મણો)

| લેખ | નામ | પિતાનુ નામ | ગોત્ર | વેદશાખા | નિવાસસ્થાન | મૂળ વતન |
|---|---|---|---|---|---|---|
| ૨ | કુમારશર્મા<br>જરભજ્જ્ય | — | શાણ્ડિલ્ય | છન્દોગ | ક્ષુ॰ વાટક | — |
| ૩ | રાઘવમિત્ર | — | પ્રજગણુ | ,, | સિંહપુર | — |
| ૪ | — | | શાણ્ડિલ્ય | વાજિસનેય | — | — |
| ૫ | ૩ બ્રાહ્મણો[1] | — | ભારદ્વાજ | ,, | અકોટક | — |
| ૬ | અચિંતિશર્મા | — | દ્રોણાયન | આથર્વણ | હસ્તકવપ્ર | — |
| ૭ | માધવ | — | શુનક | છન્દોગ | જ્યેષાનક | — |
| ૮ | હિમ્મન | — | દર્ભ | વાજિસનેય | હરિયાનક | — |
| ૯ | સુપણુ | — | માનવ | છન્દોગ | વશાપ્રદ | — |
| ૧૦ | વિષ્ણુશર્મા | — | જયાવાન | વાજિસનેય | સિંહપુર | — |
| ૧૧ | શાન્તિશર્મા<br>દેવશર્મા | — | આત્રેય | ,, | નગરક | — |
| ૧૨ | ભટ્ટિ<br>ગુહભટ્ટિ | — | ભાર્ગવ | બહ્વૃચ | હસ્તવપ્ર | — |
| ૧૩ | સ્કન્દ | — | ઓપસ્વગ્તિ | વાજિસનેય | અક્રોનક | — |
| ૧૬ | સ્કન્દત્રાત<br>ગુહત્રાત | — | ભરદ્વાજ | છન્દોગ | આનન્દપુર | — |
| ૧૭ | — | — | — | — | આનર્તપુર | — |
| ૨૧ | છચ્છર | — | ભાર્ગવ | મૈત્રાયણક માનવક | બ્રહ્મપુર | — |

૧ મહિલકબિલિકવદ (?)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૨ વિશાખ }<br>ભપ્પ } | — | કશ્યપ | છન્દોગ | — | — |
| ૨૩ રુદ્રગોપ | રુદ્રઘોષ | કૌશ્રવસ | અથર્વણ | આનર્ત્તપુર | — |
| ૨૪ રોધ<br>શ્યેન | — | કુશિક | વાજસનેય-<br>માધ્યન્દિન | — | — |
| ૨૫ રુદ્રભૂતિ | — | કુણ્વ-વત્સ | વાજસનેયિ | ઉજ્જત | — |
| ૨૬ દુશ }<br>પષ્ઠી } | — | શાણ્ડિલ્ય | છન્દોગ-કૌથુમ | — | — |
| ૨૭ લુદ્ર | | કેરાદિ | બહ્વૃચ | — | — |
| દસિલ | | આલંબાયન | ,, | — | — |
| ૨૯ દેવદત્ત | — | શાણ્ડિલ્ય | મૈત્રાયણિક | — | — |
| ૩૨ વિષ્ણુમિત્ર | -- મિત્ર | શાર્કરાક્ષિ | બહ્વૃચ | ખેટક | આનર્ત્તપુર |
| ૩૩ અમરશર્મા }<br>અનૂદશર્મા } | ભદ્રશર્મા | ગાહ્લુણાયન | બહ્વૃચ | — | — |
| ૩૬ દ્રોણ ઇ. | | (વિવિધ) | (વિવિધ) | — | સંગપુર |
| ૪૪ બ્રાહ્મણો[2] | | | | | |
| ૩૮ ભટ્ટિ | ભટ્ટગુહ | ભરદ્વાજ | છાન્દોગ-કૌથુમ | વલભી | આનર્ત્તપુર |
| ૪૨ મિત્રશર્મા }<br>ગણેશ્વર } | રુદ્રશર્મા | ઔદરેયણિ | છન્દોગ | ,, | દશપુર |
| ૪૫ ભવ | ભદ્ર | ભાગુરિ | મૈત્રાયણીય | ચિચાનક | — |
| ૪૬ ગુહ | આમ | કૌણ્ડિન્ય ' | વાજસનેય | નમદી | કારાહદ |
| ૪૭ મિત્રયશ | વિષ્ણુયશ | આત્રેય | આથર્વણ | દશતવપ્ર | — |

(૨) દ્રોણ, ઇન્દ્રવસુ, વત્સ, પષ્ટિ, ગુહિલ, ભટ્ટિસૂર્ય, દિવભટ્ટિ, લુદ્દક, આદિત્યવસુ, દ્વિ. દ્રોણ, ત્રિ. દ્રોણ, કુમારશર્મા, ભટ્ટિ, આદિત્યરવિ, ગણ[ક] ઉજ્જક, ગોપાદત્યક, ખન્દ, શર્મા, ભદ્ર, આદિત્ય, દ્વિ આદિત્ય, બપ્પટક, માતૃશર્મા, ઈશ્વર, બપ્પસ્વામી, દ્વિ. બપ્પટક, ગોપ, દામા, દ્વિ. ભટ, ખોડુખક, કેશવ, ગોપશર્મા, અગ્નિશર્મા, દ્વિ. ગોપ, નાગુવક, કુમારભટ, સીહ, નટક, મિંજક, ગોગ્ગક, સગમ, દ્વિ. ભટ્ટિ, ભાનુ

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪૮ | દિવાકરમિત્ર | બ્રહ્મમિત્ર | ગાંગાનાયન | બહ્વૃચ | આનન્દપુર | — |
| ૫૦ | માત્રાકાલ | સ્કન્દવસુ | ભારદ્વાજ | છન્દોગ | ખેટક | ગિરિનગર |
| ૫૧ | દેવકુલ | શર્મા | કપિષ્ઠલ | ,, | ગોરકેશ | વલ્લામ્દ |
| | ભાદ | દત્તિલ | ,, | ,, | ,, | ,, |
| ૫૪ | અગ્નિસ્વામી | કુમારસ્વામી | પારાશર | વાજસનેય | અગસ્તિકા-અગ્રહાર | ઉદુમ્બરગહ્વર |
| | સંગરવિ | મહેશ્વર | કૌશિક | ,, | અયાનક-અગ્રહાર | જમ્બૂસર |
| ૫૫ | દત્તસ્વામી | બુધસ્વામી | પારાશર | માધ્યન્દિન-વાજસનેય | ,, | ઉદુમ્બરગહ્વર |
| | કુમારસ્વામી | ,, | ,, | વાજસનેય | અગસ્તિકા-અગ્રહાર | ,, |
| ૫૭ | અર્જુન | ગુહાઢ્ય | ભારદ્વાજ | છન્દોગ | કિક્કટાપુત્ર | સિંહપુર |
| ૫૮ | નારાયણમિત્ર | કેશવમિત્ર | શર્કરાક્ષિ | બહ્વૃચ | કાસર | આનર્તપુર |
| ૫૯ | અદિતિશર્મા | નાગશર્મા | પરાશર | વાજસનેયિ | ખેટક | ઉદુમ્બરગહ્વર |
| ૬૧ | ભટ્ટિ | બપ્પ | કૌશિક | ,, | મહિછક(?) | મહિછક(?) |
| ૬૨ | નારાયણ | કેશવ | શર્કરાક્ષિ | બહ્વૃચ | ખેટક | આનન્દપુર |
| ૬૪ | યજ્ઞદત્ત | શ્રીધરદત્ત | ગાર્ગ્ય | છન્દોગ | વલભી | ,, |
| ૬૫ | સોમ | દત્તુલિક | ભારદ્વાજ | ,, | — | કાશહ્રદ |
| | પિટ્ટસ્વેશ્વર | ભટ્ટિહરિ | વત્સ | વાજસનેયિ | સિંહપુર | ગિરિનગર |
| | નગ | પિટ્ટસ્વેશ્વર | ,, | ,, | ,, | ,, |
| ૬૬ | નાધુલ્લ | સાન્દ | તાપ | — | ખેટક | ,, |
| ૬૭ | સગ્ગળ-દીક્ષિત | સામ્બદત્ત | કૌશિક | (અધ્વર્યુ) | વલભી | પુષ્યશામ્બપુર |
| ૬૮ | ભટ્ટિ ઈશ્વર | ધનપતિ | કૌણ્ડિન્ય | વાજસનેયિ | — | દીપ |
| ૬૯ | ભગ ઉપદત્ત | કિક્કક | ગાર્ગ્ય | (અધ્વર્યુ) | વલભી | આનન્દપુર |
| ૭૧ | દીક્ષિત | સામ્બદત્ત | કુશિક | વાજસનેયિ | — | પુષ્યસામ્બપુર |
| ૭૨ | ગલશર્મા | આદિત્યશર્મા | ઉપમન્યુ | (અધ્વર્યુ) | શ્રદ્ધિકા | ગિરિનગર |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭૩ ભૂતકુમાર | દ્રોણ | ભરદ્વાજ | મૈત્રાયણીય | વલભી | ગોમૂત્રિકા |
| ૭૪ દેવિલ | બપ્પ | શાણ્ડિલ્ય | મૈત્રાયણીય-માનવક | વંશકટ | દશપુર |
| ૭૬ — | — | — | — | વલભી | આનન્દપુર |
| ૭૮-૭૯ વાસુદેવભૂતિ | દામોદરભૂતિ | ગાર્ગ્ય | બહ્વૃચ | લિમ્બિખંડ | વર્ધમાનભુક્તિ |
| ૮૦ સંભુલ્લ | કાટલ્લ | પારાશર | આથર્વણ | ડહક | — |
| ૮૧ આખણ્ડલમિત્ર | વિષ્ણુ | શાકરાક્ષિ | બહ્વૃચ | આનન્દપુર | — |
| ૮૨ વિશ્વદત્ત / વસુદત્ત | — | ભરદ્વાજ | — | ...નગર | — |
| *૧૦૦ ગોમિંદ | ઈસર | કૌશિક | છન્દોગ | — | દશપુર |
| *૧૦૧ ગોમ-ગોમિંદ | — | — | — | — | — |
| ૧૧૯ બપ્પસ્વામી | — | કૃષ્ણાત્રેય | મૈત્રાયણિક | — | એલાપદ્ર |
| ૧૨૧ ઈશ્વર | — | મુન્તલ્લ | — | — | — |
| ૧૨૨ નાગશર્મા | — | ભારદ્વાજ | — | — | — |
| ૧૨૪ અનન્તદત્ત | — | છન્દોગિ | છન્દોગ | ભરુકચ્છ | — |
| પ્રજાપતિ શર્મા | — | ગાલવ | ,, | | |
| શિવદેવ | — | લૌકાક્ષિ | (અધ્વર્યુ) | | |
| ભાનુદેવ | — | લૌહાયન | ,, | | |
| ભવરુચિ | — | પૌણ્ડ્રિ (?) | — | | |
| ૧૨૫ ભજ્જિક અનન્તસ્વામી | — | કૌત્સ | વાજિસનેય | પાપાણિપ્રદ્રહ | — |
| ૧૨૬ બપ્પસ્વામી | બટ્ટુક | પારાશર | વાજસનેય-કણ્વ | ડેભક | — |
| ૧૨૭ ભટ્ટિ અધ્યાપક | | વત્સ | બહ્વૃચ-આશ્વલાયન | શિરીષપદ્રક | જમ્બૂસર |
| ગોપાદિત્ય | | ,, | ,, | | |

| | | | | |
|---|---|---|---|---|
| | ઇન્દ્રશર્મા | ભરદ્વાજ | છાન્દોગ-કૌથુમ | |
| | આદિત્યરવિ | ,, | ,, | |
| | તાપિશ્વર | ,, | ,, | |
| | ઇન્દ્રશ્વર | ,, | ,, | |
| | ઈશ્વર | ,, | ,, | |
| | ધર | ,, | ,, | |
| | દામધર | ,, | ,, | |
| | દ્વિ ઈશ્વર | ,, | ,, | |
| | ભદ્ર | ચૌલિસ | આથર્વણ પિપ્પલાદ | ભેરજ્જિકા ભરુકચ્છ |
| | વાયુશર્મા | ,, | ,, | |
| | દ્રોણસ્વામી | ,, | ,, | |
| | રુદ્રાદિત્ય | ,, | ,, | |
| | પૂર્ણસ્વામી | ,, | ,, | |
| ૧૨૮ | આદિત્યરવિ | ભરદ્વાજ | કણ્વ | જમ્બૂસર |
| | તાપિશ્વર | ,, | ,, | |
| | ઇન્દ્રશ્વર | ,, | ,, | |
| | ઈશ્વર | ,, | ,, | |
| | ભટ્ટિ અધ્યાપક | વત્સ | | |
| | ગોપાદિત્ય | ,, | | |
| | વાડ | ,, | | |
| | વિશાખ | ,, | | |
| | અગ્નિશર્મા | ,, | | |
| | ભટ્ટિગણ | ,, | | |
| | દ્રોણ | ,, | | |
| | વિતાખ | માઠર | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૩૨ દેવસ્વામી-ફલ્ગુભગાર | દત્ત | આવાયન? | વાજસનેય માધ્યન્દિન | અદ્ધિકા-અગ્રહાર | ગિરિનગર |
| ૧૩૪ ભટ્ટ અચ્યુત(?) | આદિત્યનાગ | કૌણ્ડિન્ય | વાજિ-માધ્યન્દિન | — | લોહિકક્ષ-પથકાહાર |
| ૧૩૫ માધવ | મહિધર | વસિષ્ઠ | બહ્વૃચ | કાન્યકુબ્જ | — |
| ૧૩૬ ગોવિન્દ | " | કૌશિક | છન્દોગ | " | — |
| ૧૩૭ નારાયણ | ગોવિન્દ | કાસ્યપ | બહ્વૃચ | અહિચ્છત્ર | — |
| ૧૩૮ — | | કણ્વ | વાજસનેય | જમ્બુસર | — |
| આદિત્યરવિ ઇ. | | ભારદ્વાજ | | | |
| આણક ઇ. | | ધૂમ્રાયણ | | | |
| ભટ્ટિ ઇ. | | દણ્ડકીય | | | |
| બપ્પસ્વામી ઇ. | | કાસ્યપ | | | |
| વાદ ઇ. | | કૌણ્ડિન્ય | | | |
| વિશાખ ઇ. | | માઠર | | | |
| ધર્મધર ઇ. | | હારિત | | | |
| ભટ્ટિન્ | | વૈષ્ણવ | | | |
| ધર ઇ. | . | ગૌતમ | | | |
| દામ | | શાણ્ડિલ્ય | | | |
| કર્ક | | લક્ષ્મણ | | | |
| ગોપાદિત્ય ઇ. | | કુત્સ | | | |
| ૧૩૯ ભોગિકસ્વામી | સામન્ત-સ્વામી | કાસ્યપ | — | નવસારિકા | — |
| ૧૪૦ — | — | — | — | — | — |
| ૧૪૧ — | — | — | — | — | — |
| ૧૪૨ અંગદ | ગોમિદ | વત્સ | તૈત્તિરિક | — | વનવાસિ |
| ૧૪૩ બપ્પસ્વામી-દીક્ષિત | — | ભારદ્વાજ | વાજિસનેયિ-માધ્યદિન | વિજયા-નિરદ્ધપુરી | — |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૪૪ | ભૂટ | તાવિ | કૌણ્ડિન્ય | ,, | સૌઝપદ | |
| | જગ | ચરમશર્મા | માથર | ,, | ,, | |
| | ભાટદત્ત | — | આસુરાયણ | ,, | ,, | |
| ૧૪૫ | કુક્કેશ્વર-દીક્ષિત | રેવિસર | વત્સ | કણ્વ | જમ્બુસરસ્થાન | — |
| ૧૪૬ | | — | — | — | — | — |

(દેવાલયો)

| લેખ | દેવતા | બંધાવનાર | સ્થાન |
|---|---|---|---|
| ૧ | પાણ્ડુરાજા | — | હસ્તવપ્ર આહરણી (ત્રિમગમક) |
| ૪૧ | મહાદેવ | હરિનાથ | બલવર્માનક-વાટપદ્ર |
| ૪૪ | આદિત્યદેવ | — | ભદ્રેણિયક |
| ૫૩ | કોટ્ટમ્મહિકા દેવી | — | ત્રિમગમક |

(વિહારો)

| લેખ | વિહારનુ નામ | દેવતા | બંધાવનાર | સંઘનો પ્રકાર | સ્થાન |
|---|---|---|---|---|---|
| ૧૪ | — | બુદ્ધો | દુદ્દા | ભિક્ષુસંઘ | વલભી |
| ૧૫ | — | ,, | બુદ્ધદાસ | ,, | ,, |
| ૧૮ | — | — | દુદ્દા | ,, (૧૮ નિકાય) | ,, |
| ૧૯ | દુદ્દા-મહાવિહાર | — | ,, | ,, | ,, |
| ૨૦ | આભ્યન્તરિકા-વિહાર | — | મિમ્મા | ,, | ભટાર્કવિહાર-ની સમીપમા |
| ૩૦ | બપ્પપાદીય વિહાર | બુદ્ધો | સ્થિરમતિ | ભિક્ષુસંઘ | વલભી |
| ૩૧ | — | બુદ્ધ | કક્ક માકિલ | ,, | ,, |
| ૩૪ | — | બુદ્ધો | — | ,, | — |
| ૩૫ | — | ,, | દુદ્દા | — | વલભી |
| ૩૭ | — | ,, | — | ભિક્ષુસંઘ | વંશકટ |
| ૩૯ | યક્ષશૂરવિહાર | ,, | — | ભિક્ષુણીસંઘ | વલભી |
| ૪૦ | — | ,, | યક્ષશૂર | ,, | ,, |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૯ | — | ,, | ગોહક | ભિક્ષુસંઘ | ,, |
| ૫૨ | — | ,, | પૂર્ણભદ્રા | ભિક્ષુણીસંઘ | ,, |
| ૫૬ | — | — | સ્કન્દભટ | ભિક્ષુસંઘ (મહાયાનિક) | યોધાવક |
| ૬૩ | — | બુદ્ધો | સ્થિરમતિ | — | દુદ્દાવિહાર મંડલ |
| | — | ,, | વિમલગુપ્ત | — | ,, |
| ૭૦ | — | ,, | વિમલગુપ્ત | ભિક્ષુસંઘ | વલભી (દુદ્દાવિહાર મંડલ) |
| ૮૬ | — | બુદ્ધ | — | ,, | વલભી |
| ૮૯ | — | — | શીલાદિત્ય -ધર્માદિત્ય | — | વંશકટ |
| ૯૩ | — | બુદ્ધ | — | ભિક્ષુસંઘ | વલભી |
| ૯૫ | — | બુદ્ધો | દુદ્દા | ,, | ,, |
| ૧૧૮ | — | — | અજિત | ભિક્ષુણીસંઘ | — |

# પરિશિષ્ટ ૪

## દેયભૂમિની વિગતો

| ક્રમ | ભૂમિ-પ્રકાર | પરિમાણ | આઘાટન | સીમા | સ્થાન | વહીવટી વિભાગ | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ગામ | — | — | — | ત્રિસંગમક | હસ્તવપ્ર | આહરણી |
| ૨ | ક્ષેત્ર | ૧૪૦ પાદાવર્ત | — | — | મહ્કણ્ | ,, | ,, |
| | વાપી | ૧૬ ,, | — | — | ,, | ,, | ,, |
| | ક્ષેત્ર | ૧૪૦ ,, | — | — | તાપસીય | ,, | ,, |
| | ક્ષેત્ર | ૧૦૦ ,, | — | — | તિનિષક | ,, | ,, |
| | વાપી | — | | | ,, | ,, | ,, |
| ૩ | — | — | — | — | — | — | — |
| ૪ | — | — | — | — | સૌવર્ણકીય | શિનબરટક | સ્થલી |
| ૫ | ક્ષેત્ર | ૧૦૦ પાદાવર્ત | — | પ.દ. | અક્ષસરક | હસ્તવપ્ર | આહરણી |
| | વાપી | ૧૨ ,, | — | | -મંડલી | | |
| ૬ | ક્ષેત્ર | ૧૦૦ પાદાવર્ત | — | — | કુક્કુટ | હસ્તકવપ્ર | આરરણી |
| | કૂપ | — | — | — | ,, | ,, | ,, |
| ૭ | ક્ષેત્ર | ૨૬૦ પાદાવર્ત | — | ઉત્તર | ભેટાનક ,, | (અક્ષસરક | પ્રાવેસ્ય) |
| ૮ | ક્ષેત્ર ખંડ ૪ ખંડ-૪ | ૩૦૦ પાદાવર્ત | | પ.ઉ. પૂ.ઉ. | હરિયાનક ,, — | ( ,, ,, | ,, પ્રાપીય) |
| | યમલવાપી | ૪૦ પાદાવર્ત | | પ.ઉ. | ,, | | |
| | વાપી | ૨૦ ,, | | | | | |
| | | ૩૬૦ ,, | | | | | |
| ૯ | ક્ષેત્ર | ૫૦ ,, | | ,, | | | |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | ઉદુમ્બરકૂપ | ૧૬ | ,, | | ઉત્તર | માલાકાર | ,, | ,, |
| ૧૦ | ક્ષેત્ર | — | | | પ.દ. | ભદ્દલર | ,, | ,, |
| | આમ્રિલિકાવાપી | ૧૨ | ,, | | ,, | ,, | | |
| | ક્ષેત્ર | ૫૦ | ,, | | ઉત્તર | વસુકીય | (અક્ષસરક પ્રાવેશ્ય) | |
| ૧૧ | ક્ષેત્ર | ૧૦૦ | | | પૂ.દ. | ભદ્રેણિકા | સુરાષ્ટ્રા | |
| ૧૨ | ક્ષેત્ર | ૨૦૦ | ,, | નદ્દકપુત્રગ્રામસીમા,, | ,, | | હસ્તવપ્ર આહરણી | |
| ૧૩ | વાપી | ૧૨ | ,, | — | ઉત્તર | અક્રોલક | | — |
| | ક્ષેત્ર | ૩૦ | ,, | — | ,, | ,, | | — |
| ૧૪ | ગ્રામ | — | | અનુમંજની પશ્ચિમે | — | પિપ્પલરુંખરી | | — |
| ૧૫ | ગ્રામ | — | | ...સ્થલ પાસે | — | વટપ્રજ્યક | | — |
| ૧૬ | ક્ષેત્ર | ૭૦૦ પાદાવર્ત | | પૂ.ભદ્રેણિકાસીમા<br>દ. સ્કન્દનું ક્ષેત્ર<br>ઉ. સ્વામિદત્તનું ક્ષેત્ર | પૂ.દ. | શમિહુમ્બર | | — |
| | ક્ષેત્ર | ૧૦૦ પાદા૦ | | પૂ ભદ્રેણિકાસીમા<br>દ. દ્રોણક્ષેત્ર<br>પ. દ્રોણનું ક્ષેત્ર | પૂર્વ | ભદ્રેણિકા | | — |
| | વાપી-૫ | ૧૬ (દરેક) | ,, | | | એ બે સીમાઓ વચ્ચે | | — |
| | વાપી | ૧૬ | ,, | | | દક્ષિણ સરસ્વતિવટ | | — |
| ૧૭ | — | ૧૦૦ | — | — | — | — | — | — |
| ૧૮ | (ગ્રામ) | — | | — | — | — | — | — |
| ૧૯ | ગ્રામ | — | | — | — | શમીપદ્રવાટક | (આનુમંજી-પ્રાવેશ્ય-પિપ્પલરુંખરી-પ્રાવેશ્ય) | |
| | ગ્રામ | — | | — | — | સંગમાનક | ગણ્ડલી-દ્રંગ | |
| | ગ્રામ | — | | — | — | નદ્દીય | ખેટક આહાર | |

